કરસનદાસ મુળજી સ્મારક ગ્રંથમાળા નં. ૧૭.

# सुख अने शान्ति.

લૉર્ડ એવ્હબરી ( સર જૉન લબક ) કૃત.

Peace and Happiness નામના અંગ્રેજી અને તેના મરાઠી અનુવાદના આધારે

તૈયાર કરનાર,
રા. રા. જીવાભાઈ રેવાભાઈ પટેલ,
બી. એ. એલએલ. બી., ડાકોર.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી—તરફથી
રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.
આસિ. સેક્રેટરી—અમદાવાદ.



સંવત ૧૯૭૨. પ્રત ૧૭૦૦. સન ૧૯૧૬.

કિમ્મત બાર આના.

# કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળાનો ઉપોદ્‌ઘાત.

સ્વર્ગવાસી કરસનદાસ મૂળજી સામાજિક સુધારાના એક આગેવાન હતા. ઈંગ્લાંડમાં પ્રવાસ કરીને આવ્યા પછી કાઠીઆવાડમાં તેમને સરકારી નોકરી મળી હતી. તે ઇ. સ. ૧૮૭૧ માં ગુજર્યા પછી તેમની સ્વદેશસેવાની યાદગીરી રાખવા કાઠીઆવાડમાં એક ફંડ રૂ. ૩૪૮૫ નું થયું હતું. તે ઇ. સ ૧૮૮; માં સોસાયટીને એવી શરતે સોંપવામાં આવ્યું કે, તેના વ્યાજમાંથી તેમને નામે પુસ્તકો રચાવવાં તથા છપાવવાં. આ ફંડની રૂ. ૩૨૦૦ ની નોટો સોસાયટી હસ્તક છે. આજ સુધીમાં આ ફંડમાંથી નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે:—

| | | |
|---|---|---|
| ૧ પ્રાણીવર્ણન, ભાગ ૧ લો | ( બીજી આવૃતિ એક ભાગમાં. ) | ૦—૮—૦ |
| ૨ " " | | ૦—૮—૦ |
| ૩ " " | | ૦—૮—૦ |
| ૪ મહાન આલફ્રેડનું ચરિત્ર. ( પાંચમી આવૃત્તિ ) | | ૦—૫—૦ |
| ૫ વનસ્પતિશાસ્ત્રનાં મૂળતત્વ. | | ૦ ૬—૦ |
| ૬ અનેક વિદ્યાનાં મૂળતત્વ. | | ૧—૦—૦ |
| ૭ સર વિલિયમ વોલેશ. | | ૦—૨—૦ |
| ૮ ઉદ્યોગી પુરૂષો. ( બીજી આવૃતિ ) | | ૦—૪—૦ |
| ૯ ધર્મનીતિ. | | ૦—૭—૦ |
| ૧૦ ન્યાયશાસ્ત્ર. | | ૦--૧૨—૦ |

| | | |
|---|---|---|
| ૧૧ | સ્વાતંત્ર્ય. | ૧—૦—૦ |
| ૧૨ | શિક્ષણ સૂત્ર. | ૦—૨—૦ |
| ૧૩ | ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર. | ૦—૮—૦ |
| ૧૪ | રાજા રામમોહનરાયનું જીવનચરિત્ર. | ૧—૦—૦ |
| ૧૫ | સામાજિક સેવાના સન્માર્ગ. ( બીજી આવૃત્તિ ) | ૦-૧૨—૦ |
| ૧૬ | શાહનશાહ જ્યોર્જ પાંચમાનું જીવનચરિત્ર. | ૦-૧૨—૦ |
| ૧૭ | સુખ અને શાન્તિ. | ૦-૧૨—૦ |



# પ્રસ્તાવના.

---

દુ:ખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ એ પ્રત્યેક મનુષ્યની પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ હોય છે. છતાં દુનિયાપર સુખી માણસો થોડાજ નજરે પડે છે. તેનું કારણ એ છે જે પ્રત્યેક મનુષ્ય પોતાનો ઇષ્ટ ઉદ્દેશ પાર પાડવા માટે જે સાધનો કામે લગાડતો હોય છે, તે ખામી ભરેલાં-દોષયુક્ત-હોય છે. વળી સુખ પ્રાપ્તિનો જેટલો આધાર બાહ્ય સાધનની યોગ્યતા ઉપર રહેલો હોય છે, તેટલોજ બલ્કે તેથી વધારે આધાર ચિત્તની અનુકૂળ વૃત્તિ અથવા સ્વસ્થતા ઉપર રહેલો છે. આથી કરીને મનુષ્યજીવન કેવી રીતે સુખમય બનાવી શકાય એ બાબતનો વિચાર કરનારને બહારનાં સાધનો તેમજ ચિત્તની સ્વસ્થતા એ બન્ને બાબતો લક્ષમાં રાખવી પડે છે. અને જો એ બન્ને બાબતો લક્ષમાં રાખીનેજ કોઇપણ માર્ગ નક્કી કરવામાં આવેલો હોય છે તો તે અવશ્ય યોગ્ય ફલની પ્રાપ્તિ કરાવે છે, એમાં સંશય નથી.

આપણા દેશના શાસ્ત્રકારોએ તેમજ તત્ત્વજ્ઞાનીઓએ સુખ પ્રાપ્તિનાં સાધનોનું જેમ યથાર્થ વિવેચન અને નિરૂપણ કરેલું છે, તેમ ઇંગ્લાંડ દેશમાં પણ ઘણા લેખકોએ એ વિષય ઉપર ખાસ ધ્યાન આપેલું છે. તેવા સમર્થ લેખક અને વિદ્વાનો પૈકીનો સર જોન લબક એ એક છે. તેમણે મનુષ્યજીવનને સુખમય કેવી રીતે બનાવવું એ વિષય ઉપર જુદા જુદા દૃષ્ટિબિંદુથી ઘણા ગ્રંથો લખેલા છે. પ્રસ્તુત ગ્રંથ તેમની એ શ્રેણી પૈકીના છેલ્લામાં છેલ્લા પ્રસિદ્ધ થયેલા Peace and Happiness ગ્રંથનો અનુવાદ છે. હાલ એ વિદ્વાન લોર્ડ એવ્હબરી એ નામથી ઓળખાય છે. પોતાના બીજા ગ્રંથોમાં તેમણે જે શૈલીનું અનુસરણ કરેલું છે, તેજ શૈલી પ્રસ્તુત ગ્રંથમાં પણ તેમણે ગ્રહણ કરેલી છે; એટલે કે પોતાના અભિપ્રાયના સમર્થનમાં બીજા જેટલા વિદ્વાનો તથા ચિંતકોના અભિપ્રાય મળી આવે તેટલા તેમણે છુટથી એકત્ર કર્યા છે. અને તેમ કરી તે વિચારને વાચકના હૃદય ઉપર સચોટ રીતે ઠસાવવાનો તેમણે પ્રયત્ન કર્યો છે.

આજ ઉદ્દેશ લક્ષમાં રાખીને મેં પણ આપણા ગુજરાતી સાહિત્યમાંથી તેમજ સંસ્કૃત સાહિત્યમાંથી જરૂર જેટલા ઉતારા લીધેલા છે.

પ્રખ્યાત મરાઠી લેખક રા. રા. મહાદેવ હરી મોડક બી. એ. એમણે પણ પ્રસ્તુત ઇંગ્રેજી ગ્રંથને આધારે મરાઠીમાં सुख आणि शान्ति એ નામનો ગ્રંથ લખેલો છે. આ ગ્રંથ તૈયાર કરવામાં મને તેમના ગ્રંથ ઉપરથી ઘણી મદદ મળી છે. તથા સંસ્કૃત શ્લોક વગેરે ઉતારા તો મેં તેમના ગ્રંથમાં-થીજ લીધા છે. પોતાના ગ્રંથનો ઉપયોગ કરવા માટે તેમણે ઉદાર દીલથી મને પરવાનગી આપી છે, તે બદલ તેમનો આ સ્થળે ખાસ ઉપકાર માનું છું.

સદર ગ્રંથ છપાતાં તેનાં પ્રુફ તપાસવાની મને તક મળી નહોતી અને તે તાકીદે બહાર પાડવામાં તેમાં પુષ્કળ ભુલો રહી ગઇ છે તેથી તેનું ભુલાયદું સુચીપત્ર આપી કેટલેક અંશે વાચકવર્ગની ક્ષમાને પાત્ર થવાની મેં કોશીશ કરેલી છે, છતાં વાચક વર્ગને તેથી જે વધારાની તસ્દી લેવી પડશે, તે બદલ પણ હું તેમનો ઋણી છુ.

છેવટે, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ એક સમર્થ અને પરોપકારી વિદ્વાનના ઉપદેશનો લાભ ગુજરાતી વાચકવર્ગને આપવાની મને અનુકૂળતા કરી આપી તે બદલે તે સંસ્થાના કાર્યવાહકોનો ઉપકાર માની ગ્રંથ તૈયાર કરવામાં એટલે એક અંગ્રેજ લેખકના વિચારો મારી માતૃભાષામાં ઉતારવામાં જે કંઇ ખામીઓ માલમ પડી આવે તે દરગુજર કરવાની સુજ્ઞ વાચકવર્ગને વિજ્ઞપ્તિ કરી વિરમું છું.

વધારામાં આ સ્થળે મારે જણાવવું જોઇએ કે મૂળ ગ્રંથમાં Theology એ મથાળાનું એક પ્રકરણ લખાયલું છે. પણ એ પ્રકરણમાંના વિચારો ગુજરાતી વાચકવર્ગને ખાસ જાણવા જેવા નહિ લાગવાથી મેં એ પ્રકરણ મારા અનુવાદમાં લીધું નથી જો કે તેમાંથી કેટલાક છુટક છુટક વિચાર 'ધર્મ'ના મથાળાવાળા પ્રકરણમાં દાખલ કરેલા છે.

ડાકોર તા. ૯-૧-૧૬ જીવાભાઇ રેવાભાઇ પટેલ.

# અનુક્રમણિકા.





# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૧—૩ | સવ | સર્વ |
| ,,–૧૨ | બોલીને | બોલીએ |
| ૨–૧૭ | બ્રાહ્ય | બાહ્ય |
| ૬—૩ | જ્ય, અપજ્ય, | જય, અપજય, |
| ૭—૮ | આત્મા સંયમ | આત્મસંયમ |
| ૮—૧ | દુર્દવ | દુર્દૈવ. |
| ,, ૭ | પ્રવૃત્તિવાળા | પ્રકૃતિવાળા |
| ,,–૨૩ | મરાપાપ્મા | મહાપાપ્મા |
| ૯—૧ | વૃથા: | કૃથા: |
| ,,–૨૦ | કોસીશ | કોશીશ |
| ૧૧—૮ | મહાવાહો | મહાબાહો |
| ૧૫—૫ | સારી | સાચી |
| ,,–૧૨ | તફરથી | તરફથી |
| ,,–૧૪ | ચારિત્ર | ચારિત્ર્ય |
| ૧૬–૧૮ | તે | જ |
| ૧૭—૯ | હૃદયબળની | હૃદ્બળની |
| ૧૮—૮ | રીતે | રીતે થતો નથી. |
| ૨૦–૨૫ | શરીરસ્થા | શરીરસ્થો |
| ૨૪—૩ | તેને | તેણે |
| ૨૯—૯ | રાવવારને | રવિવારને |
| ૩૦—૩ | આપણે | આપણો |
| ૩૧–૧૧ | ક્તિ | ત્કિ |
| ,,–૧૩ | રનેક | રનેકે |

| પૃષ્ઠ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૩૪—૧ | શુભાષિત | સુભાષિત |
| ૩૯–૧૫ | દે છે | દેવી |
| ૪૩–૧૫ | મરણનાં | મરણના |
| ૪૬–૨૦ | એના | એવા |
| ૪૭—૩ | એ | જો |
| ,,—૬ | પ્રાપ્ત નથી. | પ્રાપ્ત થતી નથી. |
| ,,–૧૨ | કાશમાં | કાશ |
| ૫૨–૧૫ | લઇને | થઇને |
| ૫૪—૨ | અજ્ઞાન | અજ્ઞાની |
| ૫૫—૩ | ચારિત્ર | ચારિત્ર્ય |
| ૫૬–૨૧ | दत्येता | दयिता |
| ,, ,, | तदगृहं | तद्गृहं |
| ૫૭—૨ | खलु | खलु |
| ,,—૬ | તેમને | તેમનો |
| ૬૪–૨૩ | ઉચ્છંખલ | ઉચ્છૃંખલ |
| ,,–૨૭ | चीसत्वं | भीरुत्वं |
| ૬૫–૧૨ | નકશાની | કશાની |
| ,,–૧૮ | પ્રાપ્તિ આનંદમાં | પ્રાપ્તિમાં આનંદ |
| ,,–૨૭ | એવો | એવા |
| ૬૭—૯ | કે જો | કે |
| ,,–૧૯ | કરાડાની | કરાડની |
| ૬૮–૧૧ | ઉપનરી | ઉપરનો |
| ૬૯–૧૭ | પડવાથી | ગાળવાથી |
| ૭૦–૧૩ | બક્ષી | બની |
| ૭૧—૪ | અનાજાતિ | અનાજાદિ ( અનાજ આદિ ) |

| પૃષ્ટ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૭૨–૨૦ | ફગરવટ | પગરવટ |
| ,,–૨૬ | સમ્યક | સમ્યક્ |
| ૭૩—૨ | માણુસશાસ્ત્ર | માનસશાસ્ત્ર |
| ૭૪—૨ | આપણી | આપણને |
| ,,–૧૬ | દ્રષ્ટિ | દૃષ્ટિ |
| ,,–૨૦ | પહોંચવાનો | પહોંચવાની |
| ,,–૨૧ | અંતરની | અંદરની |
| ,,—,, | સળદની | બળદની |
| ૭૭—૮ | લાલ | લાખ |
| ૭૮–૧૧ | તત્વવેતાને | તત્ત્વવેત્તાએ |
| ,,–૧૭ | નિર્જન | નિર્જીવ |
| ૭૯—૧ | કરે | કર્યાં |
| ૮૨–૧૪ | કહે છે ' તેમ સુખ | કહે છે તેમ 'સુખ |
| ,,–૨૬ | બીજા | બીના |
| ૮૩–૯ | દારિદ્ર | દારિ-ઘ |
| ૮૪–૧૪ | મનોવૃત્તિને | મનોવૃત્તિ |
| ૮૫—૬ | ઉવાનકૂગુ | ઢપાનકૂઢ |
| ,, ,, | ચમાવૃ તેવ | ચર્માવૃતેવ |
| ૮૬–૧૯ | આશીર્વાદ | આશિર્વાદ. |
| ,,–૨૫ | કલ્પનાંજ | કલ્પનાનાંજ |
| ૮૮—૨ | દારિદ્ર | દારિ-ઘ |
| ,,—,, | ,, | ,, |
| ૯૯—૭ | સંતોષ | સંતાપ |
| ,,–૧૪ | સુખદસ્થ રમણીય | સુખદ સ્મરણીય |
| ૯૧–૧૫ | જેટલો | જેટલી |

| પૃષ્ઠ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ, |
|---|---|---|
| ૯૨–૧૮ | આશીર્વાદ | આશિર્વાદ |
| ,,–૨૦ | કાર્યા | કર્યા |
| ૯૫–૧૫ | कमणा | कर्मणा |
| ,,–૧૭ | विध्ने | विघ्ने |
| ૯૬–૨૧ | જનોને | જનોનાં |
| ,,–૨૬ | દારિદ્ર | દારિ‌દ્ર્ય |
| ૧૦૧–૨૦ | દીર્ઘ દ્રષ્ટિ | દીર્ઘદૃષ્ટિ |
| ,,–૨૧ | ઔદર્ય | ઔદાર્ય |
| ૧૦૨–૨૬ | વિધ્ની | વિઘ્ન |
| ૧૦૩–૧ | महता | महतां |
| ૧૦૯–૮ | નુકશાન | નુકસાન |
| ,,–૧૦ | ,, | ,, |
| ૧૧૦–૨૪ | જરાકે | જરા |
| ૧૧૧–૧૫ | पंक्त्वा | पंक्त्वा |
| ,,–૨૦ | स्वाथौ | स्वार्थौ |
| ૧૧૨–૨૬ | હોવો જોઇએ | હોવો ન જોઇએ |
| ૧૧૩–૬ | અન્ન દ્રવ્યને | સ્નેહ દ્રવ્યને |
| ૧૧૪–૨૧ | નિરશ્રિતને | નિરાશ્રિતને |
| ૧૧૫–૨ | આપણા | આપણાં |
| ,,–૯ | આપણા | આપણી |
| ,,–૧૯ | નિષ્ઠુર | નિષ્ઠુર |
| ,,–૨૩ | ,, | ,, |
| ૧૧૭–૯ | આપણી | આપણો |
| ,,–૨૫ | સામથ્યને | સામર્થ્યને |
| ૧૧૯–૨૦ | દબાયલાં | દબાયલા |
| ૧૨૧–૨૨ | દારિદ્ય | દારિદ્ર્ય |

| પૃષ્ટ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૧૨૨-૨૧ | તે તે | તે |
| ૧૨૫-૧૮ | ગુણાયુક્ત | ગુણયુક્ત |
| ૧૨૬—૧ | દ્વેવિધે | દ્વૈવિધ્યે |
| ,,-૧૧ | સદર્શ | સદૃશં |
| ૧૨૭—૨ | શીવ શીવ | શીખ શીખ |
| ૧૨૯-૧૫ | ક્રતાં | ક્રમમાં |
| ૧૩૧—૩ | ગણાવી | ગણવી |
| ,,-૨૫ | શાળાઓનું | શાખાઓનું |
| ૧૩૫-૨૧ | ચારિત્ર | ચારિત્ર્ય |
| ,,-૨૨ | ,, | ,, |
| ૧૩૬-૧૩ | મિત્રાચારી | મિતાચારી |
| ,,-૨૧ | માણસે | માણસ |
| ,,-૨૨ | પુરૂષાથ | પુરૂષાર્થ |
| ૧૩૮—૧ | कारणे नहि | कारणेन हि |
| ,,-૧૪ | છે, | છે, તે |
| ૧૩૯—૪ | કપટ | કદા |
| ,-૧૪ | થતી જાય છે. | થતી નથી. |
| ,,-૨૦ | એક બશુરાના | એકલસુરાના |
| ૧૪૧—૯ | તેનું | તેવું |
| ,,-૧૨ | ખાતર છે. મગર | ખાતર બોલે છે; અગર |
| ૧૪૨—૨ | વખતુ | વખત |
| ૧૪૩—૧ | ઢિયુલાં | ઢિપુલાં |
| ૧૪૪-૧૫ | તો કાવ્ય રસિક | તો કોઈ કાવ્યરસિક |
| ૧૪૬—૧ | દરેકે | દરેક |
| ૧૪૮-૨૬ | મોન | મૌન |
| ૧૫૫-૨૫ | અનગનાં | અનંગનાં |

| પૃષ્ઠ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- |
| ૧૬૦-૨૦ | વખત્ | વખત |
| ૧૬૨—૨ | વધું | બધું |
| ૧૬૩—૮ | नन्वगु: | नन्वणुः |
| ૧૬૪-૧૯ | તંદુરસ્તી | તંદુરસ્ત |
| ૧૬૫-૧૪ | તળે | પગ તળે |
| ૧૬૬—૨ | રથની | રથીની |
| ,,—૬ | અંતદષ્ટિ | અંતર્દષ્ટિ |
| ૧૬૭—૫ | निवातेन | निपातेन |
| ૧૬૯—૫ | यद्वदासि | यद्वदासि |
| ,,—૬ | तते वितमहं मन्य | तते वित्तमहं मन्ये |
| ,,-૧૨ | નિર્ધનના | નિર્ધનતા |
| ,,-૧૭ | माश्रवन्ति | माश्रयन्ति |
| ૧૭૨-૨૦ | ज्ञेष्ठापुत्र | ज्येष्ठापत्य |
| ૧૭૫-૧૬ | તેમનાં | તેમના |
| ,,-૧૮ | ચાલતા આવેલા | ચાલતી આવેલી |
| ૧૭૭-૧૨ | અકાળ મૃત્યુ કરતાં | અકાળ મૃત્યુ સ્વાભાવિક મૃત્યુ કરતાં |
| ૧૮૫-૧૧ | સૃષ્ટિ | સૃષ્ટ |
| ,,-૨૨ | જેટલો | જેટલા |
| ૧૮૬-૧૭ | मूपैति | मुपैति |
| ૧૮૭-૧૨ | હજારગણો | હજારગણા |
| ,,—૧૪ | શાળામાં | શાખામાં |
| ,,—૨૪ | ત્રિકોણુ કૃતિ | ત્રિકોણાકૃતિ |
| ૧૯૦-૧૧ | તરફથી | તરફ |
| ,,—૧૩ | પણ | પણ તે |
| ૧૯૨—૬ | કુદરતના | કુદરતના |

| પૃષ્ટ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ,, ,, | ચમત્કારના | ચમત્કાર |
| ૧૫૪—૨ | પૂર્વાણહ્ | પૂર્વાહ્નો |
| ,,—૧૫ | | 'કાળના' એ શબ્દથા નવો પેરા. |
| ૧૫૮—૭ | બોલાવવા | લાવવા |
| ૨૦૮—૧ | માટિનાને | માર્ટિનોને |
| ,,–૨૭ | વસ્તુ | વધુ |
| ૨૧૦–૧૫ | વિદ્વાનોને | વિદ્વાનોને |
| ૨૧૩–૧૨ | સકૃતિ | સદ્વૃત્તિ |
| ૨૧૬—૪ | દ્દીર્ધાયુષ્ય | દીર્ધાયુષ્ય |
| ,,–૧૬ | હતાં, | હતાં, છતાં |
| ,,–૨૭ | મનોવિકારને | મનોવિકારનો |
| ૨૨૧–૨૧ | સાક્ષાધર્મસ્ય | સાક્ષાદ્ધર્મસ્ય |
| ૨૨૨–૧૮ | પણ | પાછા |
| ,,—૨૩ | સમાવેય | સમાવેશ |
| ૨૨૩–૧૩ | પક્ષધાત | પક્ષાધાત. |
| ,,—૨૧ | બાહ્યચાર | બાહ્યાચાર |
| ૨૨૪—૫ | પતૈ | પતં |
| ,,—૨૬ | સ્વચ્છ | સ્વચ્છંદ |
| ૨૨૫—૬ | તથાપિ | તથા |
| ,,—૨૨ | નૌતરીય | તૈત્તિરીય |
| ,,—૨૪ | તસ્માત્સત્ય | તસ્માત્સત્યં |
| ૨૨૮—૮ | સભ્ય | સભ્ય |
| ,,—૯ | च्छांति | च्छांतिं |
| ૨૩૧—૨ | છતા | છતાં |
| ૨૩૨–૧૪ | કરેછે, | કર્યાછે. |

| પૃષ્ઠ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૨૩૬—૨ | સ્વસ્થિ | સ્વસ્થે |
| ,,—૨૧ | નશ્ચય | નિશ્ચય |
| ૨૩૭—૧૨ | સ્વચ્છતા | સ્વસ્થતા |
| ૨૩૮—૧૮ | સકટ | સંકટ |
| ,,—૨૩ | ધારવી | ધારતી |
| ૨૪૦—૧૦ | નુકશાન, | નુકસાન થશે, |
| ,,—૧૧ | જાથુકની | જાથુની |
| ,,—૧૪ | મૃત્યું | મૃત્યુ |
| ,,—૨૬ | ાબળકુલ | બીલકુલ |
| ૨૪૧—૧૦ | અપેક્ષા ન | ઉપેક્ષા |
| ૨૪૨—૨૧ | બન્નેને | બન્ને |
| ,,—૨૩ | તો તે | તો |
| ,,—૨૪ | જાથુકની | જાથુની |
| ૨૪૪—૨૦ | લેવાથી | થવાથા |
| ૨૪૬—૪ | વાતાવરણુને| | વાતાવરણુમાં |
| ૨૫૧—૬ | એને | અને |
| ,,—૨૧ | કરત | કરતી |
| ૨૫૩—૨૪ | तवप्रसादात्परं शान्ति | तत्प्रसादात्परां शान्ति |
| ૨૫૫—૮ | રાજ્યોના | રાજ્યોની |
| ,,—૧૫ | માસની | માણુસની |
| ૨૫૬—૩ | દેશની | દેશદેશની |
| ૨૫૭—૧૧ | અંત | અંત આવે |
| ૨૫૮—૧૯ | સંગીતાનો ચમકાર | સંગીનાનો ચળકાટ. |
| ૨૫૯—૧૦ | स्यद्विजयः | स्याद्विजयः |
| ,,—૧૧ | भास्ते | भास्ते |

| પૃષ્ટ. પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- |
| ,,-૧૨ | हिताजय | हित्वा जय |
| ૨૬૦-૧૬ | ધકકો | ધોકકો |
| ૨૬૨-૮-૯ | અલ્લામાની | અલાબામાની |
| ૨૬૫—૩ | બહ કરી | બહકટી થઇ |
| ,,—૭ | મહાસાગરનો | મહાસાગરના |
| ,,-૨૫ | થઈ | જઇ |
| ૨૬૬—૮ | સ્પદ્ધા | સ્પર્દ્ધા |
| ,,—૯ | સ્થિતિ | ાસ્થતિથી |
| ,,-૧૪ | ધ્રુધવાટ | ઘ્રુધવાટ |
| ૨૬૮-૧૬ | આપણી | આપણે |
| ૨૬૯—૩ | જણાય છે કે | જણાય છે |
| ૨૭૦—૭ | લાપડ | થાપડ |
| ,,-૨૪ | યોગ્ય | યોગ્ય |
| ૨૭૧-૧૩ | માન્યતા | માન્ય |
| ,,-૧૪ | આપણે | પણ |
| ,,-૧૭ | સાથે | સ્થાને |
| ૨૭૨—૨ | यथापूर्व | यथापूर्व |
| ,,—૮ | चित्तमेवाम् | चित्तमेषाम् |



# સુખ અને શાન્તિ.

## પ્રકરણ ૧ લું.

### સુખ.

**सुखार्था भुवि जन्तूनां । प्रायः सर्वाः प्रवृत्तयः ॥**

**ભાવાર્થ**—આ ભૂતલ ઉપર પ્રાણીઓના સર્વ વ્યાપાર મુખ્યત્વે કરીને સુખ પ્રાપ્તિને માટેજ હોય છે.

આપણે સઘળા સુખ અને શાન્તિની અપેક્ષા રાખીએ છીએ, અને સર્વ પ્રકારની ખટપટ કર્યા કરીએ છીએ, એમ થવું સ્વાભાવિકજ છે, કેમકે આ જગત ઉપર મનુષ્યની ઇચ્છાનો વિષય બીજો કોઇ હોઇ શકેજ નહિ. એ બે પ્રાપ્ત થાય તો તેથી વિશેષ પ્રાપ્ત કરવાનું બીજું કંઇ રહેતુંજ નથી; તેવીજ રીતે મનુષ્ય જીવનને માટે એ બે આવશ્યક હોવાથી તેમને સાધ્ય કરવાની ઇચ્છા ન થાય એ બનવા જોગ નથી. 'બન્ને' આવશ્યક છે એમ કહેવાનું કારણ એ છે કે સુખ સિવાય શાન્તિ મળી શકતી નથી, અને શાન્તિ સિવાય સુખ મળી શકતું નથી. બીજી રીતે બોલીને તો સુખ સિવાય શાન્તિ અને શાન્તિ સિવાયનું સુખ એવી કલ્પના પણ થઇ શકે એવી નથી, અર્થાત્ બન્ને એક બીજાને અવલંબીને રહેલાં છે, ત્યારે આ પ્રસંગે આ પ્રશ્ન આપણી સમક્ષ ખડો થાય છે કે તેમની પ્રાપ્તિ કેવી રીતે કરવી?

આ પ્રશ્નનો ઉત્તર આપવા માટે સુખ અને શાન્તિ મળવાનો આધાર શેના ઉપર રહેલો છે એ આપણે નક્કી કરવું જોઇએ. દુનિયાના અનુભવ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે પૈસા મળવાથી આપણે સુખી થઇ શકતા નથી, તેમ વિજય પ્રાપ્તિથી પણ આપણે સુખી થઇ શકતા નથી. તેવીજ રીતે શરીરે આરોગ્ય અને બળવાન હોઇએ તેટલાથી આપણે સુખી થઇ જતા નથી, તેમ સારા સારા મિત્રો મળે તેનાથી પણ આપણે સુખી થઇ જતા નથી. આપણે એટલું તો કબુલ કરવું જોઇએ કે એ બધાં સુખનાં સાધક છે ખરાં, પણ જેને એ બધું સાધ્ય થયું હોય, તે સર્વથા સુખીજ હોય છે એવું આપણા જોવામાં આવતું નથી. તરવાર, બંદુક, તોપ વગેરે હથિયારો વિજય પ્રાપ્તિનાં સાધન છે, છતાં એ સાધન પ્રાપ્ત થયાં એટલે વિજય પ્રાપ્ત થઇ ચુક્યો એમ કદી કહી શકાશે ? તેવીજ રીતે ઇશ્વરની મહેરબાની હોય તો આપણને કીર્તિ, આરોગ્ય, દ્રવ્ય, દીર્ઘાયુષ્ય સઘળું આવી મળે, પણ તેથી કરીને આપણે સુખીજ થવા જોઇએ એવો કંઈ નિયમ નથી. સુખી થવું એ આપણા પોતાના હાથની વાત છે. સુખ એ પરાવલંબી નથી. સુખનું કારણ આપણું પોતાનું મન છે. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી મન અગર ચિત્તની તૃપ્તિ કે પ્રસન્નતા થવી એને સુખ કહે છે; અને એવી તૃપ્તિ કે પ્રસન્નતા થવાનો આધાર બાહ્ય વસ્તુની પ્રાપ્તિ ઉપર નથી પણ આપણા મનની વૃત્તિ ઉપર છે. મન ઉદ્વેગમાં હોય તો સુખનાં તમામ સાધન હાજર હોય તોપણ ચેન પડતું નથી. આથી કરીને સુખી થવું અગર ન થવું એનો આધાર આપણા પોતાના ઉપર રહેલો છે.

ત્યારે આપણે શું કરીએ તો સુખી થવાય ! એના કંઇ ચોકસ નિયમો હશે ખરા ? આ સંસારમાં પ્રત્યેકની સ્થિતિ, વય, વ્યવસાય, અધિકાર સાધન, એ બધાં એટલાં ભિન્ન ભિન્ન છે કે સુખ સંપાદનના કામમાં સર્વને લાગુ પડે એવા સામાન્ય નિયમ યોજવાનું કામ અશક્ય છે, એટલુંજ નહિ પણ માર્ગ દર્શક સુચનાઓ કરવી, એ પણ અધિકાર બહારનું કામ ગણાય. વૅરો નામના એક માણસે સુખ પ્રાપ્તિના ઉપાયના સંબંધમાં જુદા જુદા ૨૮૮ વિદ્વાનોના અભિપ્રાય એકઠા કર્યા હતા.

તેમ છતાં જેનું જીવન યશસ્વી નીવડયું હોય, એવા પુખ્ત વયના કોઇ માણસને આપણે પૂછીશું તો તે ખુલ્લા દિલથી કબુલ કરશે કે 'જેટલું જ્ઞાન અને જેટલો અનુભવ મને આજ પ્રાપ્ત થયાં છે, તેટલું જ્ઞાન અને તેટલો અનુભવ મને પહેલેથી મળ્યાં હોત, તો અમુક વખતે મેં અમુક ચુક કરી તે ન કરત, અમુક વખતે હું અમુક લાલચમાં ફસાયો તે ન ફસાત; અને તે વખતે જો મને દુનિયાનો બરાબર અનુભવ હોત, તો વાસ્તવિક રીતે કોઇપણ જાતની અગવડ વેઠયા શિવાય સ્વાભાવિક રીતેજ હું મારૂં જીવન વધારે ઉપયોગી, વધારે સુખી અને વધારે યશસ્વી બનાવી શકત.'

થિયોડોર પાર્કર મોટો વિદ્વાન અને દીર્ઘ દૃષ્ટિવાળો મનુષ્ય ગણાતો હતો, પણ તે અલ્પવયમાંજ અકાળ મૃત્યુનો ભોગ થઇ પડયો હતો, તેથી મરણ પથારીએ પડયા પછીના તેના છેલ્લા ઉદ્‌ગાર એ હતા કે 'અરેરે? મને જો મૂળથીજ જીવનનું રહસ્ય સમજાયું હોત, અગર જો કોઇ ગ્રંથ વાંચવાથી કે અનુભવી પુરૂષનાં વચન સાંભળવાથી મને, જીવન કેવી રીતે ગાળવું, અભ્યાસ કેવી રીતે કરવો, તથા કસરત કેવી રીતે કરવી, એ વેળાસર સમજાયું હોત, તો મારૂં જીવન કેટલું વધું સુખમય નીવડત!'

ઇતિહાસમાં નોંધ છે કે આથેન્સમાં એક એવો કાયદો હતો કે જે માણસ પોતાની સળગતી મીણબત્તીવડે બીજાને મીણબત્તી સળગાવી લેવા દેવાની ના પાડે, તેને દેહાંત દંડની સજા કરવી.

પ્લુટાર્ક નામનો સુપ્રસિદ્ધ ગ્રંથકાર એક ઠેકાણે લખે છે કે–'શરૂઆતમાં તો બીજાઓના લાભની ખાતર મેં સત્પુરૂષોનાં જીવન ચરિત્ર લખવાનું કામ આરંભ્યું હતું; પણ થોડી મુદતમાં મને પોતાનેજ એ જીવન ચરિત્ર પસંદ પડવા લાગ્યાં, અને મારા પોતાના હિતની ખાતરજ હું તેમનું મનન તથા અધ્યયન કરવા લાગ્યો; તથા તેમનાં ચરિત્રને દર્પણની માફક મારી દૃષ્ટિ સમક્ષ ધરી રાખીને મારા વર્તનને, તે દર્પણમાં પ્રતિબિંબની માફક દેખાતાં તેમનાં ચરિત્રને અનુરૂપ બનાવવા પ્રયાસ કરવા લાગ્યો.

આ પ્રમાણે ઇતિહાસની સાથે પરિચય રાખવાથી તથા ઇતિહાસ લખ-

વાનો અભ્યાસ રાખવાથી, મોટા અને સદ્વર્તનશાળી પુરૂષોનાં ચરિત્રની છાપ વારંવાર આપણા ચિત્ત ઉપર પડે છે, તેથી આપણી વૃત્તિઓ સહજજ એવી થઇ જાય છે કે સંગત દોષને લીધે જો કદાચ આપણને હલકું કે દુષ્ટ કામ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, તોપણ આપણી વૃતિઓને તે મોટા પુરૂષોનાં ચરિત્ર તરફ વાળવાથી આપણે તેવા પ્રસંગોનું નિવારણ કરી શકીએ છીએ."

એક સિદ્ધાંત તરીકે આપણે સઘળા કબુલ કરીએ છીએ કે આ સંસારમાં સુખ અને શાન્તિના જેવી સાધ્ય વસ્તુ બીજી એકે નથી; પણ વ્યવહારમાં આપણે જોઇએ છીએ કે ઘણા માણસો કીર્તિ, દ્રવ્ય, કે અધિકારને પ્રાધાન્ય આપે છે, અને તેને માટે આખો જન્મારો પ્રયાસ કર્યા કરે છે. આવા માણસોને જોઇએ છીએ ત્યારે ઇસુખ્રિસ્તે જેરૂસલમના લોકોને ઉદ્દેશી ને કહેલું વચન યાદ આવે છે. તે વચન આ હતું—'હે સંસારી જીવ! સુખ શાન્તિની કીંમત કેટલી છે, તે અત્યારે પણ જો તારા લક્ષમાં ઉતરે, તો તારૂં કેટલું બધું કલ્યાણ થાય!' આપણા એક કવિએ કહ્યું છે કે,

**आशापाशविमुक्तानां। यत्सुखं शांत चेतसां ॥**
**कुतस्तद्धनलुब्धानामितश्चेतश्चधावताम् ॥ १ ॥**

**ભાવાર્થ**:—આશારૂપી બંધનમાંથી મુક્ત થયેલા શાન્ત વૃત્તિવાળા પુરૂષોને જે સુખ મળે છે, તે સુખ ધન લોભમાં ડુબી ગયેલા ગાંડાની માફક આમતેમ દોડાદોડ કરનારા માણસોને ક્યાંથી મળે? અર્થાત્ ના જ મળે.

મનુષ્ય પ્રાણીની આ લોકની સંસારયાત્રા અત્યંત વિકટ છે; કારણ કે જગત ઘણું વિચિત્ર છે. બેકન કહે છે કે:—"ઘણી વખત તો મનુષ્યની પ્રકૃતિનું ખરૂં સ્વરૂપ આપણને સમજાતુંજ નથી, કારણ કે પ્રત્યેકની રૂચિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. મોટા પ્રયાસથી જો આપણે સામાની પ્રકૃતિ બરાબર સમજી શકીએ છીએ, તો તેને આપણા ઉદ્દેશને અનુકૂળ બનાવતાં ઘણી મહેનત પડે છે. એ કામ બળ વાપરવાથી સાધ્ય થતું નથી; કારણ કે તેમ કરવાથી તો ઉલટી વિરૂદ્ધતા ઉત્પન્ન થાય છે, અને સામા માણસની વૃતિ

વધારે પ્રતિકૂળ થઈ બેસે છે. ઉપદેશ અને સમજાવટથી કામ લેવાથી સામાનો સ્વભાવ કંઇક અંશે ફેરવી શકાય છે ખરો, પણ પ્રકૃતિનો પુરેપુરો પરાભવ તો અભ્યાસ અને મ્હાવરાથીજ કરી શકાય છે."

એક પૃષ્ટ કે એક પ્રકરણ વાંચવાનું હોય છે તો તે સહેલાઇથી વાંચી શકાય છે પણ ઘણાં પ્રકરણ વાંચતાં ઘણી મહેનત પડે છે. તેમ મનુષ્યજીવન એકાદ ખુલ્લા ચિત્ર કે એકાદ પૃષ્ટ જેવું નથી; પણ તે ઘણાં પૃષ્ટ અને અધ્યાયવાળો એક આખો ગ્રંથ છે. તેથી તેનું રહસ્ય સમજવું એ જેવી તેવી વાત નથી. આ અખિલ વિશ્વને આપણે એક દુનિયા ગણીએ છીએ, પણ વાસ્તવિક રીતે જોતાં તેમાં અનેક દુનિયાઓ છે-બલ્કે જેટલાં પિંડ તેટલાં બ્રહ્માંડ છે, અને પ્રત્યેક વ્યક્તિ પોતપોતાને માટે અકેકું બ્રહ્માંડ ઉભું કરે છે. પ્રત્યેક મનુષ્ય સુખ પ્રાપ્તિની ઇચ્છા રાખે છે, પણ તેનાં ખરાં સાધન ક્યાં છે તેની માહિતી થોડાંજ મનુષ્યને હોય છે. પ્રત્યક્ષ આનંદ ખોળવા જવું તેના કરતાં જેમાં આપણે હિત ધરાવી શકીએ તેવા વિષયો ખોળવા એ ડહાપણ ભરેલું છે. પુષ્કળ માણસો ક્ષણિક મોજની ખાતર કાયમનું સુખ ગુમાવી બેસે છે. આયુષ્યના પૂર્વકાળનું ખરૂં મહત્વ નહિ સમજીને જે મનુષ્યો ક્ષણિક મોજ ભોગવવામાં તેનો વ્યય કરી નાખે છે, તેમને વૃદ્ધાવસ્થામાં પસ્તાવાનું થાય છે; અને 'જે માણસો પ્રથમ કષ્ટને નહિ ગણકારતાં ટાઢ, તડકો ને વરસાદ વેઠીને ખેતી કરે છે તેઓ સારો પાક લઇ શકે છે.'

સોલોમન કહે છે કે 'જે મનુષ્ય વિષય સુખની લાલસાવાળો હોય છે, તેને આપત્તિ ભોગવવી પડે છે; અને જે મનુષ્યને મદ્યપાન તથા સ્વાદિષ્ટ ભોજન વગર નથી ચાલતું તે નિર્ધન રહે છે.'

ટોમસ એ કેમ્પિસ એજ નિયમ પરલોકના સુખને પણ લાગુ પાડે છે, અને કહે છે કે, "તમે આ સત્ય હમેશાં લક્ષમાં રાખજો કે, આ લોકમાં ચેનબાજી ઉડાવવી, અને પરલોકમાં ઇશ્વરના સાનિધ્યની અપેક્ષા રાખવી, એ એ વાતો કદી સાથે સાથે બનતી નથી. વિષય સુખની આશા રાખશો તો પરલોકના સુખથી વિમુખ થશો, અને ઇંદ્રિય દમન રાખશો તો પરલોકમાં સુખી થશો."

**सुखदुःखसमे कृत्वा । लाभालाभौ जयाजयौ ॥**
**ततो युद्धाय युज्यस्व । नैवं पापमवाप्स्यसि ॥ २ ॥**

**ભાવાર્થઃ**—સુખ દુઃખ, લાભ હાનિ, જય અપજય, એમને સમાન ગણતાં શીખીને પછી યુદ્ધને માટે તત્પર થા એટલે પાપ તને બાધ કરશે નહિ. સેલ્ડન કહે છે. " જ્યાં સુધી તું આ ભૂલોક ઉપર હોઉં, ત્યાં સુધી તેના ઉપર જે સારી વસ્તુઓ છે તેનો ઉપભોગ કર, ( કારણ જગત્કર્ત્તાએ એ ઉદ્દેશથીજ તેમને નિર્માણ કરેલી છે ) કદી ઉદ્વેગ કે ખિન્નવૃત્તિનું સેવન કરીશ નહિ; અને આખરે આપણે ઇશ્વરની પાસે જવાનું છે એ વાત કદી લક્ષ બહાર થવા દઇશ નહિ."

મેક્ષમુલર કહે છેઃ–" સુખી જીવન ન ગાળવું, એ એક મોટું પાપ છે." સુખી થવાની પહેલી કુંચી એ છે કે આપણે આપણો અધિકાર અને આપણી મર્યાદા સમજવાં–આપણી શક્તિ ઉપરાંત વધારે સુખની આશા રાખવી નહિ. પારકલ કહે છે કે 'આપણે આપણી મર્યાદા સમજવી જોઇએ. પ્રત્યેક વસ્તુ મર્યાદાવાળી હોય છે, તેવી રીતે આપણી તૃષ્ણાને તેમ આકાંક્ષાને પણ મર્યાદા હોવી જોઇએ. સુખ પ્રાપ્તિની થોડી ઘણી અનુકૂળતા તો દરેક મનુષ્ય ધરાવતો હોય છે, પણ સંપૂર્ણ અનુકૂળતા કોઇને હોતી નથી.'

સુખી થવાની બીજી કુંચી એ છે કે આ સંસાર કેવો છે, તેનું યથાર્થ સ્વરૂપ આપણે બરાબર સમજવું જોઇએ. સંસારમાં કદી બધું પાંસરે પાંસરૂં ઉતરતું નથી. આજ આપણે સંપૂર્ણ રીતે સુખી હોઇએ, અને કાલે કોણ જાણે ક્યાંથીય એવું અણધાર્યું દુ:ખ આવી પડે કે આપણને એમ લાગે કે આપણા સમાન દુઃખી બીજું કોઇ નથી! હાર અને જીત, ઉત્કર્ષ અને અપકર્ષ, આશા અને નિરાશા, આરોગ્ય અને અનારોગ્ય, સુખ અને દુઃખ, હર્ષ અને શોક, સુખનાં સ્મરણ અને મિથ્યા વિમાસણ, એવાં એવાં દ્વંદ્વ આ સંસાર યાત્રામાં પગલે પગલે આપણી દૃષ્ટિએ પડે છે, માટે તે 'ઘટ સાથે રે ઘડીયાં' અને 'ટાળ્યાં તે કોઇનાં નવ ટળે' એમ માનીને તેમને જોઇને હિમ્મત હારી જવાને બદલે તેમની સામે બાથ ભીડવા તત્પર રહેવું જોઇએ. ભગવાને અર્જુનને એજ ઉપદેશ કરેલો છે.

'સંસારી વસ્તુ તણો કર રૂડો ઉપભોગ,
પછી બરબાદ કીધા વગર મોત તણો સંજોગ.'

નર્મદ.

આ મનુષ્ય જીવન કેટલું બધું કિંમતી છે, તેનો જેને બરાબર ખ્યાલ નથી, તે આ નરદેહ રૂપી ઉમદા બક્ષીસને કોઈ રીતે પાત્ર નથી. ઇસુ ખ્રિસ્તે કહેલું છે કે સુખ એ કર્તવ્ય ધર્મ બજાવવાથી પ્રાપ્ત થતું ફળ છે એટલું જ નહિ, પણ સુખ પ્રાપ્ત કરવું એ આપણું પરમ કર્તવ્ય છે.

સુખ પ્રાપ્તિનો સર્વોતમ ઉપાય જોવા જઇએ તો આત્મા સંયમ કે ઇંદ્રિય દમન છે. ટેનિસન કવિએ કહેલું છે કે, 'આત્મરતિ, આત્મજ્ઞાન, અને આત્મસંયમ એ ત્રણ જેની પાસે છે, તેને આખું જગત વશ થાય છે.'

આ સમર્યાદ જગતમાં સંપૂર્ણ રીતે સ્વતંત્ર કોઇજ નથી; પ્રત્યેક મનુષ્યના ઉપર બીજા ગમે તે મનુષ્યની સત્તા હોય છેજ: તો પછી બીજા કોઇની સત્તામાં રહેવા કરતાં પોતાની જાતના અંકુશમાં રહેવું એ ઇષ્ટ છે. વળી આપણે બીજાના જુલમમાંથી થોડે ઘણે અંશે પણ મુક્ત થઇ શકીએ છીએ, પણ આપણું પોતાનું જુલમી વર્તન હમેશાં આપણી સાથે ને સાથેજ રહે છે. બીજાના સ્વચ્છંદ વ્યાપાર કરતાં આપણા પોતાના સ્વચ્છંદ વ્યાપાર વધારે અસહ્ય થઇ પડે છે. કોઇના ઉપર હુકમ ચલાવવો, તેના કરતાં આપણે કોઇના હુકમમાં રહેવાનું ન થાય એ પસંદ કરવા લાયક છે; તેવીજ રીતે બીજાને અંકુશમાં રાખવાની ઇચ્છા રાખવી, તેના કરતાં પોતાની જાતને અંકુશમાં રાખવી એ વધારે સારૂં છે. પોતાનાથી બની શકે તેટલી ઉત્તમ રીતે પોતાના જીવનનું સાર્થક કરવું એ પ્રત્યેક મનુષ્યની પહેલી ફરજ છે. શેકસપિઅરે કહ્યું છે કે, "પોતાની જાત ઉપર પ્રીતિ રાખવી એમાં બીલકુલ પાપ નથી, પણ પોતાની જાતની ઉપેક્ષા કરવી એના જેવું પાપ બીજું એ કે નથી." વિદ્વાન લોકોનું કહેવું એવું છે કે પ્રત્યેક મનુષ્ય વિચાર કે વિકાર એ બેમાંથી એકને વશ હોય છે, અર્થાત્ કેટલાક માણસોનાં વર્તન ઉપર વિવેકબુદ્ધિનો અંકુશ હોય છે, તો કેટલાક માણસો મનોવિકારના દોર્યા દોરવાય છે; તેમાં

મનોવિકારના દાસ થવું એના જેવું દુર્દૈવ બીજું એકે નથી. મિજાજી કે તુરંગી શેઠની માફક મનોવિકાર પોતાની આજ્ઞામાં રહેનારા સેવકોને ક્ષણે ક્ષણે અનેક આફતોમાં સપડાવે છે. વળી જે માણસ પોતાની જાતનેજ કાબુમાં રાખી શકતો નથી, તે બીજાનો ઉપરી શી રીતે થઈ શકવાનો હતો? તેમજ જેણે પોતાની જાતના ઉપર જીત મેળવી છે, તે ધારે તો આખા જગતને વશ કરી શકે છે; પણ જે પોતાની જાતને વશ કરી શકતો નથી તે સહેલાઇથી બીજાને વશ થઇ જાય છે. શાન્ત પ્રવૃતિવાળા માણસની આગળ ક્રોધી પ્રકૃતિવાળો માણસ લાંબી મુદત સુધી ટકકર ઝીલી શકતો નથી. સેનેકાએ યથાર્થ કહેલું છે કે "ક્રોધમાં વરસાદના જેવો ગુણ રહેલો છે. તે જેની સાથે અફળાય છે, તેને કંઇ થતું નથી, પણ પોતેજ છિન્ન ભિન્ન થઇ જાય છે." ક્રોધી માણસ સામાનો પરાભવ કરવા જતાં પોતેજ હાર ખમીને પાછો હઠે છે. માટે શાણા માણસે હમેશાં શાન્તવૃત્તિનુંજ સેવન કરવું જોઇએ, અને પોતાની વૃત્તિઓને કોઇ દિવસ બહેકી જવા દેવી નહિ. ઉંડો વિચાર કરીને જોઇશું તો આ કામ બહુ અઘરૂં નથી. કારણ કે જો કોઇ બાબતમાં આપણું કહેવું ખરૂં હોય તો પછી આપણે ગુસ્સે થવાનું કંઇ પ્રયોજન નથી—વહેલે મોડે આપણી વાત સ્વીકાર્યા સિવાય સામાને છુટકો થવાનો નથી; અને જો આપણું કહેવું ભૂલ ભરેલું હોય તો આપણને ક્રોધ કરવાનું પાલવે એમ નથી. સેનેકા કહે છે કે "માણસ જાતની મૂર્ખાઇ જોઇને ડેમોક્રિટસને હસવું આવતું, અને હેરાક્લિટસને રડવું આવતું; પણ તે બદલ માણસ જાતના ઉપર ગુસ્સે થયો હોય એવો કોઇ તત્વજ્ઞાની આજ સુધી દીઠો કે સાંભળ્યો નથી," ભગવાને ગીતાજીમાં કહેલું છે કે,

**कामएष क्रोधएष । रजोगुण समुद्भवः ॥**
**महाशनो महापाप्मा । विद्धयेनमिह वैरिणम् ॥ १ ॥**

**ભાવાર્થ**—એ ક્રોધ રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો હોઇ મોટો ખાઉધર અને પાપી છે માટે એ તારો કટ્ટો શત્રુ છે એમ જાણજે.

તેવીજ રીતે જીવન્મુક્તિ વિવેકમાં વિદ્યારણ્ય સ્વામીએ પણ કહ્યું છે કે,

**अपकारिणिकोपश्चेत् । कोपेकोपं नकिं वृथाः ॥**
**धर्मार्थकाममोक्षाणामैकत्र परिपंथिनि ॥ ९ ॥**

**ભાવાર્થ:**—બીજો કોઇ જો આપણો બિગાડ કરે છે તો આપણે તેના ઉપર ગુસ્સે થઇએ છીએ; પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનો સામટો નાશ કરવાને સમર્થ એવો જે ક્રોધ તેના ઉપર આપણે ગુસ્સે થતા નથી તો તે કેવો ન્યાય કહેવાય ?

માટે એ ક્રોધરૂપી ચંડાલનો પડછાયો પણ આપણા શરીર ઉપર પડવા દેવો જોઇએ નહિ. પોતાની વૃત્તિઓને તાબે રાખવી એ કામ બહુ સહેલું નથી. કોઇએ કહેલું છે કે મુળાક્ષરનું જ્ઞાન થતાં સર્વ વિદ્યામાં પારંગત થવાય છે, તથા આત્મા ઉપર જીત મેળવ્યાથી આખું વિશ્વ તાબે થાય છે; પણ એ બેમાંનું એકે કામ સહેલું નથી. મુળાક્ષરનું જ્ઞાન મેળવતાં કેટલી બધી મહેનત પડે છે, તેનું પુખ્ત વયના માણસોને ભાન હોતું નથી; કારણ આપણે તે નાનપણમાં શીખી ગયા હોઇએ છીએ, અને તેને માટે ફરીથી મહેનત કરવી પડતી નથી; એક વખત મુળાક્ષરનું જ્ઞાન થયું એટલે આખા જન્મારાની નિરાંત થાય છે. બીજી બાજુએ આપણી જાત ઉપર તો આખી ઉમ્મરભર સખ્ત દેખરેખ રાખવી પડે છે; કારણ કે ઇંદ્રિયો તેને પગલે પગલે કુમાર્ગે ઘસડી જવાનો પ્રયત્ન કરે છે, અને

'ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો'

અર્થાત્ આપણે 'ચોવીસે કલાક' સાવધ રહેવું જોઇએ. આ કામ આ પ્રમાણે આટલું બધું વિકટ દેખાય છે, છતાં જો દૃઢ નિશ્ચયથી કોસીશ કરવામાં આવે તો તે માણસનાથી સાધ્ય થઇ શકે એવું છે. આપણે બધા તત્વજ્ઞાન, રાજનીતિ, શાસ્ત્ર કે કલામાં નિપુણ થઇ જવાનું ધારીએ તો તે બની શકે એવું નથી પણ આપણે જો સારા માણસ થવાનું ધારીએ તો તે થઈ શકે એવું છે—અને માણસે જે ખરૂં કરવાનું છે તે તો તેજ છે. જુબર્ટ નામનો એક ફ્રેંચ વિદ્વાન કહે છે કે 'સદ્ગુણી થવું કે દુર્ગુણી થવું એ આપણા પોતાના હાથની વાત છે; બીજી બધી બાજી ઇશ્વરના હાથમાં છે.';

માણસનો વિનાશ કરવામાં બહારની દુનિયા કારણરૂપ હોતી નથી, પણ તેનો પોતાનો દુષ્ટ આત્માજ હોય છે, અર્થાત્ માણસોનો આત્મા દુષ્ટ હોવાને લીધેજ તેનો નાશ થાય છે, બહારની દુનિયાને તેમાં કંઇ લેવાદેવા હોતી નથી. ગીતામાં કહેલું છે કેઃ—

**आत्मैवह्यात्मनोबन्धुरात्मैव रिपुरात्मनः ॥ १ ॥**
**बन्धुरात्मात्मनस्तस्य । येनात्मैवात्मनाजितः**
**अनात्मनस्तु शत्रुत्वे । वर्तेतात्मैव शत्रुवत् ॥ २ ॥**

**ભાવાર્થ**—આપણો આત્મા એજ આપણો બન્ધુ છે, આપણો શત્રુ પણ તેજ છે. જેણે પોતાના આત્માને જીતેલો હોય છે, તેને તે બન્ધુવત્ સહાય કરે છે. પણ જેણે પોતાના આત્માને જીત્યો નથી, તેને તે શત્રુની ગરજ સારે છે.

ઇશ્વરની પ્રાર્થના કરતી વખતે આપણે તેની પાસે માગીએ છીએ કે ‘ હે પ્રભુ, તું મને મોહ કે લાલચમાં પડવા દઇશ નહિ,’ પણ ખરી રીતે તો સો માં નવાણું માણસ પોતાના હાથમાં દીવો લઇનેજ કુવામાં પડતા હોય છે. આપણે કુમાર્ગ તરફ વળતા હોઇએ છીએ ત્યારે આપણો અંતરાત્મા આપણને અટકાવે છે, પરંતુ આપણે તેના આદેશનો અનાદર કરીને રાજીખુશીથીજ લાલચમાં લપટાઇએ છીએ. કેલ્ડેરોન નામના એક લેખકે એક નવલકથા લખેલી છે, તેમાં એવી હકીકત આવે છે કે એક વિચિત્ર વેશધારી પિશાચ એ કથાના નાયકનો કેડો લે છે, અને તેને પગલે પગલે સતાવે છે, તથા ત્રાસ આપે છે; પણ જ્યારે બધો ભેદ ખુલ્લો પડી જાય છે ત્યારે તેને માલમ પડે છે એ આકૃતિ બીજી કોઇજ નહિ પણ તેની પોતાની છાયા છે.

મીસીસ બ્રાઉનીંગ કહે છે કે ‘ જીવન ગમે તે રીતે પુરૂં કરવું એટલુંજ આપણે સમજતા હોઇએ છીએ; પણ લુહાર લોઢાને ટીપીને તથા ઓપીને તેના સારા સારા ઘાટ બનાવવાની જેટલી કાળજી રાખે છે, તેટલી કાળજી

આપણે આપણા આત્માને ઉન્નત કરવા માટે રાખતા નથી.' એ વાત જો કે ખરી છે કે આપણાં અંતઃકરણ પાષાણ કે લોઢાના જેટલાંજ કઠણ છે, તોપણ આપણી નિશ્ચયાત્મક બુદ્ધિ તેના કરતાં પણ વધારે સખ્ત અને કઠણ છે. પાણીના મારથી જ્યારે પત્થર ઘસાતો જાય છે ત્યારે આપણી નિશ્ચયાત્મક બુદ્ધિના સતત વ્યાપારથી આપણાં હૃદય તથા મન પણ જેમનાં વાળવાં ધારીએ તેમ વળે એમાં શી નવાઇ? શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાનનું વાક્ય છે કે—

**असंशयं महावाहो । मनोदुर्निग्रहं चलं ॥**
**अभ्यासेन तु कौंतेय । वैराग्येणच गृह्यते**
**शनैःशनैरुपरमेत् । बुद्ध्या धृतिगृहीतया ॥**

**ભાવાર્થ:**—હે વિશાળ ભૂજા વાળા અર્જુન, મન તું કહે છે તેવું ચંચળ અને હઠીલું છે ખરૂં, તોપણ વૈરાગ્ય અને દૃઢ અભ્યાસ એ એના યોગથી તેને ધીમે ધીમે આપણા કબ્જામાં લાવી શકાય છે. એ મનરૂપી ઘોડાની લગામ ધીમે ધીમે ધૈર્યથી બુદ્ધિ પુરઃસર ખેંચ્યા જઇએ, એટલે ઇષ્ટ હેતુ સિદ્ધ થાય છે.

બેશક, શેક્સપિઅર સરખાએ પણ કહેલું છે કે 'આપણે ગમે એટલી મહેનત કરીએ, પણ આપણા મનોરથ સિદ્ધ થવા ઇશ્વરના હાથમાં છે;' અને આપણા લોકો પણ કહે છે કે કર્તા કારવતા ઇશ્વર છે. તેમજ સાક્ષર શ્રી ગોવર્ધનરામે એક પાત્રની મારફતે ગાયું છે કે:—

ઇશ્વરના ઘરના ખેલ, જન શું કરશે રે:
પ્રભુ પૂરેજ જેવું તેલ, તેવા દીપ બળશે રે.

પણ માણસની જે અવનતિ થાય છે તેમાં તેનો પોતાનોજ દોષ હોય છે. પાપકર્મ કરવાની તેને વૃતિ થાય છે ત્યારે તેનો અંતરાત્મા તેને અટકાવ્યા વગર રહેતો નથી. પણ તેની અવગણના કરીને તે આગળ ધસ્યો જાય છે, ત્યારે આખરે તેનો અનેક માર્ગે વિનિપાત થાય છે. ગીતાજીમાં કહ્યું છે કે:—

**नादत्ते कस्यचित्पापं । न चैव सुकृतं विभुः ॥**
**अज्ञानेनावृतं ज्ञानं । तेनमुह्यंति जंतवः ॥ १ ॥**

**ભાવાર્થ**:—પરમેશ્વર કોઈની પાસે સુકૃત પણ નથી કરાવતો તેમ દુષ્કૃત પણ નથી કરાવતો. એ સઘળો જીવના અજ્ઞાનનો ખેલ છે અને એને લીધેજ પ્રાણીઓ મોહમાં પડે છે.

સેવેજ કહે છે કે 'આપણો વિનાશ બીજા કોઇથી થઈ શકે એમ છેજ નહિ; પણ આપણે જાતેજ આપણો વિનાશ કરીએ છીએ.

લબક કહે છે કે, અંગ્રેજ લોકો પોતાની સ્વતંત્રતાનો ફાંકો રાખે છે, પણ સ્વતંત્રતા બે પ્રકારની છે—એક ખરા પ્રકારની અને બીજી ખોટા પ્રકારની. મનમાં આવે એમ સ્વચ્છંદે વર્તવાની છુટ હોવી એ ખોટા પ્રકારની સ્વતંત્રતા છે; અને શાસ્ત્ર વિહિત કર્તવ્ય અનિયંત્રિતપણે પૂર્ણ કરવાની છુટ હોવી એ ખરા પ્રકારની સ્વતંત્રતા છે. વળી ઘણા માણસો એમ ધારે છે કે ખરૂં સુખ દ્રવ્યમાંજ રહેલું છે; કારણ કે જેની પાસે દ્રવ્ય હોય છે, તેને ગુજરાનનાં સાધન સંપાદન કરવા માટે કોઇ જાતની કડાકુટ કરવી પડતી નથી, તેથી તેને સર્વ વાતે નિરાંત હોય છે, અને જેને નિરાંત છે તે બધી વાતે સુખીજ છે. પણ સુખ એટલે શું તેનો કોઇને ખ્યાલજ હોતો નથી. ચિત્તને આનંદ થયો એટલે સુખ મળ્યું એમ લોકો સમજે છે. પણ સાચા સુખમાં અને મિથ્યા સુખમાં આસમાન જમીનનો ફેર છે. સાચું સુખ ચિરસ્થાયી છે અને મિથ્યા સુખમાં ફક્ત ક્ષણિક આનંદ રહેલો હોય છે. રોકડેથી આણેલા માલની માફક સાચું સુખ પાછળની વિટંબણાથી મુક્ત હોય છે. પણ મિથ્યા સુખની પાછળ ઉધારે આણેલા માલની માફક ચક્રવૃદ્ધિ વ્યાજ ભરવું પડે છે. ટોમસ એ કેમ્પિસ કહે છે, તેમ મિથ્યા સુખ શરૂઆતમાં રમણીય લાગે છે પરંતુ પરિણામે તે દંશ દીધા વગર રહેતું નથી. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં સુખના ત્રણ પ્રકાર આ પ્રમાણે વર્ણવેલા છે,

**यत्तदग्रेविषमिव । परिणामेऽमृतोपमम् ॥**
**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ १ ॥**

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ॥
परिणामे विषमिव। तत्सुखं राजसं स्मृतं ॥ २ ॥
यदग्रेचानुबंधे च। सुखं मोहनमात्मनः ॥
निद्रालस्यप्रमादोत्थं। तत्तामसमुदाहृतम् ॥ ३ ॥

**ભાવાર્થ**:—જે સુખ શરૂઆતમાં વિષના જેવું કડુ લાગે છે, પણ છેવટે અમૃતના જેવું મધુર લાગે છે, તે સાત્વિક સુખ કહેવાય છે અને તે બુદ્ધિના પ્રસાદરૂપ અંતરની પ્રસન્નતાથી ઉત્પન્ન થાય છે. જે સુખ શરૂઆતમાં અમૃત જેવું મધુર લાગે છે, પરંતુ પરિણામે વિષ તુલ્ય ઘાતક છે, તે રાજસ સુખ કહેવાય છે, અને ઇંદ્રિયોના વિષયો સાથેના સંબંધથી ઉત્પન્ન થાય છે. જે સુખ શરૂઆતમાં અને અંતમાં બન્ને વખતે આત્માને મોહમાં નાખે છે, તે તામસ સુખ કહેવાય છે. આ સુખ નિંદ્રા, આળસ કે પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે.

સર જ્યોર્જ કૉર્નવૉલ લુઇસ કહેતો કે દુનિયા ઉપર જો મોજશોખ કે વિલાસ ન હોત, તો આ જીવન સહન કરવા યોગ્ય–ચલાવી લેવા જેવું–થઈ શકત. આલ્ફ્રેડ ઓસ્ટિન કહે છે કે 'શાન્તિ અને એકાંત એ બેથી પ્રાપ્ત થતો આનંદ બીજા બધા આનંદ કરતાં વિશેષ રમણીય છે.' સુખના સ્વરૂપનું વર્ણન જ થઇ શકે એવું નથી. શેક્સપિઅર કહે છે કે 'નિઃશબ્દ શાન્તિ એ સુખની જનની છે. હું કેટલો સુખી છું, એનું જો હું વર્ણન કરી શકું તો એનો અર્થ એટલોજ થાય કે હું સહેજજ સુખી છું. અર્થાત્ ખરૂં સુખ અવર્ણનીય છે.' એપિક્યુરસનો મત એવો હતો કે "જે માણસ ન્યાયી-પણાથી, શાણપણથી અને પોતાની આબરૂ સાચવીને વર્તતો નથી તે કદી સુખી થતો નથી; અને જે માણસ તેવી રીતે વર્તે છે, તે સુખી થયા વગર રહેતો નથી."

ખ્રિસ્તી ધર્મ માનનારાઓમાં એક એવી દંત કથા ચાલે છે કે સૃષ્ટિ નિર્માણ કર્યા પછી દેવોએ મનુષ્યોને કહ્યું કે અમે એક દિવસ મુકરર કરીએ છીએ તે દિવસે પૃથ્વી ઉપરના સર્વ પદાર્થોમાંથી જે જેની નજરમાં આવે

તે તેને લઇ લેવા દઇશું. આ ઉપરથી મુકરર કરેલો દિવસ આવ્યો તે દિવસે સૌએ પોતપોતાની રૂચિ પ્રમાણેની વસ્તુઓ સ્વાધીન કરી લેવા માંડી. ખેડુતોએ રસાળ અને ફળદ્રુપ ખેતરો કબજે કર્યા; વેપારીઓએ સમુદ્ર અને રસ્તા હસ્તગત કર્યા; સાધુ સન્યાસીઓએ દ્રાક્ષાદિ વેલાઓની વૃદ્ધિ માટે અનુકૂળ એવા ઢોળાવવાળા પ્રદેશો માગી લીધા; મૃગયાના શોખવાળા અમીર ઉમરાવોએ જંગલો અને અરણ્યો પસંદ કર્યા; રાજાઓએ કર ઉઘરાવવાનું કામ સહેલું થઇ શકે તેને માટે નાકાં રોકી લેવા માટે પુલ અને ઘાટ કબજે કર્યા. આ પ્રમાણે વહેંચણી માટે પડાપડી ચાલી હતી તે વખતે આપણા કવિરાજ પોતાના તરંગમાં નિમગ્ન હતા, તેથી બધું પત્યા પછી તેમનો વારો આવ્યો. હવે શું કરવું ? દેવો પણ વિમાસણમાં પડયા, કેમકે કવિરાજને આપવા જેવું કંઇ બાકી રહ્યું નહોતું. આખરે તેમણે વિચાર કરી કહ્યું, " આ દુનિયા ઉપર તો હવે તમને આપવા જેવું કંઇ રહ્યું નથી, પણ અમે પેલા આસમાની રંગના આકાશમાં રહીએ છીએ, ત્યાં અમારી સાથે રહેવા ચાલો. અમે તેના દરવાજા ઉઘાડાજ રાખીશું, માટે તમારી નજરમાં આવે તેટલી વખત આવજો, તમને કોઇ રોકનાર નથી." કવિરાજે દેવોની આ બક્ષીસ ખુશી સાથે સ્વીકારી, પણ તેમણે ત્યાં જવાની તસ્દીજ લીધી નહિ; કેમકે સંસારની જંજાળમાંથી મનને નિવૃત્ત કરીને જ્યારે જ્યારે તે એકાંતમાં બેસતા, તે વખતે તે પોતાની કલ્પનાશક્તિના બળવડે કરીને સ્વર્ગનેજ પૃથ્વી ઉપર ઘસડી લાવતા, એટલે પછી તેમને આકાશ સુધી જવાની તસ્દી શું કામ લેવી પડે ? કહ્યું છે કે 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' જગન્નાથ કવિએ રસ ગંગાધરમાં કહ્યું છે કે,

**किं सेव्यते सुमनसां मनसाऽपि गंधः ।**
**कस्तूरिका जननशक्तिभृता मृगेण ॥ १ ॥**

**ભાવાર્થઃ**—જે પોતેજ કસ્તુરી પેદા કરવાનું સામર્થ્ય ધરાવે છે, એવો કસ્તુરી મૃગ પુષ્પાદિકના સુવાસની સ્વપ્નમાં પણ કેમ ઇચ્છા કરે ? અર્થાત્ નજ કરે.

હવે એ વાત ખરી છે કે આપણે સર્વે કવિ થવા ધારીએ તો તે કંઇ થઇ શકે એવું નથી; તોપણ આજ કાલ જ્ઞાનનો ઉત્કર્ષ એટલો બધો થયેલો છે કે કવિઓ જે આનંદ અનુભવી શકે છે, તેવી જાતનો આનંદ આપણે પણ જો ધારીએ તો અનુભવી શકીએ. આપણે સઘળા શ્રીમંત, નિપુણ, સત્તાધીશ કે મોટા થઇ શકીએ નહિ, એ વાત સારી છે, પણ આપણે બધા સુખી કે સદ્ગુણી તો થઇ શકીએ જ. આપણે જો દૃઢ નિશ્ચય કરીએ તો આપણે આપણાં જીવનને દિવ્ય ને રમણીય બનાવી શકીએ એ સ્પષ્ટ છે. એ આપણા હાથની વાત છે. માત્ર આપણે કેડ કસીને પ્રયત્ન કરવો જોઇએ. જન્મ્યા ત્યારથીજ આપણે સકળ ગુણ સંપન્ન હોતા નથી. નાનાં છોકરાં નિર્દોષ હોય છે ખરાં, પણ સદ્ગુણી હોતાં નથી. જેમ જેમ ઉમ્મર વધતી જાય છે, તેમ તેમ તેમનામાં સદ્ગુણ દાખલ થતા જાય છે. કેટલાક માણસોને દુષ્ટ મનોવૃત્તિઓ બાપ દાદાના તરફથી વારસમાં મળેલી હોય છે, છતાં તેવા માણસો પણ જો દૃઢ નિશ્ચયપૂર્વક પ્રયત્ન આદરે તો સદ્ગુણી થઇ શકે છે. એમ કરવામાં બહુ બુદ્ધિનો ખપ પડતો નથી પણ ચારિત્ર સંગીન હોવું જોઇએ. સદ્ગુણ ઉપર પ્રીતિ ઉત્પન્ન થવી જોઇએ. એમીયલ કહે છે કે બુદ્ધિ હોય તો દરેક કાર્ય સિદ્ધ થઇ શકે છે ખરૂં, પણ કોઇ પણ કાર્ય-સિદ્ધિને માટે બુદ્ધિ એકલી પુરતી નથી. રૂસો અત્યંત બુદ્ધિશાળી હતો છતાં એનું જીવન સુખી નીવડયું નહોતું. એનું કારણ એ માલમ પડે છે કે તે અહંકારી અને ગર્વિષ્ઠ હતો.

આપણે ગમે એટલા સાવધ રહીએ તોપણ આ સંસાર યાત્રામાં આપણા ઉપર શોક અને સંતાપના પ્રસંગ ગુજર્યા વગર રહેશે નહિ. કારણકે સુખ અને દુ:ખ ઘટ સાથેજ ઘડેલાં છે; પણ તેમને લીધે લોકો જેટલા દુ:ખી થતા હોય છે તેટલું બધું દુ:ખ માનવાનું કારણ હોતું નથી.

કેટલાક માણસો ધુળ જેવી બાબતને માટે દુ:ખી થાય છે માટે જો લોકો સુખદુ:ખના યથાર્થ સ્વરૂપનું તુલનાપૂર્વક મનન કરવાની ટેવ રાખતા હોય તો આ દુનિયા ઉપરનાં ઘણાં સંકટ ઓછાં થઇ જાય. પણ દુનિયાનો

વહિવટજ જુદી જાતનો છે. માણસ જો વર્ષમાં એકાદ દિવસ આધિવ્યાધિનો ભોગ થઇ પડે છે તો તે તરતજ હાયપીટ કરવા મંડી પડે છે, તથા પોતાના નસીબને કે વિધાતાને દોષ દેવા લાગે છે, પણ બાકીના ત્રણસેંને ચોસઠ દિવસ સુખમાં પસાર થયા, તે બદલ ઇશ્વરનો ઉપકાર માનવાનો તો તેને વિચાર પણ આવતો નથી. ઉલટું, આ બાબતમાં લોકોની સમજ એવી હોય છે કે 'સુખ મળે એમાં તે શી મોટી વાત છે? એતો આપણા હકની વાત છે' અર્થાત્ નાનાં દુઃખ હોય છે તે આપણને મોટાં દેખાય છે અને મોટાં સુખ હોય છે તે નાનાં દેખાય છે.

વળી, જેને આપણે દુઃખ ગણીએ છીએ, તે હમેશાં અનર્થકારક હોતું નથી. ઘણી વખત સંકટ આપણને ચુંટી ખણીને સાવધ કરે છે, અને ભવિષ્યમાં મોટી આફતમાં પડતા અટકાવે છે. જગતમાં જો દુઃખ અગર સંકટનું નામ નિશાનજ ન હોત, તો આપણ તદ્દન ગાફલ રહેત, અને તેથી અકાળ મૃત્યુના ભોગ થઇ પડત. આપણે જાણ્યે અજાણ્યે કંઇ ખોટું કામ કરીએ છીએ, કે તરતજ દુઃખ આવી આપણી સમક્ષ ખડું થાય છે, એટલે આપણે સાવધ થઇ જઇ શુદ્ધિના માર્ગ ઉપર ચઢી જઇએ છીએ. માનસિક આધિ પણ તેવીજ રીતે ઉપકારક છે.

કેટલાક લોક ભવિષ્યમાં આફત ગુજરવાનો સંભવ જણાતો હોય તેટલા ઉપરથી તે હેરાનગતિ ભોગવતા હોય છે. આવી ટેવ મૂર્ખાઇ ભરેલી છે. કારણ કે ભવિષ્ય કોણ જોઇ બેઠું છે? કેમ જાણ્યું કે એ સંભવ ખરોજ પડશે? કેટલીક વખત વચમાં એવા અણધાર્યા સંજોગો ઉત્પન્ન થાય છે કે બધું ચક્ર એકદમ ફરી જાય છે, અને આપણે ધારતા હોઇએ છીએ કંઇક અને બને છે કંઇક. ભાવિ સંકટને ટાળવા માટે ચાંપતા ઉપાય લેવા અને સાવધ રહેવું એ ડહાપણ ભરેલું છે, પણ જે સંકટ હજુ દૂર છે તેનાં પગલાંના ભણકારા સાંભળીને ગભરાઇ જવું અને ચિંતામાં પડવું એના જેવી મૂર્ખાઈ બીજી એકે નથી. અંગ્રેજ લોકોમાં એક જુની કહેવત છે કે "ખાઇની કોર ન આવે ત્યાં સુધી કૂદકો મારવાની જરૂર નથી." બેશક, આપણા

સઘળા પાસા અવળા પડતા હોય, તે વખતે ચિત્તમાં ઉદ્વેગ ઉત્પન્ન થતો અટકાવવો એ ઘણું વિકટ કામ છે, છતાં તેવો ઉદ્વેગ કરવો એ મૂર્ખાઈ ભરેલું છેઃ કેમકે જો બગડેલી બાજી સુધરી શકે એવી હશે તો તે આપણે અવશ્ય સુધારીશુંજ તો પછી ઉદ્વિગ્ન થવાની જરૂર નથી. અને જો બાજી નજ સુધરી શકે એવી હશે, તો પછી જેટલી હાયપીટ કરીશું તેટલી નકામીજ છે. માટે આવા પ્રસંગ આવે ત્યારે મન શાન્ત રાખીને આવનારા સંકટનું નિવારણ થઇ શકે એવું છે કે નહિ તેનો પૂર્ણ વિચાર કરીને ઉપાય યોજવા એજ હિતાવહ છે. ઉંડો વિચાર કરીશું તો જીવનના ઘણા દુઃખદ પ્રસંગ આપણા હૃદયબળની કસોટી રૂપજ હોય છે; ઘણા તો આપણા ભાવિ વિકાસના સાધક હોય છે.

હરકતમાં બહુ બરકત, મનવા, ધરિ નર તનુ ના ડરરે;
થઇ રહી ઉલટો તત્પર, મનવા સામો મળવા ફરરે— હરકતમાં.
હરકતને તું હોંસે મળજે, બાહ્ય રૂપ નવ જોતો;
ભિતર નિરખતાં પામીશ નસિહત, લાભ નથી એ છોટો. મનવા. ૧
હરકત રૂપી સરાણે ચ્હડતાં, તન મન કાટ કપાએ;
હરકત રૂપી કસોટીએથીજ, મોટું મન પરખાએ. મનવા. ૨
હરકત સાથે કુસ્તી કરે જે, તેજ ખરો પુરૂષાર્થી;
હરકત અન્ય જનોની હરે જે, તેજ ખરો પરમાર્થી. મનવા. ૩

**વિજયવાણી.**

આ પ્રમાણે આપણે હમેશાં હરકતમાંજ બરકત છે એમ ગણવું જોઇએ પણ મનુષ્ય સ્વભાવજ એવો છે કે આપણે નાનાં દુઃખને આગળ ધર ધર કરીએ છીએ, અને આપણે માટે જે સુખનાં સાધન નિર્માણ થયેલાં છે, તેની ઉપેક્ષા કરીએ છીએ. જગતમાં જે જે વસ્તુ છે તે બધી આપણા સુખને માટેજ નિર્માણ થયેલી છે. અને આપણે તેમાંથી સુખનો અનુભવ લઇએ છીએ પણ ખરા; પણ તે આપણા હમેશના પરિચયની વસ્તુઓ હોવાથી આપણને તેની કશી કિંમત નથી, જ્યારે ખરી રીતે તો તેજ

કારણને લીધે આપણે જગન્નિયંતાનો ખાસ આભાર માનવો જોઇએ. ખરો માર્ગ તો એ છે કે જે સુખનાં સાધન આપણને પ્રાપ્ત થયેલાં છે, તેમનો પુરેપુરો ઉપભોગ કરવો અને જેની ખામી હોય તે બદલ બડબડાટ કરવો નહિ.

દુઃખ અને શોકનું મુખ્ય કારણ પાપ છે, પાપ પાપીને ખાધા વગર રહેતુંજ નથી. કેટલાકની એવી સમજ હોય છે કે પ્રાયશ્ચિત કે પશ્ચાતાપ કરવાથી પાપની શુદ્ધિ થાય છે અને પાછળથી તે બદલ શિક્ષા ખમવાની રહેતી નથી. પણ આ સમજ ભૂલ ભરેલી છે. **प्रारब्ध कर्मणां भोगादेवक्षयः** કર્મનો ક્ષય તેનાં ફલ ભોગવ્યા સિવાય બીજી રીતે પાપનાં ફળ ભોગવ્યેજ છુટકો છે. ફિચ કહે છે " લોકો એમ સમજે છે કે જે કર્મનું ફળ સુખ છે તે પુણ્ય કર્મ કહેવાય પણ તે યથાર્થ નથી. જે પુણ્ય કર્મ છે તેજ સુખાવહ છે. અર્થાત્ કોઇ પણ કૃત્ય કરતી વખતે તેવા આચરણનું ફળ કેવું નીવડશે તે ઉપર લક્ષ રાખવું નહિ. પણ તે આચરણ જાતે કેવું છે તેનોજ વિચાર કરવો જોઇએ. સદાચરણને માર્ગે ચાલતાં દુઃખનો સંભવ હોય તો પણ તેની દરકાર કરવી નહિ અને દુરાચરણમાં સુખ મળવાનો સંભવ હોય તો પણ તેનાથી દૂર રહેવું જોઇએ.

કેટલાક લોકો એમ સમજે છે કે નસીબમાં હોય તોજ સુખ અને શાન્તિ મળે છે, પ્રયત્નથી મળતાં નથી. પણ વાસ્તવિક રીતે જોતાં નસીબ ઉપર તેમનો બીલકુલ આધાર નથી. સર ફ્રેડરિક ટ્રિવ્સ કહે છે " પોચા દિલના માણસો હંમેશાં એવું બહાનું કાઢે છે કે સાફલ્યનો આધાર નસીબ ઉપર છે. હું નસીબને ઓળખતોજ નથી. નસીબનું પાંદડું ફરશે ત્યારે અમુક કામ કરીશું એમ ધારી જે માણસ પાંદડું ફરવાની રાહ જોતો બેસી રહે છે તેના નસીબમાં ઘણે ભાગે નિરાશ થવાનું જ લખેલું હોય છે. " લખક કહે છે કે નસીબ જેવું કંઇ છેજ નહિ, એમ હું કહી શકતો નથી. ટિમોથિયસ નામના આથેન્સના એક રાજ્યાધિકારીના સંબંધમાં એવું કહેવાય છે કે પોતાના રાજ્ય વહિવટને લગતા રાજસભા સમક્ષ રજુ કરવાના રિપોર્ટમાં જ્યાં જ્યાં પોતાના પરાક્રમની વાત આવે, ત્યાં ત્યાં તે છેવટે એક

વાક્ય ઉમેરતો કે 'અને આ કામમાં નસીબનો હાથ બીલકુલ નહોતો.' એવું કહેવાય છે કે આ બનાવ પછી જેટલાં જેટલાં કામ તેણે હાથમાં લીધાં હતાં, તે દરેકમાં તેના પાસા અવળા પડયા હતા. પોતાના ગ્રહ અનુકૂળ છે એવી મનમાં શ્રદ્ધા રહેવાથી કામ કરનારને ઘણું પ્રોત્સાહન મળે છે. નેપોલિયને કહ્યું છે કે, "દૈવ ઉપર વિશ્વાસ—સદ્ભાગ્ય—એ એક બળવાન સત્તા છે, તે ઉત્સાહમાં વૃદ્ધિ કરી ધૈર્ય આપે છે. દૈવની આપણને સહાય છે, એવી મનને ખાત્રી થવાથી આપણે ગમે એવાં સાહસ ખેડવાની હિમ્મત કરી શકીએ છીએ, સાહસ ખેડયા સિવાય કોઇપણ મહત્ત્વનું કામ થઇ શકતું નથી; અને નસીબ આપણને સાનુકૂળ છે, એવા દૃઢ વિશ્વાસ સિવાય કોઈ પણ સાહસ ખેડવાની આપણી છાતી ચાલતી નથી." પણ નસીબની બલિહારી એવી છે કે જો આપણે કોઇ પણ કામમાં પાછૌમ કરીને ઝંપલાવીએ છીએ, તો પ્રતિકૂળ દૈવ પણ સાનુકૂળ થઈ જાય છે. કહેવત છે કે 'હિમ્મતે મરદા તો મદદે ખુદા' કાયર પુરૂષો હોય છે તેજ નસીબ ઉપર આધાર રાખીને હાથ પગ જોડીને બેશી રહે છે. **दैवं दैवमितिका पुरुषा वदन्ति.**

આ જગત્ અત્યંત રમણીય અને સમૃદ્ધિવાન છે, પરંતુ દૃઢ પ્રયત્ન સિવાય એક પણ સુંદર વસ્તુ પ્રાપ્ત થઇ શકતી નથી. જે માણસ જરાજરામાં નાઉમેદ થઇ જવાના સ્વભાવવાળો છે તેણે આ જગતમાં શ્રીમંત થવાની આશા રાખવી જ નહિ. **उद्योगिनं पुरुष सिंहमुपैति लक्ष्मीः** પુરૂષોમાં સિંહ જેવો જે ઉદ્યોગી પુરૂષ છે તેનેજ લક્ષ્મી વરમાળ આરોપે છે. એક કવિએ કહ્યું છે કે ઉદ્યોગ વિના તલમાંથી તેલ પણ નીકળતું નથી. ફળ એની મેળે ઉડીને આવીને આપણા મોંમાં પડે એવી આ જગતની વ્યવસ્થા નથી. કાર્યસિદ્ધનું રહસ્ય બીજું કંઇજ નહિ પણ દૃઢ ઉદ્યોગ એજ છે. ફ્રાન્કલને કહ્યું છે કે 'ખેતીના ધંધાવડે પૈસાદાર થવાની જેની ઇચ્છા હોય, તેણે જાતે હળ હાંકવું જોઇએ.'

આર્થિક સંપત્તિને માટે ઉદ્યોગ જેવી રીતે આવશ્યક છે, તેવી રીતે શારીરિક અને માનસિક સંપત્તિને માટે પણ તે આવશ્યક છે. આરોગ્યને

માટે વ્યાયામ અગર ઉદ્યોગ આવશ્યક છે એ બાબતમાં બે મત હોવાનો સંભવજ નથી. તેવીજ રીતે મનની સ્વસ્થતાને માટે પણ ઉદ્યોગ જરૂરનો છે' અંગ્રેજીમાં કહેવત છે કે 'નિરૂદ્યમી મનુષ્યનું મન સેતાનનું ક્રીડાસ્થાન છે' અર્થાત્ આળસુ માણસનું મન દુષ્ટ વિચાર અને વિકારનો ભોગ થઇ પડે છે, અને જ્યાં દુષ્ટ વિચાર મનનાં દાખલ થયા, ત્યાં પછી શાન્તિની વાતજ કરવી નહિ.

તંદુરસ્તીને માટે નિદ્રા અત્યંત આવશ્યક છે, અને તે વિના મુલ્ય પ્રાપ્ત થાય છે, તેથી તે એક ઇશ્વરદત્ત અમૂલ્ય પ્રસાદી ગણાય છે. છતાં તે પણ શ્રમ સાધ્ય છે. આખો દિવસ ગાદી તકીએ પડી રહેનાર શેઠીયાને રાત્રે ઉંઘ નહિ આવવાથી પથારીમાં લોથ લોથ કરવું પડે છે, અને દિવસે સખ્ત મજુરી કરનાર મજુર પથારીમાં કે ભોંયે પડ્યો કે તરત ઘસઘસાટ ઉંઘી જાય છે. વળી સર્વ વસ્તુઓનો ઉપયોગ જેમ વિવેકથી અને મર્યાદામાં રહીને કરવાનો હોય છે, તેમ ઉંઘ પણ નિયમસર અને જરૂર જેટલીજ લેવી જોઇએ. જરૂર ઉપરાંતની ઉંઘ વિષ તુલ્ય છે. ઉંઘણસીની માફક રાત દિવસ ઉંઘમાં પડી રહેવાથી આરોગ્ય સુધરવાને બદલે ઉલટું બગડે છે. વળી ઉંઘણસી માણસ નિર્ધન થાય છે. કહેલું છે,

**आस्ते भग आसीनस्य ऊर्ध्वं तिष्ठति तिष्ठतः ।**
**शेतेनिपद्यमानस्य चराति चरतो भगः ॥**

**ભાવાર્થઃ**—જે માણસ બેસી રહે છે, તેનું નસીબ પણ બેસે છે, ઉભા રહેનારનું ઉભું રહે છે, ઉંઘનારનું ઉંઘે છે, અને ચાલનારાનું ચાલે છે.

નિદ્રા અને વિશ્રાન્તિ, તથા આળસ અને સુસ્તી, એ બેમાં ઘણો તફાવત છે. વિશ્રાન્તિ અને જરૂર જેટલી નિદ્રા માણસના થાકને દૂર કરી તેનામાં નવીન ઉદ્યોગને માટે ઉત્સાહ અને કૌવત દાખલ કરે છે; આળસ અગર પ્રમાદ મનુષ્યને ઉદ્યોગને માટે નાલાયક બનાવે છે. માટેજ કહ્યું છે કે, **आलस्यं हि मनुष्याणाम् शरीरस्था महारिपुः** આળસ એ મનુષ્યના શરીરમાં વાસ કરી રહેનારો મોટો દુશ્મન છે. વળી આપણામાં કહેવત

છે કે જેમ લોઢું કાટથી ખવાય છે તેમ શરીર આળસથી ખવાય છે; ટુંકામાં આળસુ મનુષ્યનું જીવતર એળે જાય છે.

મૂર્ખ માણસો એમ સમજે છે કે જેના ઉપર ઇશ્વરની કૃપા હોય છે તેનેજ બેસી રહેવાનું મળે છે, અને જેના ઉપર ઇશ્વરની અવકૃપા હોય છે, તેને મહેનત કરવી પડે છે. હિસિયોડ કહે છે કે " કામ કરવામાં જરા પણ નાનમ નથી, પણ આળસુ બેસી રહેવામાંજ હીણપણ છે. " પ્રાચીન કાળના ગ્રીક લોકો કલા કૌશલ્યમાં છેક ઉંચી પાયરીએ ચઢયા હતા, નિરંતર યુદ્ધના પ્રસંગ, અને વ્યાયામ તથા મલ્લ કુસ્તીનો નાદ એ બેને લીધે તેમના શરીર વજ્ર જેવાં દૃઢ થયાં હતાં, પણ ઉદ્યોગ ઉપર તેમનો અભાવ હતો, તેથી નિયમિત રીતે ઉદ્યોગ કરવાથી જે તાલીમ મળે છે, તેનો લાભ તેમને મળી શક્યો નહોતો. ખંત, આત્મસંયમ અને ચિરસહિષ્ણુતા, એ ગુણો તેમનામાં ખીલી નીકળ્યા નહોતા; તેઓ ઘણા ચતુર અને બુદ્ધિશાળી હતા છતાં તેમની પડતી થઈ તેનું કારણ કામ ઉપર અપ્રીતિ એજ હતું. ઉદ્યોગી પ્રજાઓને ગ્રીક લોકો જંગલી ગણી તેમના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા. અર્થાત મહેનત કરવામાં તેમને હીણપણ લાગતું હતું, તેથીજ તેમની પડતી થઇ.

તન્દુરસ્તીના અભાવને યોગે અગર બીજા કોઇ તેવા કારણને લીધે, જો આપણે ઉદ્યોગી કે પ્રવૃત્તિમય જીવન ગાળવાને અસમર્થ થઇ જઇએ, તો તેથી આપણે નાઉમેદ થઈ જવાનું કારણ નથી. એથી આપણે તદ્દન નિરૂપયોગી થઇ ગયા કે આપણા સુખનો સદંતર નાશ થઇ ગયો એમ માનવાનું કંઇ કારણ નથી. શારીરિક પીડા કે વ્યથા સહન કરવી એ થોડા ધૈર્યનું કામ નથી. મતલબ કે દુઃખમાં આવી પડેલો માણસ માનસિક ધૈર્ય, સંતોષવૃત્તિ, સહનશીલતા, વગેરે ગુણો પ્રદર્શિત કરી પોતાના આત્માનાં ગૌરવનું પ્રાકટય કરે છે. દરેક મનુષ્ય પોતાના જીવનને નૈતિક દૃષ્ટિથી ઉન્નત કરવા સમર્થ છે. વિઘ્નોનો પરાજ્ય કરી મુશ્કેલીઓના ડુંગરો ઓળંગી જઇ ધારેલા લક્ષ્યે પહોંચી જવું એ ખરા પુરૂપાર્થનું કામ છે ખરૂં; પણ અડગ

ધૈર્ય ધારી શારીરિક સંકટની સામે ટકી રહેવું, એ પણ ઓછા પુરૂષાર્થનું કામ નથી. ગમે તે સ્થિતિમાં પડેલો હોય તોપણ માણસ જો ધારે તો પોતાનું જીવન સુખી અને વિજયી બનાવી શકે છે. જીવન યાત્રાની શરૂઆતમાં આંધળો થયેલો હેનરી ફોસેટ પોતાનો મૂળ ઉદ્દેશ સિદ્ધ કરી શકયો હતો. વિદ્યાર્થી અવસ્થામાંથીજ તેની ઉમેદ પાર્લામેન્ટના મેમ્બર થવાની હતી; અને ત્યાર પછી થોડી મુદતમાં તે આંધળો થયો, છતાં પોતાના નિશ્ચિત અર્થમાંથી તે નિવૃત્તિ ન થયો તો આખરે તે પાર્લામેન્ટનો

**विघ्नैः पुनः पुनरपि प्रति हन्यमानाः**

**प्रारब्ध मुत्तम जनान परित्यजन्ति ॥**

સભાસદ—એક યશસ્વી સભાસદ—થઇ શકયો. માથે ગમે એવાં સંકટ આવી પડે તો પણ ધીર પુરૂષો પોતાના ધારેલા કાર્યમાંથી નિવૃત્ત થતા નથી. સિસિરોએ કહ્યું છે કે "આપણા કોઇ પણ દોષ વગર આપણી શારીરિક સંપતિ અવ્યવસ્થિત થઇ જાય એ બનવા જોગ છે; પણ આપણા મનની સ્વસ્થતાનો ભંગ ન થવા દેવો એ આપણા હાથની વાત છે." ગત સુખ બદલ કૃતજ્ઞતા, અને ભાવી સુખની ઉમેદ, આ બે લાગણીઓને હમેશાં આપણા ચિત્તમાં વાસ આપવો જોઇએ. પણ શ્રદ્ધા અને સંતોષવૃત્તિએ બે સિવાય કોઇ પણ જાતની ઉમેદ ટકી શકતી નથી. છતાં આપણે ફક્ત આપણા પોતાના બળ ઉપર ઝઝુમવું જોઇએ નહિ: હમેશાં ઇશ્વરની સહાય માગતા રહેવું જોઇએ.

લેખક કહે છે હાલમાં ગોરી પ્રજાઓને બીજી પ્રજાઓને તુચ્છ ગણે છે; તેઓ એમ માને છે કે અમે બીજી પ્રજાઓ કરતાં વિશેષ બુદ્ધિશાળી છીએ, તેથી તેઓ અમારી ગુલામગીરી કરવાને સર્જાયલી છે. પણ બીજી પ્રજાઓ પાસેથી તેમને ઘણું શીખવાનું મળી શકે એવું છે તેનું તેમને ભાન નથી. અહીંના લોકોને લડાઇ પ્રત્યે અત્યંત તિરસ્કાર છે; અને જાપાની લોક 'બુશિડો' ને ઘણું માન આપે છે. 'બુશાડો' એ જાપાની ભાષાનો શબ્દ છે: એનો અર્થ ટુંકામાં આપી શકાય એવો નથી, તથાપિ સંતુષ્ટવૃત્તિ,

નિર્દોષ સદ્‌વર્તનશાળીપણું, સ્વામીના હિતની ખાતર પોતાના જીવની પણ દરકાર ન કરવી, અપમાન ખમવા કરતાં મરણને સસ્તું ગણવું, ઇત્યાદિ ગુણોનો એમાં સમાવેશ થાય છે. પાશ્ચાત્ય જનસમાજના વર્તન ક્રમમાં જે દુર્ગુણો માલમ પડે છે, તે બધાનો બુશિડોમાં અભાવ છે. પાશ્ચાત્ય જીવનમાં દ્રવ્ય તૃષ્ણા, મિથ્યા ડોળડમાક, સ્વાર્થપરાયણતા, વ્યક્તિહિતપરતા, એ બધા દુર્ગુણો નજરે પડે છે; તેને બદલે જાપાની લોકોમાં, થોડાથી સંતોષ માનવો, વિનયશીલતા, સ્વાર્થત્યાગ, અને લોકહિતપરતા એવા સ્પૃહણીય ગુણો નજરે પડે છે. જાપાની લોકો મરવાનું પસંદ કરશે, પણ શત્રુને પીઠ બતાવશે નહિ; કોઇ પણ જાતની અપકીર્તિ સહન કરતાં મરવાનું તેઓ વધારે પસંદ કરે છે. એ લોકો રાજાની આજ્ઞાને માથે ચઢાવે છે, અને લોકહિતની ખાતર પોતાની જાતના અગર કુટુંબના હિતનો આનંદથી ભોગ આપે છે; તેમનું શારીરિક અને માનસિક શિક્ષણ અત્યંત કડક અને સખ્તાઇ ભરેલું છે, અને તેના યોગે કરીને એક નિષ્ઠા, ધૈર્ય, હિમ્મત, નિમકહલાલી, સાહસ, આત્મસંયમ, ઇત્યાદિ ઉદાત્ત સદ્‌ગુણો યુદ્ધના તેમજ શાન્તિના સમયમાં જાપાની પુરૂષોમાં તેમજ સ્ત્રીઓમાં એક સરખા કાયમ રહે છે. એવા સદ્‌ગુણોને લીધેજ જાપાન દેશની અત્યારે જાહોજલાલી છે. યુરોપની પ્રજાઓ નિષ્પક્ષપાતપણે વિચાર કરે તો 'બુશિડો' ઉપરથી તેમને કેટલું બધું શીખવાનું મળે એવું છે.

એમિયલનો મત એવો છે કે કોઇ પણ રાષ્ટ્રના ઉત્કર્ષનો આધાર ત્યાંની પ્રજાના શાસ્ત્રીય જ્ઞાન ઉપર અવલંબેલો નથી, પણ તેની સદસદ્ વિવેક બુદ્ધિ ઉપર અવલંબેલો છે; પણ ખરી રીતે જોતાં તો તેનો આધાર બન્નેના ઉપર રહેલો છે. શાસ્ત્રીય જ્ઞાન સિવાય જીવનના તમામ વ્યવહાર અગવડ ભરેલા થઇ પડે, અને વિવેક બુદ્ધિ સિવાય મનુષ્યના પરસ્પરના વ્યવહાર અનિયંત્રિત થતાં જીવન અસહ્ય થઇ પડે. શાસ્ત્રીય જ્ઞાન શરીર સંરક્ષણને માટે આવશ્યક છે, અને વિવેક બુદ્ધિ આત્માના ઉદ્ધારને માટે આવશ્યક છે. ખરેખરા ઉસ્તાદ જાદુગર કે ઇલમીથી પણ ન બની શકે એવાં

અદ્દભૂત પરાક્રમ કરીને વિજ્ઞાનશાસ્ત્રે જગતના સર્વ વ્યવહાર સુખાવહ કરી નાખ્યા છે. ચેટોબ્રિયંડે વિજ્ઞાન શાસ્ત્ર ઉપર જે આક્ષેપ કર્યા છે, તે અયોગ્ય અને અયથાર્થ છે. વનસ્પતિ શાસ્ત્રની ઠેકડી કરીને તેને તે મોહક અને આનંદદાયક શાસ્ત્રના સંબંધનું પોતાનું અજ્ઞાનજ ફક્ત વ્યક્ત કરેલું છે. જેવી રીતે સદસદ્ વિવેક આત્માની ઉન્નતિને સહાયકારક છે, તેવી રીતે પદાર્થ વિજ્ઞાન મનુષ્યની પ્રગતિને સહાયકારક છે.

સત્યનું સ્થાન વિવેક કરતાં ઉંચું છે. સત્ય શોધી કાઢવું, એ વિવેક-બુદ્ધિનો ઉદ્દેશ છે; અર્થાત બુદ્ધિ એ સાધન છે અને સત્ય એ સાધ્ય છે. આથી કરીને આપણે આપણું જીવન સત્યને માટેજ ગાળવું જોઇએ, અને જરૂર પડે તો તેને ખાતર જીવ આપવા પણ તત્પર રહેવું જોઇએ. હક્સીએ કહ્યું છે કે, "સદાચાર એ મનુષ્યના શાસ્ત્રવિહિત કર્તવ્યનું રહસ્ય છે, અને સદાચારણી થવા માટે સત્યની ઓળખ આવશ્યક છે, માટે સદાચરણી થવા માટે સત્યને ઓળખવું એ મનુષ્યના કર્તવ્યનું રહસ્ય છે." હવે સત્યની ઓળખ માટે બુદ્ધિ આવશ્યક છે. કોઇ કદાચ એમ કહેશે કે બુદ્ધિ પણ કોઇ કોઇ વાર ભુલો કરે છે; કબુલ; પણ ભુલ થઇ એ આપણે શાથી જાણી શકીએ? બુદ્ધિવડે જ. આથી સિદ્ધ થાય છે કે બુદ્ધિ સિવાય ચાલવાનું નથી: છતાં બુદ્ધિની કિંમત આપણે બહુ ઉંચી આંકવી જોઇએ નહિ. પાસ્કલે કહ્યું છે કે "ધર્મના રહસ્યનો માર્ગ અંતઃકરણમાં થઇને પસાર થાય છે. એટલે-કે એ રહસ્ય શોધી કાઢવાના કામમાં બુદ્ધિ એકલીથી હેતુ સિદ્ધ થતો નથી; પણ વિશુદ્ધ અંતકરણની પહેલી જરૂર પડે છે.) દુષ્ટ મનોવિકાર સઘળા પ્રયત્નને ઉંધો વાળે છે." જેવું જેનું વર્તન તેવી તેની ઇશ ભાવના હોય છે. સદ્દવર્તનશાળી પુરૂષે ઇશ્વરના સંબંધમાં જે નિશ્ચય બાંધ્યા હોય તે ખરા પણ હોય અને કદાચ ખોટા પણ હોય, પણ દુરાચરણી મનુષ્યના નિશ્ચય તો અવશ્ય કરીને ખોટાજ હોવા જોઇએ.

ઇશ્વરના સંબંધના આપણા હાલના નિશ્ચય ફક્ત કામચલાઉ, અજમાયસી જ હોઇ શકે+ વિજ્ઞાનશાસ્ત્રીના અદ્દભૂત વિકાસથી આપણા જ્ઞાનમાં

---

+ આપણા તત્ત્વદર્શી રૂષિઓના જ્ઞાનને આ નિયમ કદાચ લાગુ નહિ પડે. ભા.ક.

પુષ્કળ વધારો થયો છે, તેમ છતાં એ વધારો પણ વાસ્તવિક રીતે જોતાં નહિ જેવો જ છે. એટલા જ્ઞાન છતાં પણ હજુ આપણે સત્ય શોધનના માર્ગે પડયા ગણાઇએ નહિ. હજુ તો ફક્ત જમીન તૈયાર થઇ છે, અને શોધ માટેનાં આવશ્યક સાધન આપણને પ્રાપ્ત થયાં છે. શોધ કરવાની શરૂઆત તો હજી હવે કરવાની છે. જે અદ્ભૂત જગતમાં આપણે આવી પડયા છીએ, તેનું ખરૂં રહસ્ય આપણે સમજી શકીએ, અગર જીવનના મહત્વના પ્રશ્નોનું આપણે છેવટનું નિરાકરણ કરી શકીએ, ત્યાર પહેલાં આપણે ઘણું ઘણું શીખવાનું અને શીખેલું ભુલવાનું છે.

શાન્તિ સર્વથા સ્પૃહણીય છે ખરી, પણ કર્તવ્યનો ત્યાગ કરવાથી અર્થાત્ સંસાર છોડવાથી એ મળી શકે એમ નથી. પુરાતનકાળમાં ખ્રિસ્તિ ધર્મના સાધુઓ ચિત્તની શાન્તિ પ્રાપ્ત કરી શુદ્ધ થવા અર્થે સન્યસ્ત ગ્રહણ કરતા હતા, તેઓ સંસારની મોહજાળમાં નહિ ફસવાના ઉદ્દેશથી સર્વ પ્રકારની ઉપાધિનો ત્યાગ કરતા એટલુંજ નહિ, પણ મનુષ્ય જીવનને અંગે રહેલાં કર્તવ્ય અને જવાબદારીઓને પણ તિલાંજલી આપતા. આમ કરવાથી તેમને કેટલી શાન્તિ પ્રાપ્ત થતી તે તો તેમનેજ માલમ. યુરોપના સાધુ, બ્રહ્મચારિણીઓના મઠના ઇતિહાસ જેમણે વાંચ્યા હશે, તેમની અંદરની ખટપટો જેમણે જાણી હશે, તેમને સમજાશે કે આવા સન્યાસમાં પણ સંસારનાં સર્વ બંધન હોવા ઉપરાંત પરસ્પરના કલહ, મત્સર, અદેખાઇ, દ્વેષ, અને અત્યંત નિંદ્ય દુરાચાર પગલે પગલે નજરે પડે છે. એવી સ્થિતિમાં વૈરાગ્ય અને શાન્તિનું સ્વપ્ન પણ કયાંથી આવે ? એ કરતાં તો દુનિયાદારીમાં રહીને પ્રાપ્ત ધર્મનો સ્વીકાર કરી શાસ્ત્રની આજ્ઞા મુજબ ધર્માચરણમાં તત્પર રહેવું અને કૌટુમ્બિક સુખને અંગે રહેલાં ઉત્કૃષ્ટ આનંદનો અનુભવ કરવો, તથા દયા અને પરોપકારનાં કામ કરી દુઃખી અને નિરાધાર મનુષ્યોનાં સંકટનું નિવારણ કરી અગર તેમાં ઘટાડો કરી તેમનાં જીવન સુખરૂપ કરવામાં મદદગાર થવું, એ હજારગણું સારૂં છે.

ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ १ ॥**

**ભાવાર્થ—**જે માણસ કર્મેન્દ્રિયોને સંયમમાં રાખે છે, પણ મનમાં વિષયભોગની જંખના કર્યા કરે છે, તેવો મૂઢ માણસ મિથ્યાચારી એટલે ઢોંગી કહેવાય છે.

ઇતિહાસના નિરીક્ષણથી જણાય છે કે સાધુ સન્યાસીઓના મન, કલહ અદેખાઇ, દ્વેષ અને અનાચારથી મુક્ત હોતા નથી. તેમ સંસારની પ્રવૃત્તિવાળું જીવન હમેશાં ફિકર અને ચિંતાથી ભરેલું હોય છે એમ પણ નથી. તેની સાથે એકલા સ્વાર્થનોજ વિચાર કરવો એ ઉચિત નથી. આપણે જે નક્કી કરવાનું છે તે આપણી જાતના સુખને માટે નિવૃતિપર જીવન પસંદ કરવા લાયક છે કે પ્રવૃત્તિમય જીવન એ નહિ; પણ કયું જીવન આપણને જગતનું કલ્યાણ કરવા માટે વધારે લાયક અને સમર્થ બનાવે છે એ છે.

સન્યાસીઓના આશ્રમથી એક ફાયદો થયો હતો એ વાત આપણે કબુલ કરવી જોઇએ. મધ્યકાળમાં જે સમયે જ્ઞાન અને વિદ્યાના પ્રચાર માટે પ્રજાકીય સંસ્થાઓ નહોતી, તે વખતે એવા આશ્રમ, ધર્મના જ્ઞાનની સાથે વિદ્યા અને સાહિત્યનો પણ પ્રચાર કરવામાં મુખ્ય ભાગ ભજવતા હતા. રાજાઓ અને અધિકારીઓના જુલમમાંથી નાશી છુટેલા માણસોને તથા ગરીબ માણસોને ત્યાં આશ્રય મળતો એટલુંજ નહિ, પણ વિદ્યા વિલાસી જનોને પણ ત્યાં આશ્રય અને ઉત્તેજન મળતાં. વળી તે કાળના જુલમી વ્યવહાર ઉપર પણ તેમનો અંકુશ અને દાબ હતો.

તેમ છતાં આપણું સ્પષ્ટ કર્તવ્ય તો એ છે જે સંસારમાં રહીને પ્રવૃત્તિનું સેવન કરવું, છતાં તેનાથી નિર્લેપ રહેવું.

ગીતાજીમાં કૃષ્ણ ભગવાને કહ્યું છે કે—

**ज्ञेयःस नित्यसन्यासी । यो न द्वेष्टि न कांक्षति ॥**

**ભાવાર્થ:—**જે કોઇનો પણ દ્વેષ કરતો નથી; તથા જે કશાની આકાંક્ષા રાખતો નથી તે સદાનો સન્યાસી જ છે.

युक्तः कर्मफलं त्यक्त्वा । शान्ति माप्नोति नैष्ठिकीम् ॥

**ભાવાર્થઃ**—કર્મના ફલનો ત્યાગ કરીને જે કર્તવ્યપરાયણ રહે છે, તેને નૈષ્ઠિક શાન્તિ પ્રાપ્ત થાય છે.

પ્રાપ્તિનો હર્ષ નહિ, અને હાનિનો શોક નહિ, એ ધોરણે જે ભોગ્ય વસ્તુઓનું સેવન કરે છે, તેને ભોગ ભોગવ્યા છતાં પણ અચળ શાન્તિ મળે છે. ભોગ ભોગવવાથી શાન્તિનો નાશ થતો નથી, પણ ભોગ ઉપર આસક્તિ કે લાલસા રાખવાથી શાન્તિનો ભંગ થાય છે. સારાંશ કર્મનાં ફલનો ત્યાગ કરીને અનાસક્તિવાળાં કર્મ ઇશ્વર નિમિત્ત કરીને પ્રાપ્તધર્મનું પાલન કરી સંસારમાં રહેવું એજ પ્રવૃત્તિ માર્ગ છે.

ડાન્ટે કવિએ સંસારનો ત્યાગ કરીને મઠના એકાંતવાસનો સ્વીકાર કરવા બદલ પોપ સેલેસ્ટાઇનનો ઘણો તિરસ્કાર કર્યો છે. એવા લોકોને તે ઇશ્વરના અપરાધી અને ધિક્કારવા યોગ્ય ગણે છે. કારણ કે જે લોકો ઇશ્વરનાં સર્જેલાં પ્રાણીઓને સહાય કરવાનું છોડી દઇને એકલપેટાની માફક પોતાનોજ સ્વાર્થ સાધે છે, તે ઇશ્વરને પ્રિય ક્યાંથી હોય? ખેતી, કે બીજા ગમે તે ઉદ્યોગમાં પડેલા માણસો એમના કરતાં વધારે પરોપકાર કરે છે. વળી એવા વ્યવસાયમાં પડવા છતાં પણ ચિત્તની શાન્તિ જાળવી શકાય એમ છે. માટે ખરેખરા વ્યવસાયી ધંધામાં પડયા છતાં પણ જે માણસ પોતાના ચિત્તની શાન્તિ સાચવી શકે છે, તેનેજ ધન્ય છે!

આ સંસારમાં કેવી રીતે જીવન ગાળવું, એનું ખરૂં રહસ્ય જેને સમજાય છે, તેને પોતાના આયુષ્યનું પ્રત્યેક નવું વર્ષ અધિકતર રમણીય, અને કૌતુકવાળું લાગતું જાય છે. હવે સંસાર છોડી નાસી જવાને બદલે તેમાં રહીનેજ પોતાના તેમજ માણસ જાતના કલ્યાણને માટે મહેનત કરવી, એજ આપણું મુખ્ય કર્તવ્ય ઠરે છે; છતાં મહેનત કરવી એ પણ મર્યાદામાં રહીને નિયમિત રીતેજ કરવી જોઇએ. જરાપણ વિશ્રાન્તિ લીધા સિવાય મહેનત કર કર કરવી, એ કોઇપણ રીતે પસંદ કરવા યોગ્ય નથી. તેમ શિલર પોતાના એક નિબંધમાં કહે છે કે 'માણુસ રમત રમતો હોય છે, ત્યારે જ

તેનામાં ખરૂં મનુષ્યત્વ આવે છે' એ અભિપ્રાય પણ અતિશયોક્તિ ભરેલો છે. દરેક માણસે ગ્રહણ કરવા યોગ્ય માર્ગ તો એ છે કે દરેક વર્ષમાં એક માસ, દરેક અઠવાડિયામાં એક દિવસ, અને દિવસમાં એક બે કલાક—એટલો કાળ તેણે કામમાંથી નિવૃત્ત થઈ વિશ્રાન્તિ લેવામાં ગાળવો જોઇએ. દરેક મનુષ્યે દિવસના એક બે કલાક પોતાના વર્તનનું નિરીક્ષણ કરવામાં, મગજને વિશ્રાન્તિ આપવામાં, આનંદજનક વ્યાયામમાં, ઇશ્વર ભજનમાં, અને છેવટે કંઇ નહિ તો ગમ્મત કરવામાં ગાળવાજ જોઇએ. રાત્રે સુઇ જતા પહેલાં દરેક માણસે 'આજ આપણે શું શું કામ કર્યું, અને કરવું જોઇએ એવું શું શું કામ કરવાનું રહી ગયું, એ પ્રશ્નોનું મનન કરી પોતાના વર્તનનું જમે ઉધાર તપાસવા પાછળ થોડો કાળ વ્યતિત કરવો જોઇએ. જે માણસ આવા આવા સાદા નિયમોનું અનુસરણ કરશે તેનું વર્તન નિર્મળ થશે તથા અંતઃકરણ શુદ્ધ રહેશે, અને તેની જઠરાગ્નિ પ્રદિપ્ત રહેશે તથા તેને શાન્ત નિદ્રા પ્રાપ્ત થશે.

હાલના ધાંધળીયા અને નિરંતર વ્યવસાયના જમાનામાં લોકો વિશ્રાન્તિની કિંમત બરાબર સમજતા હોય એમ જણાતું નથી, તેમ આત્મનિરીક્ષણની પાછળ થોડો ઘણો કાળ ગુમાવવાની તેમને બીલકુલ જરૂર જણાતી નથી.

બેશક ઉદ્યોગી થવું એ મનુષ્યનું કર્તવ્ય છે, પણ આપણા સઘળા કર્તવ્યની તેમાંજ સમાપ્તિ થઇ જતી નથી. આ વાત પણ લક્ષમાં રાખવા જેવી છે કે કામમાંથી પરવાર્યા પછી આપણને વિશ્રાન્તિને માટે જેટલો વખત મળે તે આપણે ગમે તેવી રીતે પુરો કરવો જોઇતો નથી. એટલા વખત ઉપર બીજા કોઇનો હક પહોંચતો નથી, અને તે વખતે આપણું મન પણ આપણી પોતાનીજ સત્તામાં હોય છે; માટે તેટલા કાળનો આપણે સૌથી સારો ઉપયોગ કરવો જોઇએ. અંગ્રેજ લોકો અઠવાડિયામાં છ દિવસ કામ કરે છે, અને સાતમો દિવસ વિશ્રાન્તિ લે છે, પણ લખક કહે છે કે એ સાતમો દિવસ તેઓ જોઇએ તેવી સારી રીતે પસાર કરતા નથી. છ

દિવસ જેવી રીતે સારાં અને ઉપયોગી કામ કરવામાં ગાળવામાં આવે છે, તેવી રીતે સાતમો દિવસ પવિત્ર વિચારમાં ગાળવો જોઇએ; તે દિવસે મનને સંસારની ઉપાધિઓમાંથી ખેંચી લઇ આધ્યાત્મિક અને પરમાર્થિક વિચારોમાં નિમગ્ન કરવું જોઇએ.

અઠવાડિયામાં એક દિવસ અણોજો પાળવાથી આર્થિક દૃષ્ટિથી પણ હાનિ નથી. તે સંબંધમાં ઇંગ્લાંડનો દાખલો મોજુદ છે. ત્યાંના લોકો સેંકડો વર્ષોથી રવિવારનો દિવસ પવિત્ર ગણી તે દિવસે બીલકુલ કામ કરતા નથી, છતાં અંગ્રેજ લોકો દિનપ્રતિદિન તવંગર થતા જાય છે. કારણ વિશ્રાન્તિનો દિવસ આર્થિક દૃષ્ટિથી પણ નકામો જતો નથી. મેકોલે કહે છે કે રાવવારને દિવસે, "જો કે ઉદ્યોગ બંધ પડે છે, ખેડુતોનાં હળ ખેતરોમાં નવરાં પડયાં રહે છે, શરાફી બજારમાં નાણાંના રણકા સંભળાતા નથી, અને કારખાનાં-માંનાં વરાળયંત્રોના ધુમાડાના ગોટા ચીમનીઓમાંથી બહાર નીકળતા નથી, તેમ છતાં દ્રવ્યોત્પાદનના કામ માટે બીજાં યંત્રોના જેટલુંજ ઉપયોગી એવું એક યંત્ર તે દિવસે ચાલતું રહેલું હોય છે. સઘળાં યંત્રોનો કર્તા એવું જે મનુષ્યરૂપી યંત્ર તે આ દિવસે પોતાના ઘસાયલા અને બગડેલા અવયવો દુરસ્ત કરી પોતાની કાર્યશક્તિમાં વધારો કરતું જાય છે, તેથી સોમવારને દિવસે તે જ્યારે ફરીથી કામ ઉપર ચડે છે, ત્યારે તેની બુદ્ધિ વધારે જલદ થયેલી હોય છે, તેનો કાર્ય કરવાનો ઉત્સાહ વૃદ્ધિને પામેલો હોય છે, અને તેના કૌવતમાં પણ વધારો થયેલો હોય છે."

આપણે કેટલાક માણસોને એમ બોલતાં સાંભળીએ છીએ કે અમારે કંઇ પણ કામ નથી આ તેમની મોટી ભૂલ છે, જેને બીજું કંઇ પણ કામ ન હોય, અગર કામ કરવાની જરૂર ન હોય, તેને માટે એક કામ તો નિર્માણ થયેલુંજ છે, પોતાની જાતને સુધારવી, પોતાના આત્માની ઉન્નતિ કરવી એ પ્રત્યેક મનુષ્યનો અત્યંત મહત્વનો અને મોટી જવાબદારીનો ધંધો છે. શાળાના મહેતાજીના કે કોઇ રાજપુત્રના પાલકના હોદ્દાને આપણે મોટા જવાબદારીનો કે મહત્વનો અધિકાર સમજીએ છીએ, પણ આપણી જાતનું

ગુરૂપદ એ આપણે દરેકને માટે તેથી પણ વધારે જવાબદારી ભરેલો અધિકાર છે

આ દૃષ્ટિથી જોતાં આપણે નવરાશનો વખત સૌથી વધારે કિંમતી ગણાવો જોઇએ, ઉદર નિર્વાહને અર્થે કે કુટુંબના પોષણને અથ આપણે જે ઉદ્યોગ, વેપાર, નોકરી કે ધંધામાં જોડાયા હોઇએ, તેનો આપણા વખત ઉપર પહેલો હક છે, કારણ કે તેને લીધેજ આપણું જીવન ટકી રહેવાનું છે; પણ શરીર તે શરીર અને આત્મા તે આત્મા. શરીરનેજ ખાસ મહત્ત્વ આપીએ તો આપણામાં અને પશુમાં જરાપણ તફાવત રહેતો નથી. આત્મારૂપી દેવના દેવળ તરીકેજ શરીરનું ઉપયોગીપણું મનાયલું છે. માટે શરીરના પોષણ કરતાં આત્માના પોષણ ઉપર વિશેષ લક્ષ અપાવું જોઇએ.

સેંટ ઑગસ્ટાઇન કહે છે, "તમારા નવરાશના વખત ઉપર મોટી જવાબદારી રહેલી છે." તે વખતમાં તમારે સૌથી વિશેષ અગત્યનું કામ કરવાનું છે; કેમકે માણસ આખું જગત હસ્તગત કરે, અને પોતાનો આત્મા ગુમાવી બેસે, તો તેમાં તે શું કમાયો કહેવાય ?" આમ હોવાથી પૂર્વાવસ્થામાં કે મધ્યવયમાં સારી કમાણી કરી લેવાથી વાનપ્રસ્થ થવાની અનકૂળતા જેમને પ્રાપ્ત થયેલી હોય છે, તેવા લોકોને ધંધામાંથી નિવૃત્ત થઇ ઘેર બેઠા પછી આપણે જ્યારે એમ બોલતા સાંભળીએ છીએ કે 'શું કરીએ, કામ ધંધા વગર અમારો તો વખત જતો નથી' ત્યારે આપણને તેમના અજ્ઞાનપણા બદલ ઘણી નવાઇ લાગે છે. કેમકે ખરૂં જોતાં તો ઉદર નિર્વાહની ચિંતામાંથી મુક્ત થયેલા હોવાથી પોતાનો સઘળો વખત બે મુખ્ય કામમાં ગાળવાની તેમને શ્રેષ્ઠ તક મળેલી હોય છે. એ બે કામ આ પ્રમાણેનાં છે:—અહોનિશ પરોપકારમાં મચ્યા રહી બીજાઓનું કલ્યાણ કરવું; અને પોતાના આત્માનો ઉદ્ધાર કરવો. માટે દરેક માણસે પોતાનો નવરાશનો વખત એ બે કામ કરવામાંજ ગાળવો જોઇએ.



# પ્રકરણ ૨ જું.

## શરીર.

બાઇબલમાં વર્ણન છે કે ઇશુ ખ્રિસ્તે એક વખત થોડાજ ખોરાક વડે પાંચ હજાર માણસોને જમાડયા હતા. આ કૃત્ય અદ્‌ભૂત કે અલૌકિક ગણાય છે, કારણ કે તે સૃષ્ટિના નિત્યક્રમથી–સામાન્ય નિયમોથી વિરૂદ્ધનું છે. પરંતુ સૃષ્ટિનો નિત્યક્રમજ અત્યંત અદ્‌ભૂત છે. એક દાણામાંથી અનેક દાણા ઉત્પન્ન થવા, એક જીવમાંથી અનેક જીવ પેદા થવા, ખોરાક તરીકે હોજરીમાં જતા દુધ, માંસ કે અનાજનું રૂપાંતર થઇ તેનું લોહી, માંસ કે ચરબી અને મગજ બનવું એ બધી ક્રિયાઓ ઓછી અલૌકિક નથી. એથી આગળ જઇશું તો લોહી બન્યા પછી તેમાંથી શરીરના તમામ અવયવોનું પોષણ કેવી રીતે થાય છે, એ પણ તેટલુંજ આશ્ચર્યકારક છે. વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીમાં કહ્યું છેઃ—

एतस्मात्किमिवेन्द्रजालमपरं यद्गर्भवासस्थितम् ।
रेतश्चेतति हस्तमस्तकपद प्रोद्भूतरोमांकुरम् ॥
पर्यायेण शिशुत्व यौवनजरा वेषैरनेकैर्युतम् ।
पश्यातित्यत्ति श्रृणोतिजिघ्राति रसानूगच्छत्यथागच्छति ॥११॥

**ભાવાર્થઃ**—ગર્ભાશયમાં પડેલું એક વીર્ય બિંદુ હસ્ત મસ્તકાદિ ઇંદ્રિયથી યુક્ત થઇ તથા અનેક વિષય તથા વ્યાપાર કરીને બાલ્ય, તારૂણ્ય વાર્ધક્યાદિ અનેક અવસ્થાઓ ભોગવીને ફરીથી નષ્ટ થઇ જાય છે, એ કેવી મોટી ઇંદ્રજાલ છે ?

વળી શરીર અને આત્મા એ બેની વચ્ચેનો સંબંધ તથા જીવન અને મૃત્યુ એ બેની વચ્ચેનો તફાવત એ તો છેક અગમ્ય અને અચિંત્ય છે.

હવે આ શરીરનો ઘાત થવાના પ્રસંગ તો ક્ષણે ક્ષણે બનતા હોય છે. મરણ પગલાંની હેઠેજ છે. આગગાડીમાં મુસાફરી કરતા હોઇએ અને સિગ્નલ આપવામાં અગર દેખવામાં ભુલ થવાથી બે ગાડીયોનું સામસામી અથડાવું, ઘોડા ઉપર સ્વાર થઇ જતા હોઇએ અને તેનું ભડકીને પૂરપાટ દોડવું; આગબોટમાં સફર કરતા હોઇએ અને હોકાયંત્રમાં બગાડ થવાથી આગબોટનું અવળે માર્ગે થઇ ખડક સાથે અથડાવું, પગ ખસવાથી અગર સમતોલપણું નષ્ટ થવાથી અખડાઇ પડવું, એવા એવા અનેક અકસ્માત આપણી બાજુ ફરી વળેલા હોય છે. તેવીજ રીતે આપણા શરીરની અંદર પણ તેનો ઘાત કરનારા અનેક સંજોગો એકઠા થયેલા છે. ધોરી નસ કે રક્તવાહિની તુટી, કે હૃદયનો વ્યાપાર બંધ પડયો, કે નાડી સમુદાયમાં કંઇક વિકાર થયો કે સઘળો ખેલ સમાપ્ત થાય છે. એક પળમાં જીવતા જાગતા શરીરને ઠેકાણે જડ માટીનો ઢગલો અવશેષ રહે છે. કબીર કહે છે કે,

**कच्ची मटीका बंगला तेरा। पाव पलकमां गिरता है.॥**

શરીરની રચના આટલી બધી અદ્‌ભૂત હોવા છતાં તે ક્ષણ ભંગુર છે; અને આપણો આત્મા શરીરની અંદરજ રહે છે, છતાં તે ગુંચવણ ભરેલી રચનાનો આપણને જરા પણ ખ્યાલ નથી. સ્પાઇનોઝા કહે છે કે 'આપણા શરીરની અંદર શા શા વ્યાપાર ચાલી રહે છે, તેનું આપણા આત્માને સપૂર્ણ જ્ઞાન હોય એ સ્વાભાવિકજ છે.' પણ વસ્તુસ્થિતિ તેથી ઉલટા પ્રકારની છે. મોટા મોટા શરીર શાસ્ત્રવેત્તાઓ પણ આપણા શરીરની અંદરની રચનાના સંબંધમાં ઘણીજ થોડી માહિતી ધરાવે છે. આપણે જ્યારે બોલતા, ચાલતા, વાંચતા કે વિચાર કરતા હોઇએ છીએ, ત્યારે મગજની અંદર કોઇ પણ જાતનો વ્યાપાર ચાલતો હોવો જોઇએ એ સ્પષ્ટ છે. પણ એ વ્યાપાર તે કેવો અને કેવા પ્રકારનો હશે, તેનો આપણને બીલકુલ ખ્યાલ નથી. આપણે જોઇએ છીએ, સાંભળીએ છીએ, સુંઘીએ છીએ, આપણને લાગણી થાય છે, એ બધું આપણે જાણીએ છીએ, પણ તેની પ્રતીતિ આપણને કેવી રીતે થાય છે, તે મોટા ઇંદ્રિયવિજ્ઞાન શાસ્ત્રીઓ પણ આપણને કંઈ

શકતા નથી. ટુંકામાં આપણે આપણા શરીરના સંબંધમાં ઘણુંજ થોડું જ્ઞાન ધરાવીએ છીએ.

આપણી ચામડી, જીભ, નસકોરાં, આંખો, કાન એ વગેરે ઇંદ્રિયોની ઉઘાડી રચના તો આપણે સૂક્ષ્મદર્શક યંત્ર વગેરેની મદદથી જોઈ શકીએ છીએ. પણ ચામડી ઉપર ટાઢા પદાર્થની અસર જુદી થાય છે અને ગરમ પદાર્થની અસર જુદી થાય છે. જીભની ઉઘાડી રચનામાં કંઇ વિવિધતા જણાતી નથી, છતાં જુદી જુદી જાતના સ્વાદની તેના ઉપર જુદી જુદી અસર થાય છે, તેવીજ રીતે જુદી જુદી સુગંધીઓ તથા જુદા જુદા ધ્વનિ, અને જુદા જુદા રંગ અને આકારની અસર નાક, કાન, તથા, આંખ ઉપર જુદી જુદી થાય છે. એ બધું શી રીતે બનતું હશે, તથા તે તે ઇંદ્રિય ઉપર થએલા જુદા જુદા સંસ્કાર મગજને કેવી રીતે પહોંચતા હશે, તથા તેનો જુદો જુદો બોધ કેવી રીતે થતો હશે, એ આપણે બીલકુલ જાણી શકતા નથી. વળી પાચન ક્રિયાના વ્યાપાર જુઓ. આપણે કોઇ જાતનો ખોરાક લઇએ છીએ, તે હોજરીમાં જાય છે, ત્યાં તેનું રૂપાંતર થઇ લોહી, માંસ, ચરબી, હાડકાં, ચામડી, નસો, રગો તથા બીજા અનેક રસો તથા જુદા જુદા ગુણવાળાં જુદાંજુદાં વાનાં બને છે, પણ એ બધું શી રીતે થતું હશે તે કોને માલમ છે?

બીજી રીતે જોઇશું તો મનુષ્યને અનેક બાબતોનું જ્ઞાન હોય છે. સ્મરણશક્તિ આપણને એટલી બધી પરિચિત થઇ ગયેલી છે કે તે કેવી અજાયબ ભરેલી છે તેનો આપણને બીલકુલ ખ્યાલ હોતો નથી. કેવળ અભણ માણસનો દાખલો લઇએ, તો તે પણ કેટલી બધી માહિતી ધરાવતો હોય છે? એક દૃષ્ટિથી જોતાં આપણો જ્ઞાનભંડાર અખૂટ છે. આપણા મિત્ર, શત્રુ, અને આપણાં આપ્તજન, તથા આપણે પોતે, એ બધાનાં બાળપણથી આજ પર્યંતનાં તમામ વૃત્તાંત; આપણી નજરે પડેલાં પશુ, પક્ષી, મનુષ્ય એમનાં રૂપ, તેમના શબ્દ, સ્પર્શ, ગંધ, વ્યાપાર, વૃત્તિઓ; અને ક્ષેત્રના આકાર, અનેક રાજા, વીરપુરૂષ, આપણા મિત્ર, શત્રુ અને આપ્તજન તથા રાજ્યકારીઓ, કવિઓ, લેખકો, એ બધાનાં નામ; અનેક વૃત્તાંત બન્યાની તારીખો,

અનેક શુભાષિત અગર અન્ય ફકરા; અને બીજી અનેક વીગતો એ બધું આપણા મગજમાં ભરેલું હોય છે. છતાં એ બધાની આપણને પ્રતીતિ કેવી રીતે થઇ હશે; અંદર તેનો સંચય ક્યાં અને કેવી રીતે થતો હશે, અને આપણને જરૂર પડે તે વખતે તે યાદ કેવી રીતે આવતું હશે, એની આપણને બીલકુલ માહિતી નથી.

જીવાત્માના ક્રીડા મંદિરરૂપી આ મનુષ્યદેહ એક અપ્રતિમ વિચિત્ર વસ્તુ છે, અને ડાર્વિનના પરિણામવાદ મુજબ વિચાર કરીશું તો જડમાંથી ચૈતન્ય થતાં તથા ઉત્તરોત્તર મનુષ્ય દેહ તૈયાર થતાં અનંત કાળ લાગ્યો હશે.

ઉપનિષદ્‌માં પણ કહેલું છે કેઃ—

**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः। आकाशाद्वायुः। वायोरग्निः। अग्नेरापः अद्भयः पृथिवी। पृथिव्यन्या ओषधयः ओषधिभ्योऽन्नं। अन्नात्पुरुषः। ब्रह्मानन्दवल्ली.**

**ભાવાર્થ**—આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું, આકાશમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ, જળમાંથી પૃથ્વી, પૃથ્વીમાંથી વનસ્પતિ, વનસ્પતિમાંથી અન્ન અને અન્નમાંથી પુરૂષ શરીર નિર્માણ થયેલું છે.

આ પ્રમાણે આટલા બધા શ્રમથી અને આટલા બધા કાળ પછી તૈયાર કરવામાં આવેલું છતાં મનુષ્ય શરીર ક્ષણભંગુર છે—માટીના કાચા ઘડાની માફક તેને ફુટી જતાં વાર લાગતી નથી—જીવંત દશામાં જે પરમેશ્વરની પણ બરોબરી કરવા તત્પર થાય છે, તેનો દેહ એક ક્ષણમાં જડ માટીના ઢગલા જેવો થઇ જાય છે અને તેના આપ્ત જનોજ તેને ઠાઠડીમાં ઘાલી ચિતા ઉપર મુકી બાળી નાખે છે, જેને પરિણામે તેની પાછળ એક રાખોડીની નાની ઢગલી સિવાય બીજું કંઇજ રહેતું નથી! આ બધો ખેલ ખરેખરો ચિત્તવેધક છે, અને તેને જોઇ પ્રત્યેક વિવેકી મનુષ્યનું હૃદય શોક અને મોહથી ચકિત થઇ જાય છે; કાર્લાઇલ કહે છે 'આના કરતાં વધારે હૃદયદ્રાવક કિંવા મર્મવિદારક પ્રકાર આખા બ્રહ્માંડમાં બીજે કોઇ ઠેકાણે દૃષ્ટિએ પડતો નથી,' ભર્તૃહરિ કવિને તો એમાં વિધાતાના ચાતુર્યની ખામી લાગે છે.

**सृजति तावदशेषगुणाकरं पुरुषरत्नमलं करणं भुवः ।**
**तदपि तत्क्षणभंगि करोति चेदहहकष्टमपंडितता विधेः ॥१॥**

**ભાવાર્થ**—આ વિધાતા પૃથ્વીનું કેવળ ભુષણ એવું સર્વગુણ સંપન્ન પુરૂષરૂપી રત્ન નિર્માણ કરીને તેને ક્ષણભંગુર બનાવે છે, એ, અરેરે, તેની કેટલી બધી મૂર્ખતા છે !

આ મનુષ્ય શરીરની રચના એટલી બધી ગુંચવણ ભરેલી છે કે તે કોઇ કોઇ દિવસ અવ્યયસ્થિત થઇ જાય છે, એમાં નવાઇ નથી, પણ તે એક પળ પણ સુવ્યવસ્થિત રહી શકે છે એમાંજ નવાઇ ભરેલું છે. સુશ્રુતના વૈદકગ્રંથમાં કહેલું છે કે આપણા આખા શરીરમાં બધાં મળી ૧૦૭ મર્મસ્થાન છે. મર્મસ્થાન એટલે જે સ્થળે જરાપણ આઘાત થયો કે પ્રાણનો નાશજ થાય. એવાં મર્મસ્થાન એક હાથ જગ્યામાં ૩૧ છે, અને વ્યવહારમાં આપણે આપણા શરીરને ગમે તેમ અફાળીએ છીએ, છતાં એ સઘળાં મર્મસ્થાન અભંગ રહે છે, એજ આ શરીરરૂપી યંત્ર બનાવનાર કારીગરની ચતુરાઇ છે, એ મર્મસ્થાનનું રક્ષણ શી રીતે થાય છે, તેની આપણને બીલકુલ માહિતી નથી.

જડ શરીરને છોડી આપણે તેમાં વાસ કરનારા જીવાત્માનો દેહની સાથે કેવો સંબંધ છે, તેનો વિચાર કરવા જઇશું તો અખાની માફક આપણે કબુલ કરવું પડશે કે,

અખા એ અંધારો કુવો,
ઝગડો ભાગી કોઇ ના મુઓ.

એ પ્રશ્ન એવો ગૂઢ અને ગહન છે કે તેમાંથી અનેક વાદ ઉત્પન્ન થયા છે. તેજ પ્રમાણે પુનર્જન્મ અને દેહાન્તર પ્રાપ્તિનો પ્રશ્ન પણ તેટલોજ વિકટ છે.

દેહાન્તર પ્રાપ્તિનો વાદ માનીને ચાલીએ, તો પણ આ દેહના મહત્ત્વમાં લેશ માત્રનો પણ ઘટાડો થવાનો સંભવ નથી. કારણ કે સાધુ મહાત્માઓનો ઉપદેશ એવો છે કે આ દેહવડે જેટલું સાર્થક થાય તેટલું કરી લેવું જોઇએ.

હવે સુખી અને ઉપયોગી જીવન ગાળવા માટે આપણે આ દેહનું જેટલું જતન થાય એટલું કરવું જોઇએ, છતાં આપણે તેને સાચવવામાં કેટલા બધા બેદરકાર રહીએ છીએ ? આપણા શાસ્ત્રમાં આ શરીરનું લક્ષણ ' **आत्मनोभोगायतनंशरीरं**' એટલે આત્માનું વિષયભોગ ભોગવવાનું સ્થાન એવું આપેલું છે; માટે તેનો વાપર અત્યંત વિચારપૂર્વક અને કાળજીથી કરવો જોઇએ. છતાં આપણને તેની બીલકુલ જરૂર ન હોય એવી રીતે આપણે વર્તીએ છીએ. મંડળીમાં જમવા બેઠા હોઇએ, અને ભોજન જરા સ્વાદિષ્ટ થયું હોય, કે સોબતીઓ જરા આગ્રહ કરે, તો રૂચિ કરતાં વધારે–દાબીને જમવામાં આપણે જરા પણ પાછી પાની કરતા નથી; તે ઉપરાંત વખત–બે વખત પણ આપણે તેમાં જે આવ્યું તે ભરભર કરીએ છીએ. તેજ પ્રમાણે ચા, કોકેન, કાફી, દારૂ કે એવા બીજા માદક પદાર્થો શરીરને અત્યંત હાનિ કરે છે એવું ડાકટરો વખતોવખત ઢોલ વગાડીને કહે છે, છતાં આપણે જાણે સાંભળતાજ ના હોઇએ તેમ આપણો વહિવટ છોડતા જ નથી. જમીને તરત જ ઉઠયા હોઇએ, તેવે વખતે જો કોઇ દોસ્તને ત્યાં કામ પ્રસંગે જવું થશે તો તે ચાનો પ્યાલો મ્હોં આગળ લાવીને મૂકશે, અને તે પી જવાને માટે આગ્રહ કરશે. વળી બીડીનું તો કહેવું જ શું ? નાનાં છોકરાં પણ બીડીઓ ફુંકતાં ફુંકતાં રસ્તે ચાલ્યાં જાય છે ! કામ કરવામાં અને વિશ્રાન્તિ લેવામાં પણ આપણે તેટલા જ બેદરકાર છીએ. કામ કરવા બેસીએ ત્યારે થાક લાગે તેની પણ દરકાર નહિ અને શરીર કબુલ ના કરે તેની પણ ફિકર નહીં, અને કામ ના હોય ત્યારે આખો દિવસ એદીની માફક પડયા રહીએ. વિષયલંપટ અને વ્યસની માણસો પશુ કરતાં પણ ખરાબ હોય છે. આવી રીતે જ્યારે દેહનો દુરૂપયોગ, અતિ ઉપયોગ અને અનાદર થાય, ત્યારે આધિવ્યાધિ તેને ઘેરી લે, અને તેને અસહ્ય યાતના ભોગવવી પડે એમાં કોનો દોષ ? જેનાવડે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સાધી શકાય છે, એવા અમુલ્ય નર દેહની આવી રીતે ખરાબી કરવી એ કેવી મૂર્ખાઇ કહેવાય ?

શરીરની રચનામાં સુધારો કરવા કોઈ સમર્થ નથી; પણ માંદા પડવાનું

બધાનાથી બની શકે એવું છે. તેજ પ્રમાણે શરીરને આરોગ્ય અને નિરામય રાખવાની વિદ્યા પણ અત્યંત સહેલી છે. મિતાહારી થવું, દારૂ તમાકુ આદિ માદક પદાર્થોના સેવનથી મુક્ત રહેવું, ચોખ્ખી અને ખુલ્લી હવામાં પુષ્કળ કસરત કરવી, મનને નિયમિત રીતે ઉદ્યોગમાં રોકેલું રાખવું, અને અંતઃકરણમાં શાન્તિ રાખવી, એટલા નિયમોનું યથાર્થ પાલન કરવાથી શરીર સાધારણ રીતે નિરોગી અને તંદુરસ્ત રહે છે. વાગભટે કહ્યું છે કે '**हितभुक्मितभुक् सोऽरुक्** । જે ગુણકારી અને શરીરને માફક આવે-પાચન થઇ શકે એટલો ખોરાક લે છે, તે હમેશાં નિરોગી રહે છે. સારાવલી નામના જ્યોતિષ ગ્રંથમાં કહેલું છે કે,

**पथ्याशिनां शीलवतां नराणां ।**
**सद्वृत्तभाजां विजितेंद्रियाणां ॥**
**एवं विधानामिदमायुरेव ।**
**सत्यंभवेद्गह मुनिप्रणीतम् ॥ १ ॥**

ભાવાર્થઃ—જે કોઇ મિતાહારી, શીલવાન, સદ્વર્તનશાળી, અને જીતેંદ્રિય હશે, તેવો પુરૂષજ આ પ્રમાણે ગ્રહની ગણત્રી ઉપરથી નક્કી કરવામાં આવેલું આયુષ્ય ભોગવી શકશે.

વળી શરીરના આરોગ્ય માટે સ્વચ્છતા પણ મિતાહારના જેટલીજ આવશ્યક છે. આપણા શાસ્ત્રકારોએ સ્નાન, શૌચ આદિને લગતા ઘણા સૂક્ષ્મ નિયમો નક્કી કરેલા છે. હાલના અંગ્રેજ લોકો સ્વચ્છતાને દૈવી ગુણ લેખે છે. પણ પુરાતનકાળમાં ખ્રિસ્તિ ધર્મના કેટલાક સંપ્રદાયોમાં મલિન અને અસ્વચ્છ રહેવું એ સાધુપણાનું લક્ષણ મનાતું હતું. એવું કહેવાય છે કે સેંટ એથલ્ડ્રેડા નામની એક સંન્યાસિની એટલી બધી પવિત્ર હતી કે તે ફક્ત ઉત્સવના દિવસેજ સ્નાન કરતી ! વળી મધ્યયુગમાં યુરોપખંડના સાધુઓ તિતિક્ષા માટે નિમાળાનું બનાવેલું કપડું શરીર ઉપર પહેરેલું અને પહેરેલુંજ રાખતા. આ કપડું અત્યંત મલિન અને દુર્ગંધવાળું થઇ જતું અને તેમાં છેવટે અસંખ્ય જુ વગેરે જંતુઓ પડતાં પણ તેમના તરફથી થતો ઉપદ્રવ

સહન કરવો એજ ખરી તિતિક્ષા મનાતી. આપણા દેશમાં પણ **અહિંસા પરમોધર્મઃ** એ સિદ્ધાન્તનું હાસ્યજનક હદ સુધી અનુસરણ કરનારા જૈન અગર ઢુંઢીયા પંથના જતિઓની તથા ચુસ્ત જૈનોની સ્વચ્છતા પણ આવી જાતની જ હોય છે !

આપણું શરીર ખરેખરૂં નિરોગી હોય, મિતાહારીપણું, સ્વચ્છતા, વગેરે આરોગ્ય સંરક્ષણના નિયમોનું આપણે આગ્રહપૂર્વક અનુસરણ કરતા હોઇએ, તેમ છતાં શરીરની નિરામયતાનો ચિત્તની નિરામયતા ઉપર ઘણો આધાર રહે છે. કેટલીક વખત વૈદો તથા હકીમો ઘણાં ઘણાં ઔષધ અને ઘણા ઘણા ઉપચાર અજમાવી જુએ છે, છતાં દર્દીને કશો ફાયદો પડતો નથી; તેનું કારણ તપાસ કરતાં એવું માલમ પડી આવે છે કે મનના રોગને લીધેજ એ દર્દી હેરાન થતો હોય છે, તેથી જ્યારે તેના મનના રોગનો ઉપાય કરવામાં આવે છે, ત્યારે તેને ઝટ આરામ થતો જાય છે. આપણો દરેકનો અનુભવ છે કે ચિત્ત જ્યારે શાન્ત અને સ્વસ્થ હોય છે ત્યારે શરીરને આરામ જલદી થાય છે, અને જે હમેશાં ચિંતાગ્રસ્ત, ક્રોધી કે ચિડિયા સ્વભાવનો હોય છે તેને આરામ થતાં ઘણી વાર લાગે છે. કેટલીક વખત તો તેઓ વગર રોગેજ રોગી જેવા રહે છે. કહેવત છે કે ‘ કાજી કયું દુબળા તો કહે સારા શહેરકી ફિકર.’ સંતોષી સ્વભાવવાળાનાં શરીર રૂષ્ટપુષ્ટ હોય છે, પણ બળેલા સ્વભાવવાળાનાં શરીર સુક લકડી હોય છે–તેમનાં શરીર ‘લોહી લેતાંજ’ નથી. ભુતની વાત માનનારા વહેમી માણસો એકાએક ભુત જેવું કંઇક દેખીને છળી મરવાથી ખરેખરા માંદા પડયાનાં ઘણાં દષ્ટાંત આપણા સાંભળ્યામાં આવે છે. નાનાં બાળકો પણ ધાકને લીધે ઘણી વખત બેભાન થઇ જાય છે, અને કોઇ વખત તો મરી પણ જાય છે. છોકરાંને છાનાં રાખવા માટે ‘વાઘ આવ્યો, ઘોઘર આવ્યો, બાઉ આવ્યું, વગેરે કહી તેમને બીહાવરાવનારી માતાઓએ યાદ રાખવાનું છે કે તેમ કરવાથી તે છોકરાં બીકણ થઇ જાય છે એટલુંજ નહિ, પણ તેમાંથી કેટલીક વખત ગંભીર પરિણામ પણ નીપજે છે. પશુઓના ઉપર પણ બીકની અસર ઘણી થાય છે, એ આપણા હમેશના અનુભવની વાત છે. એક વખત એક સર્કસ

કંપની એક ગામડામાં ગઇ હતી. તેમાંના વાઘના બરાડા સાંભળીને તે ગામની ગાયોને એટલી બધી બીક લાગી કે કેટલીક તો ડરી ગઇ અને કેટલીક તો એ કંપની રહી ત્યાં સુધી ગામમાં જ આવી નહીં. બીકની માફક ચિંતા પણ શરીરનું શોષણ કરે છે. ખુની રાજા મેકબેથે પોતાના વૈદને કહ્યું હતું કે, "ઓ વૈદરાજ, તું મારા મનનો રોગ મટાડવાની દવા ખોળી લાવ, કરેલાં કર્મ રૂપી બાણ મારી સ્મરણશક્તિમાં ચોંટી રહ્યાં છે, તે તું જાળવીને ખેંચી કાઢ, મારા મગજમાં થતી વ્યથા તું દૂર કર, તથા મારા હૃદય ઉપરનો બોજો ઉપાડી લે.'

આ પ્રમાણે ચિત્તની અસ્વસ્થતા, દુર્વ્યસન, મનનું નબળાપણું, વગેરે શરીરના આરોગ્યની હાનિ કરનારાં ઘણાં કારણો છે, પણ તે ઉપરાંત અજ્ઞાન-પણાને લીધે પણ ઘણા માણસો શરીર સંપત્તિનો નાશ કરે છે. આપણા શરીરની રચના વિચિત્ર અને ગુંચવણ ભરેલી છે ખરી છતાં, જે હેતુને માટે તે નિર્માણ થયેલું છે, તેને માટે એટલું બધું યોગ્ય અને અનુકૂળ છે કે તેની કોમળ અને ધાસ્તી ભરેલી યંત્ર રચનામાં જરા પણ અવ્યવસ્થા થવા દે છે, એ એક મોટી ગંભીર પ્રકારની ભૂલ છે, એટલું જ નહિ, પણ એક પાપકર્મ છે એમ ગણવું જોઇએ. પશુ અને ઘેટાંની ઓલાદ સુધારવા માટે આપણે કેટલી બધી મહેનત લઇએ છીએ, તો પછી તેમના કરતાં અનેક રીતે વધારે કિંમતી એવી જે મનુષ્ય જાત તેની ઓલાદની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સંપત્તિ સાચવી રાખવા તથા સુધારવા માટે આપણે કેટલો બધો પ્રયાસ કરવો જોઇએ !

શ્રીમંત લોકોથી એ કામ બની શકવાનું નથી. કારણ 'જરમાં જોખમ રહેલું છે,' શ્રીમંત લોકોનાં છોકરાં અનેક મોજશોખ તથા દુર્વ્યસનમાં પડી ઉલટાં વધારે બગડે છે. જે માણસો પૈસે ટકે સુખી હોય છે તેઓ મોજ-શોખમાં પડી વિષયવાસનાના ગુલામ થઇ બેસે છે, તેથી એક રીતે જોતાં સંપત્તિ જ આરોગ્યનો શત્રુ છે. હવા પાણી સુખકર અને સૌમ્ય હોય છે, તો રીરમાં નબળાઇ દાખલ થઈ બુદ્ધિના વ્યાપાર પણ મંદ પડી જાય છે, અને

કકડતી ટાઢમાં રહેનારા માણસોનાં શરીર તથા મન ચપળ, કૌવતવાળાં અને ઉત્સાહી હોય છે.

વધારામાં આપણા શરીરની પ્રકૃતિ જો સારી હોય છે-આપણે જો શરીરે સાજાતાજા હોઇએ છીએ, તો આપણી ચિત્તવૃત્તિ પણ આનંદી રહે છે-શરીરની નિરામય સ્થિતિમાં આપણે સહેલાઇથી આનંદી સ્વભાવ રાખી શકીએ છીએ. પણ જો આપણને કોઇ જાતની વ્યથા થતી હોય અગર આપણે કામ કરીને કંટાળેલા હોઇએ છીએ, ત્યારે આપણો હમેશનો શાન્ત અને સુશીલ સ્વભાવ પણ ક્રોધી અને ચિડીયો થઇ જાય છે. તેવે વખતે નજીવી જેવી બાબતો પણ આપણા ચિત્તનું સમતોલપણું નષ્ટ કરે છે. બીજા વખતમાં જેની આપણે દરકાર પણ કરીએ નહિ, એવી નાની નાની બાબતો પણ આવે વખતે આપણને ચીડવે છે અને કંટાળો આપે છે.

કેટલાક માણસોનાં શરીરનો બાંધો મુળથી જ નબળો હોય છે, અને કેટલાકની શરીર પ્રકૃતિમાં બાપદાદાના રોગ ઓધવાડે ઉતરેલા હોય છે. પણ એકંદર રીતે જોઇશું તો આપણે જે પીડા ભોગવતા હોઇએ છીએ તેમાં નવ દશાંશમે હિસ્સે તો આપણે જાતે જ જવાબદાર-દોષપાત્ર હોઇએ છીએ. 'ગોલ્ફ' નામની રમત ઉપરના પોતાના ગ્રંથમાં ટેલરે કહ્યું છે કે એ રમતમાં જીત મેળવવાની ઇચ્છા રાખનારા ખેલાડીએ હમેશાં નિરોગી રહેવું જોઇએ. આ માટે તેણે સાદું પણ મિતાચારવાળું જીવન ગાળવું જોઇએ. તેણે પોતાનું કૌવત એ રમતને માટે જ સાચવી રાખવું જોઇએ. અર્થાત્ તેણે ઇંદ્રિય નિગ્રહ રાખવો જોઇએ, અને પોતાની જાતનું બરાબર જતન કરવું જોઇએ. આ સુચનાઓ જીવનની સર્વ અવસ્થાઓને લાગુ પડે છે. તંદુરસ્તી બગાડવાનું કામ ઘણું સહેલું છે, એ આપણે બધા જાણીએ છીએ, પણ શરીરને નિરામય રાખવાની ચાવી પણ આપણા પોતાનાજ હાથમાં છે, એ સર્વને માલમ હોય એમ દીસતું નથી. ખાધાપીધામાં બહુજ સાવચેતી રાખવી અને તેમાં પણ નિયમિતપણું અને મધ્યમપણું એ બે વાતો ઉપર ખાસ લક્ષ આપવું એ બહુ અગત્યનું છે. શરીરને જોઇએ, અગર માફક આવે, તે કરતાં વધારે ખાવાને લીધે સેંકડે પોંણોસો માણસો માંદા પડતા

હોય છે. ઘણાખરા મંદવાડનું મૂળ અજીર્ણવિકાર હોય છે. કોઈ કોઇ વખત મીજબાનીને પ્રસંગે જરા દાબીને ખવાય તો તેથી વિશેષ હાનિ નથી, પણ હમેશાં જઠરાગ્નિ ઉપર ગજા ઉપરાંતનો બોજો નાખવાથી અનેક જાતના રોગનાં બીજ રોપાય છે. અલ્પઆહારથી શરીર હલકું રહે છે અને તેની સાથે ચિત્ત પણ ચપળ થાય છે; પણ અતિ આહારથી શરીર ભારે લાગે છે, ઇંદ્રિયો જડ થાય છે, અને બુદ્ધિ પણ કહ્યું કરતી નથી. દાક્ટરો કહે છે કે દર્દીઓના તમામ મંદવાડોમાં એક તરફ અજીર્ણ વિકાર અને બીજી તરફ બીજા તમામ રોગ એવી રીતનું પ્રમાણ નીકળી આવે છે. કહેવત છે કે '**भुके राखे चोथाकोन, तेरा रोग घरघर होवे.**' જે માણસ ચારે ખુણે પેટ ભરતો નથી તેના રોગ ઘેરઘેર ભટકે છે.

વળી ઇંદ્રિયજન્ય સુખ એટલે વિષયભોગથી પ્રાપ્ત થતો આનંદ ક્ષણિક છે અને પરિણામે હાનિકારક છે. આદમ અને ઇવના વખતથી ખોરાક એ માણસ જાતના શોક, સંતાપ અને અકાળ મૃત્યુનું કારણ થઇ પડેલો છે. લેટીન ભાષામાં એક કહેવત છે કે 'તરવાર કરતાં સ્વાદેન્દ્રિયે ઘણા ભોગ લીધેલા છે.' બેકન કહે છે કે 'સઘળાં બંડ કરતાં હોજરીના બંડ વિશેષ ભયંકર છે.' 'સ્વાદ ઓછા કરો અને જીવ બચાવો! સ્વાભાવિક મૃત્યુથી મરનારા માણસોની સંખ્યા ઘણી નાની હોય છે; પણ પોતાને હાથે જ પોતાનું મોત વ્હોરી લેનારાની અને અકાળ મૃત્યુનો ભોગ થઇ પડનારા માણસોની સંખ્યા ઘણી મોટી હોય છે. દીર્ઘાયુષી થવાની કુંચી જોવા જઇએ તો સર્વ બાબતમાં મિતાચારી થવું એ જ છે **अतिसर्वत्र वर्जयेत्** । કોઇપણ બાબતમાં હદ ઓળંગી જવું નહિ. બહુ ખાવું એ બહુ દારૂ પીને છાકટા થવાના જેટલું જ હાનિકારક છે. પ્લેટો હમેશાં સાદો અને માફક આવે એટલો ખોરાક લેતો; અને પરોણાને પણ તેવો જ ખોરાક આપતો. તેનું જમણ જમી આવેલા ટિમોથીયસ નામના આથેન્સના એક આગેવાન રાજદ્વારીએ બીજે દિવસે તેનો ભેટો થતાં તેને કહ્યું "તમારૂં ભોજન જમતી વખતે રૂચિકર લાગે છે એટલું જ નહિ, પણ બીજે દિવસે પણ રૂચિકર લાગે છે." અર્થાત્ તેને લીધે બીજે દિવસે પણ રૂચિથી જમાય છે.

હોજરી જ્યારે પુરેપુરી ભરેલી હોય છે, ત્યારે મગજ બરાબર કામ કરી શકતું નથી; આથી કરીને જ ઉપવાસનો દિવસ ઇશ્વર પ્રાર્થના માટે વિશેષ અનુકૂળ મનાયલો છે; તેજ પ્રમાણે હરેક માનસિક વ્યાપાર પણ જમતા પહેલાં સારી રીતે થઈ શકે છે.

અતિપાનનું પરિણામ અત્યાહારના કરતાં પણ વિશેષ ભયંકર છે. શેક્સપિયર કહે છે કે ' ઓ પ્રભુ ! હાથે કરીને, પોતાનું સર્વસ્વ હરી લેનારા મદ્યરૂપ શત્રુને પોતાના મુખમાં મુકવો એના જેવી મૂર્ખતા બીજી કઈ હશે ? '

આધિ, વ્યાધિ, કલહ, બકવાટ, કારણ આપ્યા વગર ઘા ખમવા, એ સઘલું કોઈ ઠેકાણે એકત્ર દેખવામાં આવે છે ? એવું જો મને કોઇ પૂછે તો તેનો ઉત્તર હું એટલો જ આપું કે હા, જ્યાં આગળ જઇને લોકો ચળકતા દારૂનું પાન કરે છે ત્યાં.

મદ્યપાનના સેવનથી માણસ નિર્ધન થઇ જાય છે, એ તેને અંગે રહેલા અનર્થોમાંનો સૌથી નજીવો અનર્થ છે; પણ તેને લીધે માણસ પશુ કરતાં પણ નીચ બને છે. વધારે ખેદકારક બીના તો એ છે કે મદ્યપાનને લીધે માણસને માથે જે જે આફતો આવી પડે છે, તે તેણે જાતે માગી લીધી હોય છે. મદ્યપાનનું દુર્વ્યસન પરિણામે વિષમય છે એટલું જ નહિ, પણ એ દુર્વ્યસન જાતે જ વિષમય હોવાથી તિરસ્કારને પાત્ર છે.

તેનાથી વધારે બ્હીતા રહેવાનું મુખ્ય કારણ એ છે કે તેનું ખરૂં સ્વરૂપ અત્યંત ભયંકર છતાં બહારથી તે ઘણું જ મોહક લાગે છે. થોડા મદ્યપાનથી સત્ય ઉપર પ્રીતિ, સૌજન્ય, મીલનસારપણું, વાક્પટુતા વગેરે ગુણો પ્રાપ્ત થતા હોય એમ લાગે છે. થાક, ગ્લાનિ, બેચેની કે નિરૂત્સાહીપણામાંથી મુક્ત થવાના હેતુથી માણસ જો તેનો એકાદ ચમચો લે છે, તો તે એકદમ હુશિયાર અને જાગૃત થઇ જાય છે; જાણે સરસ્વતિ પ્રસન્ન થઇ હોય, તેમ તેના મનમાં ઝપાટાબંધ નવા વિચાર સ્ફુરી આવે છે: વળી તે વાચાળ પણ થઇ જાય છે, વધારામાં તેની ફિકર ચિંતા દૂર થઇ જાય છે.

હૃદયમાં ઉમેદ વધે છે, આશાને નવા અંકુર ફુટે છે; તેનું ચિત્ત ખુશમિજાજ-માં રહે છે અને સંસાર તેને અત્યંત વહાલો લાગે છે. આમ થવાથી તે એમ ધારે છે કે જો બીજો એક ચમચો લઇશું તો આપણા ભાગ્યનો પાર જ નહિ રહે ! પણ અફસોસ, બીજો ચમચો લેતાં તો તેનાં બધાં દિવ્ય સ્વપ્ન એકદમ અદૃશ્ય થઇ જાય છે, કારણ બધો ચમત્કારિક દેખાવ ફક્ત મૃગજળ જેવો હતો. બોલવાની હુશિયારીને ઠેકાણે બકવાટ દાખલ થાય છે, સ્નેહાલપણાને ઠેકાણે કલહ પ્રિયત્વ આવે છે, મગજની ચપળતા ને ઉલ્લાસ-વૃત્તિ નષ્ટ થઇ માથામાં તીવ્ર વેદનાવાળા વેગ થવા માંડે છે, અને મૂળની અક્કલ પણ ગુમ થઇ જાય છે. જેટલો આઘાત તેટલો પ્રત્યાઘાત એ પદાર્થ વિજ્ઞાનનો નિયમ આ બાબતમાં પણ બરાબર નજરે પડે છે.

કેટલાક લોકો બેચેની દૂર કરવાના ઉદ્દેશથી મદ્યપાન કરે છે, પણ ખરૂં જોતાં કેળવાયલા માણસનામાં બેચેની રહેવી જ જોઇએ નહિ. માર્ટિનો કહે છે કે મદ્યપાનના સેવનથી બેચેની દૂર થઇ ઉત્સાહી થવાશે એવા ખોટા ખ્યાલથી કેટલા બધા માણસો ખુવાર થઇ જાય છે !

જન્મ મરણનાં રિપોર્ટો ઉપરથી જણાય છે કે જે લોકો દારૂને નિષિદ્ધ ગણી તેનાથી તદન મુક્ત રહે છે, તેઓ મર્યાદામાં રહી મદ્યપાન કરનારા માણસો કરતાં પણ લાંબું આયુષ્ય ભોગવે છે. મદ્યપાન શરીર સંપત્તિને હાનિ કરે છે, એટલું જ નહિ, પણ માનસિક સંપત્તિને હાનિ કરે છે. મદ્યપાનના સેવનથી શાન્ત અને સુશીલ માણસો પણ તકરારી અને ટંટાખોર થાય છે; તેનાથી વિષયેન્દ્રિયો અમર્યાદ થઇ જાય છે, તેમને અંકુશમાં રાખવાનું કામ વધારે મુશ્કેલ થતું જાય છે, અને પવિત્રતા ઉપરની પ્રીતિ ઓછી થતી જાય છે.

જેરેમી ટેલર કહે છે કે ' આપણાં સર્વ દુઃખ અને સંકટનું મૂળ કારણ આપણે જાતે જ છીએ. જંગલનાં કંદમૂળ અને ઝરાનું પાણી એ બેના સેવન-થી મારી ભૂખ અને તરસ બન્ને શાન્ત થાય છે એટલું જ નહિ, પણ વિષય લાલસા, મદ, મોહ, લોભ, મત્સર, ઇર્ષ્યા, અસૂયા એ સર્વ રિપુઓનો

પણ પરાભવ થાય છે, અને તેથી હું શાન્તિના ખોળામાં માથું મુકી સ્વસ્થતાથી ઉંઘું છું. ખરેખર, જે જે લોકો પ્રકૃતિ માતાના અંકનો આશ્રય લે છે, તેમના જેવી ગાઢ અને શાન્ત નિદ્રા બીજા કોઇને આવતી નથી!"

ઇશ્વરે આપણને આ નિરોગી શરીરરૂપી અલૌકિક સુંદર અને નાજુક યંત્રની સુંપરત કરેલી છે, અને તેથી તેને અત્યંત કાળજીપૂર્વક સાચવી રાખવા આપણે બંધાયલા છીએ. તે અત્યંત સુઘટિત અને સુંદર છે, માટે આપણી કોઇ પણ કસુર કે ગફલતીને લીધે તેની શોભામાં જરા પણ ઘટાડો થાય તો આપણે નીચું ઘાલવું જોઇએ. વળી તેની રચના એવી વિચિત્ર છે કે તેનો જો આપણે જરા પણ અનાદર કે દુરૂપયોગ કરીશું તો તે જેટલું સુંદર અને સંપૂર્ણ છે તેટલું જ બેડોળ અને કંટાળો લાગે એવું થઇ જશે. અર્થાત્ આપણે તેનો ઉપયોગ તેની યોગ્યતા પ્રમાણે જ કરવો જોઇએ. કોમળ અને સુગંધીદાર પુષ્પ તો માથા ઉપર ધારણ કરવા યોગ્ય જ ગણાય, તે કંઇ પગતળે કચરી નંખાય? માટે આ શરીરનું દિવ્ય મંદિર બનાવવું કે ભયંકર હાડપિંજર બનાવવું એ આપણી મરજી અને સત્તાની વાત છે.

રોમન લોકોમાં ઉદ્યોગને ઉદ્દેશીને બે કિંમતી કહેવતો છે. 'શ્રમ સર્વ મુશ્કેલીઓનો પરાભવ કરે છે, અને 'શ્રમ જાતે જ આનંદરૂપ છે,' આ બે કહેવતની વચ્ચે નિકટનો સંબંધ છે. નજીવી ફતેહથી પણ આપણને હર્ષ થાય છે. રમતમાં હાર જીત થવાથી કંઈ ખોવાનું કે મળવાનું હોતું નથી, છતાં આપણને જીતવાનું જ ગમે છે, અને જો હારીએ છીએ, તો મનમાં દીલગીરી થયા વગર રહેતી નથી. હવે જો તન દઇને મહેનત કરીએ, તો કોઇ કાર્ય એવું નથી કે જે સાધ્ય ન થાય. ( નેપોલીયન કહેતો કે 'અશક્ય' એ શબ્દ મૂર્ખાઓના શબ્દકોષમાં જ હોય છે; આ જગતમાં કોઇ કામ અશક્ય નથી. ) તો પછી શ્રમની સાથે આનંદ જોડાયલોજ છે, એ સ્પષ્ટ થાય છે. આપણે દરેક કામ ખરા દીલથી-જીવ પરોવીને કરવું જોઇએ, અને ગમે તેવું કામ હોય, તો પણ જો મનપૂર્વક કરીએ તો તેનાથી આનંદ ઉત્પન્ન થયા સિવાય રહેતો નથી. મન અને શરીર બન્ને

વાપરને માટે જ નિર્માણ થયેલાં છે, તેથી જ્યાં સુધી વાપર થતો નથી ત્યાં સુધી બેમાંથી એકેને નિરાંત વળતી નથી. આળસ એ શરીરનો કાટ છે. જેમ લોઢું કાટથી ખવાય છે, તેમ શરીર આળસથી ખવાય છે.

વળી દિવસે કામ કરવાથી આપણને રાત્રે શાન્ત અને ગાઢ નિદ્રા પ્રાપ્ત થાય છે. જેમને ઘણી જાતની જવાબદારીઓ અને ઝંઝાળો હોય છે, તેવા માણસો તેવી ઉંઘથી બે નસીબ રહે છે. શેક્સપિયર હેન્રી રાજા પાસે બોલાવરાવે છે કેઃ–'અહાહા, આ પળે મારી ગરીબ પ્રજા પણ નિદ્રાનું આલિંગન કરી સુતેલી છે, પણ ઓ કોમળ નિદ્રા, ઓ કુદરતની ધાત્રી, મેં તને ક્યારે દુભવી છે–ભડકાવી છે–કે તું મારી આંખનાં પાંપચાંને દબાવી દેતી નથી, અને મારા થાકેલા અવયવોને ઉઘાડી તેમને વિસ્મૃતિમાં લીન કરી નાખતી નથી ?"

નિંદ્રાને કવિઓએ જુદી જુદી અનેક ઉપમાઓ આપેલી છે, અને તે સઘળી યથાર્થ છે. કોઇ તેને કુદરતની કોમળ ધાત્રી કહે છે તો કોઈ તેને વિચારનું આવરણ કહે છે; કોઇ તેને ક્ષુધાની શાન્તિ કરનારા અન્નની ઉપમા આપે છે, ... કોઈ તેને તૃષા છીપાવનારૂં પેય કહે છે; કોઇ તેને ટંડીનું નિવારણ કરનારી ગરમી, તો કોઇ તેને ઉષ્ણતા નિયામક શીત કહે છે, કોઇ તેને સર્વ ચીજો ખરીદી આપનારૂં દ્રવ્ય કહે છે, તો કોઇ તેને રાજા અને રંક, મૂર્ખ અને પંડિત, એ બધાને એકસરખી પંક્તિ, ઉપર લાવી મુકનારૂં માપ કહે છે. વળી આવી અમૂલ્ય બક્ષીસ પ્રાપ્ત કરવા માટે આપણને દેશાંતર જવાની જરૂર પડતી નથી. દિવસ જો સારી રીતે ગાળવામાં આવે, તો રાત્રે નિંદ્રા આપોઆપ આવીને આપણી સેવામાં ખડી થઇ જાય છે. બેશક, કેટલીક વખત જ્યારે શરીરને વ્યથા થતી હોય છે, અગર મન ઉદ્વેગમાં હોય છે, ત્યારે આપણને બીલકુલ ઉંઘ આવતી નથી, તથા આપણને જરા પણ ચેન પડતું નથી છતાં તેવા પ્રસંગોએ પણ ઔષધની મદદ વડે કૃત્રિમ ઉંઘ મેળવવી એ ઘણું જોખમભરેલું છે. બનતા સુધી એવી લાલચમાં આપણે કદી પણ ફસાવું જોઇએ નહિ. આપણે જો

આપણાં આચરણ વ્યવસ્થિત રાખીશું તો થોડી મુદતમાં પૂર્વની માફક જ નિદ્રા આવ્યાં જશે.

વળી સ્વપ્નનું સુખ તો કંઇ ઓરજ છે. સ્વપ્નમાં આપણને આપણી જાગ્રત અવસ્થાનું તદ્દન વિસ્મણ થઇ જાય છે. આથી કરીને વૃદ્ધ હોય છે, તે પણ સ્વપ્નામાં યુવાવસ્થાના ભોગ ભોગવી શકે છે. ઉંઘ જાણે શરીર અને મન ઉપરનો બોજો લઇ લેતી હોય, તેમ સ્વપ્નમાં મન સ્વચ્છંદે વિહાર કરે છે. દેશકાલાદિની મર્યાદામાંથી મુક્ત થઈ કલ્પના શક્તિ ગમે ત્યાં ફરે છે. મરી ગયેલા આપ્ત જનોને આપણે ફરીથી ભેટીએ છીએ. તથા મન પવિત્ર અને શુદ્ધ થવાથી દિવ્ય લોકનાં પણ આપણને દર્શન થાય છે.

તેમ છતાં વિશ્રાન્તિના કાળમાં શાન્તિનો અનુભવ લેવો એ કંઇ સહેલી વાત નથી. વિશ્રાન્તિ લેવાના કાળમાં પણ જો આપણે દુનિયાદારીનાં સંકટ, જંજાળો, દુઃખ અને મુશિબતોનો જ વિચાર કર્યા કરીએ, અને મગજને કોઇ જાતની વિશ્રાન્તિ આપીએ નહિ, તો તે કાળ આપણને કામ કરવા કરતાં પણ વધારે કંટાળા ભરેલો અને ત્રાસજનક લાગે છે. એવી વિશ્રાંતિ કરતાં તો કામ હજારગણું સારૂં. દિવસની સખ્ત મજુરીથી શરીર અને મન જેટલાં ઘસાય છે, તે કરતાં રાતે કંટાળા ભરેલા વિચારોમાં જાગતા પડી રહેવાથી બન્નેને વધારે ઘસારો પડે છે. માટે એવા ત્રાસદાયક વિચારોને આપણે ધક્કો મારીને દૂર હાંકી કાઢવા જોઇએ. બેશક, દુનિયાદારીની જંજાળો અને વિટંબણાઓનું વિસ્મરણ કરવું એ કંઇ સહેલી વાત નથી, કારણ કે મન જરા પણ નવરૂં પડે છે, કે એના વિચારો એકદમ આપણી મરજી નહિ છતાં પણ અંદર ઘૂસી જાય છે. માટે આવા અને બીજા ત્રાસદાયક તથા દુષ્ટ વિચારોને અંદર દાખલ થતા અટકાવવા હોય, તો આપણે આપણા મનને શુદ્ધ અને આનંદદાયક વિચારોમાં રોકવું જોઇએ; અગર વર્તમાનકાળની સાથે જેનો બીલકુલ સંબંધ નથી, એવી પુરાતનકાળની કોઇ કથા ભૂગર્ભશાસ્ત્ર, જ્યોતિષ શાસ્ત્ર, કોઇના શૌર્ય કે પ્રવાસની વાર્તા, ઇત્યાદિકના વાંચનમાં મનને રોકવાથી નિત્યની જંજાળોનું વિસ્મરણ થઇ શકશે. આવે

પ્રસંગે કલ્પનાની પાંખો ઉપર બેસી અનંત દેશકાળના પ્રદેશમાં મોજથી ઉડયા કરવાથી પ્રસ્તુત કાળની દુગ્ધાઓનું વિસ્મરણ થઇ મન આનંદમાં નિમગ્ન થઇ જાય છે. વળી એ આગ્રહપૂર્વક ઇશ્વર ચિંતનમાં મનને નિમગ્ન કરવામાં આવે છે, ત્યારે પણ થોડી મુદતમાં ઉંઘમાં પડાય છે.

પણ જે માણસનાં આચરણ દુષ્ટ હશે, જેના અંતઃકરણમાં ઉંડા દંશ થતા હશે, તેને આવા કૃત્રિમ ઉપાયોથી પણ શાન્તિ પ્રાપ્ત નથી. અંતઃકરણ શુદ્ધ અને નિર્દોષ હોય તો જ કૃત્રિમ ઉપાયો પણ કામમાં આવે છે.

પુરાતનકાળમાં ઋષિમુનિઓ અને પેગંબરોને જે ઇશ્વર સાક્ષાત્કાર થતો તે સૂર્યના પ્રચંડ અને તેજસ્વી પ્રકાશમાં નહિ, પણ રાત્રીની શાન્તિના સમયે જ થતો. સૂર્યના પ્રકાશથી અસંખ્ય ચીજો આપણને દૃષ્ટિગોચર થાય છે એ વાત ખરી; પણ સૂર્યનો અસ્ત થતાં જ્યારે રાત્રી પડે છે, અને આકાશમાં અસંખ્ય તારાઓથી દેદિપ્યમાન થઇ રહે છે, ત્યારે આપણને એમ લાગે છે કે સૂર્ય પોતાનાથી જેટલી વસ્તુઓ આપણને દેખાડે છે, તે કરતાં હજારગણી વસ્તુઓ આપણાથી છુપી રાખે છે–દેખાતી બંધ કરે છે. આ પ્રમાણે રાત્રીનો સમય દિવસના કરતાં વધારે રમણીય અને વિશ્રાન્તિદાયક હોઇ દિવ્ય વિચારોનો પોષક છે, તેથી આ સ્વાર્થસાધુ કાળમાં પણ જો કોઇને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થતી હોય, તો તે દિવસના ઉજળા પ્રકાશમાં નહિ પણ રાત્રીના ગંભીર અને શાન્ત સમયે જ થાય છે. આ કારણને લીધે જ યોગિ લોકોનાં ઘડીઆળ આપણાથી ઉલટાં હોય છે.

**या निशा सर्वभूतानां। तस्यां जागर्ति संयमी ॥**
**यस्यां जाग्रति भूतानि। सा निशा पश्यतो मुनेः**

ભાવાર્થઃ—બીજાં પ્રાણિઓ જે વખતે ઉંઘતાં હોય છે, તે સમયે યોગી લોકો જાગતા હોય છે, અને બીજાં પ્રાણીઓ જે વખત જાગતાં હોય છે, તે વખતે મુનિ લોકો ઉંઘે છે.



# પ્રકરણ ૩ જું.

## મન.

આપણું શરીર આશ્ચર્યકારક છે ખરૂં, પણ આખરે તે આત્માનું નિવાસ સ્થાન-મંદિર-છે. આત્મા શરીર કરતાં વધારે કિંમતી છે, એટલું જ નહિ, પણ આપણે મન તો તે અખિલ વિશ્વ કરતાં પણ તે વધારે કિંમતી છે, કારણ કે સેંટ માર્ક કહે છે તેમ આખા વિશ્વનું રાજ્ય મળે, પણ આત્મા નષ્ટ થાય તો તે શા કામનું છે? ખ્રિસ્તિ ધર્મના અનુયાયીઓમાં એક એવી વાત ચાલે છે કે એડીસાના રાજાએ ઇસુખ્રિસ્તિની અલૌકિક શકિતની વાત સાંભળીને તેની પાસે પોતાના આત્માને વિશુદ્ધ કરવાની માગણી નહિ કરતાં શરીર નિરોગી કરવાની માગણી કરી, તે બદલ ઇસુખ્રિસ્તિે તેને ઠપકો આપ્યો હતો.

તેમ છતાં શરીરને તુચ્છ ગણી કાઢવું જોઇતું નથી, કેમકે શરીર અને આત્મા બન્ને મળીને સંપૂર્ણ મનુષ્ય બને છે. અને મનુષ્ય એ કેવી એક અલૌકિક કૃતિ છે! તેની બુદ્ધિ કેવી ઉદાત્ત છે! તેની શક્તિ કેવી અગાધ છે! તેની આકૃતિ અને તેના ચલનવલન વ્યાપાર કેવા મોહક અને અજબ તરેહના છે? તેની કૃતિ કેવી દેવદૂત તુલ્ય છે અને તેની સમજ શકિત કેવી દેવ તુલ્ય છે!

આપણા દરેકના શરીરમાં દિવ્ય તેજની ચિણગારી કમી જાસ્તી પ્રમાણમાં અવશ્ય હોય છે. ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે;—

**મ મૈવાંશો જીવલોકે । જીવ ભુતઃ સનાતનઃ ॥**

**ભાવાર્થઃ**—મૃત્યુ લોકમાં જીવ એ સંજ્ઞાથી ઓળખાતો મારો જ સનાતન અંશ છે.

તેમજ—

**यद्विभूतिमत्सत्वं । श्रीमदूर्जितमेव वा ॥**
**तत्तदेवावगच्छत्वं । मम तेजोंऽश संभवम् ॥१॥**

**ભાવાર્થઃ**—તને જે કોઇ વૈભવયુક્ત, શ્રીમાન્ કે પ્રતિષ્ટિત પ્રાણી મળી આવે, તેમાં મારા તેજનો વિશેષ અંશ છે, એમ તું સમજ. અર્થાત જે કોઇ શાંતપણે વિચાર કરશે, તેને મનુષ્ય જીવનની મહત્તા કબુલ કરવી જ પડશે. સર ટોમસ બ્રાઉન પોતાના નિબંધમાં કહે છે કે 'મનુષ્ય એ ખરેખર દિવ્ય પ્રાણી છે. તેને પૃથ્વીમાં દાટો, કે તેની રાખ કરી નાંખો, તોપણ તેનું ઐશ્વર્ય છુપાઇ રહેતું નથી.'

મનુષ્ય યોનીમાં જન્મ મળવો, એ ખરેખરી ઇશ્વરની એક મોટી મહેરબાની છે. મનુષ્ય દેહ દુર્લભ છે. કેવળ ભૌતિક દષ્ટિથી જોનારા માણસો મનુષ્યને કેવળ રસાયણિક દ્રવ્યોના મિશ્રણ રૂપ સમજે છે, અને તેના નિત્યના કામનું માપ ચાર શેર કોયલા બાળવાથી ઉત્પન્ન થતી વરાળથી થતા કામ જેટલું ગણે છે. પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી હક્સ્લીએ એક વખત ગમ્મતમાં બોલતાં, કેટલાં દ્રવ્યના મિશ્રણથી મનુષ્ય દેહ થયેલો છે, તેની પણ ગણત્રી કરી બતાવી છે. કેટલાક લેખકો તો વળી નર દેહના સંબંધમાં તિરસ્કાર યુક્ત ઉદ્દગારનોજ પ્રયોગ કરે છે; અને તેનું ક્ષણભંગુરપણું એ તો કવિઓ અને તત્વજ્ઞાનીઓનો એક પ્રિય વિષય થઇ પડયો છે. સ્કોટ કવિ કહે છે, 'પર્વત ઉપરના ઝાકળના બિંદુને, નદી ઉપર વહેતા ફીણના દડાને, અને પાણી ઉપરના પરપોટાને, નાશ પામતાં જેમ વાર લાગતી નથી, તેમ તારા આવરદાની દોરીને તુટતાં પણ વાર લાગતી નથી.' આપણા ભર્તૃહરીએ જીવનને **नलिनिदलगतजलवत्तरलं** કમળના પાંદડા ઉપરના જળના બિંદુ જેવું ચપળ કહેલું છે. "કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર જાણ"

બાઇબલમાં મનુષ્ય જીવનને સ્વપ્ન, નિદ્રા, છાયા, વરાળ, પૃથ્વી ઉપર પડેલું પાણી, કે જુની-ઘણી વખત કહી સંભળાવેલી વાર્તા, એવી એવી ઉપમાઓ આપેલી છે.

સુખ સ્વપ્ના જેવું સંસારનું રે, તેને જાતાં ન લાગે વાર;
અંત કાળે સગું નહિ કોઇનું રે,
સંધ્યાના જેવા રંગ સોનેરી, વન્ધ્યાએ લાડ લડાવ્યા;
જોબનને તન ધન તેવાં સમજવાં, પાણીમાંના પડછાયારે,
જરી જોને તપાસી તારી કાયા.
( સ્વ. ડાહ્યાભાઇ. )

કેટલાક તો જીવનના ક્ષણભંગુરપણા ઉપર આક્ષેપ કરીને નહિ અટકતાં, તેને અત્યંત તુચ્છકારવા યોગ્ય ગણે છે. ગૌતમ બુદ્ધના ઉપદેશનું આદિસૂત્ર એજ હતું. તેમને સર્વ જીવન દુઃખમયજ લાગતું હતું. ' જનનીના ઉદરમાંથી બહાર નીકળવું એ પહેલું દુઃખ; રોગ ગ્રસ્ત થવું એ બીજું દુઃખ, વૃદ્ધ થવું એ ત્રીજું દુઃખ, જેમને આપણે ચહાતા નથી, તેમની સાથે સંબંધ જોડવો એ ચોથું દુઃખ; અને જેમને આપણે ચહાતા હોઇએ, તેમનો વિયોગ થવો, એ પાંચમું દુઃખ; સારાંશ, સંસારની સાથે પંચેંદ્રિયોનો સંબંધ–સંસારનાં પાંચ પ્રકારનાં બંધન–એ તમામ દુઃખરૂપ છે. બધાંને ખબર હોય છે તેથી લોકોને પણ ખુબી એ છે કે જે લોકો જીવનનો આટલો બધો તિરસ્કાર કરે છે, તેમને પણ આ દુનિયા છોડીને જવાનું ગમતું નથી. મૃત્યુનું નામ સાંભળીને તેમને કંઇ કંઇ થઇ આવે છે. એ કવિની માફક તેઓ પણ કહે છે કે સત્તા, વૈભવ, ઠાઠમાઠ, સૌંદર્યવતી લલનાઓ, એ સર્વ આખરે મૃત્યુનો કોળીયો થઇ જનાર છે, અને કીર્તિના પંથ આપણને આખરે સ્મશાનનો માર્ગ દેખાડનાર છે–એથી ચિત્તને અત્યંત દુઃખ થાય છે. ' તેમને જો આપણે કહીશું કે એક બાજુ તમે જીવનને દુઃખમય ગણો છો, અને બીજી બાજુ તેવા જીવનનો અંત આવેલો તમે દેખી, ખમી શકતા નથી એ તમારૂં વર્તન અત્યંત વિચિત્ર લાગે છે, ત્યારે તેઓ એવું બહાનું કાઢશે કે ' મૃત્યુની અમને જરાપણ બીતિ નથી; પણ મૃત્યુ પછી અમારી કેવી ગતિ થશે, અને અમારે ક્યાં જવાનું થશે, એની અમને બીલકુલ માહિતી નથી, તેથી મૃત્યુ અમને ભયંકર લાગે છે. ' સારાંશ મોત આવતું અટકાવી શકાવાનું નથી, એની

-પ્રત્યક્ષ મોતની-બીક લાગતી નથી, પણ ત્યાર પછી આપણું શું થશે, એ વિચારથીજ મૃત્યુ ભયંકર લાગે છે. શેકસપિયર કહે છેઃ-મૃત્યુ પછી આપણું શું થશે તેની આપણા મનમાં ભીતિ રહે છે; જે મુલકમાંથી કોઇ મુસાફર પાછો ફર્યો નથી, ત્યાં આપણે જવાનું છે, એ વિચાર આપણા મગજને ધમ ધમાવી મુકે છે; અને આપણને જેનો બીલકુલ ખ્યાલ નથી એવી આફતોમાં કદાચ જઇ પડવાનું થાય-હોલામાંથી નીકળી ચુલામાં પડવાનું થાય-એવી દહેશતથી આપણે આ સંસારનાં સર્વ સંકટ સહન કરવાનું વધારે પસંદ કરીએ છીએ.

મરણ પછી શું થતું હશે, એ વિષય અત્યંત ગૂઢ છે, અને તે બદલ દરેક ધર્મમાં નિરનિરાળા તર્ક તથા ખુલાસા કરવામાં આવેલા છે. આપણે પુનર્જન્મને માનીએ છીએ અને પાપ પુણ્યનો ક્ષય થઇ રહ્યા પછી, અગર કર્મનાં બંધન છુટવા પછી જીવનો મોક્ષ થાય છે એવું આપણાં શાસ્ત્રોમાં કહેલું છે. વળી દ્વૈતવાદ, અદ્વૈતવાદ અને દ્વૈતાદ્વૈતવાદ એવા જુદા જુદા વાદ પ્રમાણે મોક્ષની ભાવના પણ જુદી જુદી છે.

ખ્રિસ્તિ ધર્મ મુજબ સઘળા જીવોએ પોતપોતાનાં કર્મોનાં ફળ કેવી રીતે ભોગવવાનાં છે, તેનો નિર્ણય ઇશ્વર જે દિવસે કરશે, તે દિવસ ( Judgement-day ) સુધી સઘળા જીવોને અમુક સ્થળે રહેવાનું હોય છે. મુસલમાન ધર્મમાં પણ કયામતનો દિવસ મુકરર કરવામાં આવેલો મનાય છે.

મૃત્યુ એટલે શું એ બાબતમાં પણ લોકોની ભાવનાઓ જુદી જુદી હોય છે. સેનેકા કહે છે, કે કેટલાક માણસો રાજીખુશીથી મોત માગી લે છે, તો કેટલાક સંસારના સંકટથી કંટાળેલા માણસોને તે છુટકારા સમાન લાગે છે, પણ તે સર્વની છેલ્લી ગતિ છે.

કેટલાકને મૃત્યુનું નામ સાંભળીને થરથરાટ વછુટે છે, કેમકે તેમની કલ્પના એવી હોય છે કે આ દેહ છોડતાં જીવને ઘણું દુઃખ થાય છે. પણ ખરી રીતે જોતાં મૃત્યુ હમેશાં દુઃખકારક હોતું નથી. ખાસ કરીને લાંબી વૃદ્ધાવસ્થા ભોગવીને મરણ પામનારાનાં મોત અત્યંત સહેલાં અને સુખરૂપ

હોય છે. કેટલાક માણસોના જીવ બગાસું કે છીંક ખાતાં નીકળી જાય છે. પણ જેઓ લાંબો મંદવાડ ભોગવે છે, અગર આપણા લોકો માને છે તેમ જેમનો જીવ 'કશામાં ભરાઇ રહેલો હોય છે,' તેમનાં મોત અત્યંત કષ્ટમય હોય છે. તેમને પોતાને તેમ તેમના આપ્તજનોને પણ એમ લાગે છે કે 'હવે તો આ દુઃખમાંથી છુટકારો થાય તો સારૂં.' આપણા લોકો એમ માને છે કે જેમણે આખો જન્મારો ઘણાં પાપ કરેલાં હોય છે, તેઓ મરતી વખતે ઘણું દુઃખ ભોગવે છે, અને જેઓ સદ્વર્તનશાળી હોય છે, તેમને ઇશ્વર રીબાવા દેતો નથી, એ કેટલેક અંશે વાસ્તવિક લાગે છે.

કેટલાકની એવી દૃઢ શ્રદ્ધા હોય છે કે મૃત્યુ એવી કોઈ જુદી દશાજ નથી. તેમનાં મત પ્રમાણે એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં પ્રવેશ કરવો તેનું નામ મૃત્યુ છે. ગીતાજીમાં કહેલું છે કેઃ—

**देहिनाऽस्मिन् यथादेहे । कौमारंयौवनंजरा ॥**
**तथा देहांतरप्राप्तिर्धीरस्तत्रनमुह्यति ॥ ९ ॥**

ભાવાર્થઃ—આ દેહમાંજ જીવને જેમ બાલ્યાવસ્થા, યુવાવસ્થા, અને વૃદ્ધાવસ્થા એવી જુદી જુદી અવસ્થાઓમાં લઇને પસાર થવું પડે છે, તેવીજ રીતે મૃત્યુ એ પણ એક નવી અવસ્થા છે, તેથી ધીર પુરૂષ તેનાથી જરા પણ મુઝાતો નથી. તેજ પ્રમાણેઃ--

**वासांसि जीर्णानि यथा विहाय ।**
**नवानि गृह्णातिनरोऽपराणि ॥**
**तथा शरीराणिविहायजीर्णा**
**न्यन्यानिसंयातिनवानि देही ॥ १ ॥**

**ભાવાર્થઃ**—માણસ જેવી રીતે જીર્ણ થયેલાં વસ્ત્ર કાઢી નાખીને બીજાં નવાં વસ્ત્ર ધારણ કરે છે, તેવીજ રીતે જીવાત્મા પણ જીર્ણ થયેલા દેહને છોડીને બીજા નવા દેહમાં પ્રવેશ કરે છે.

**मरणं प्रकृतिः शरीरिणां । विकृति जींवितमुच्यते बुधैः ॥**

મરણ એ જીવાત્માની સ્વાભાવિક અવસ્થા છે, અને જીવિત એ અસ્વાભાવિક અવસ્થા અથવા વિકાર છે એમ શાણા પુરૂષો કહે છે.

ત્રીસ જુલમગારોએ ( Thirty Tyrants ) દશ સેનાપતિઓને ફરમાવેલી દેહાંત દંડની સજાને પોતાની સંમતિ નહિ આપવા બદલ પ્રસિદ્ધ તત્ત્વવેત્તા સોક્રેટિસના ઉપર આથેન્સની રાજસભાએ જ્યારે વિષપાન કરી મૃત્યુને શરણ થવાની સજા ફરમાવી, ત્યારે વિષનો પ્યાલો હાથમાં લઇને તેણે કહ્યું:—" ન્યાયની ખાતર મરવું એને હું એક લાભજ સમજું છું." તે વખતે તેણે કહેલું છે કે 'મૃત્યુ એ બીજું કંઇજ નહિ, પણ એક ગાઢ, નિઃસ્વપ્ન અને દીર્ઘ નિદ્રા હોય, તોપણ તે જીવંત દશા કરતાં આદરણીય છે એવી મારી ખાત્રી થઇ છે.'

મેકોલે કહે છે કે મિલ્ટન કવિ આ અભિપ્રાય સાથે મળતો થતો નહોતો. મિલ્ટન કવિએ કહ્યું છે કે, 'જીવનને બદલે મૃત્યુ માગી લેવું, એતો ખોટનો ધંધો કહેવાય! કારણ કે આ જીવનમાં વિચારશક્તિ આપણને અનંત કાળ તથા પ્રદેશનું દિગ્દર્શન કરાવે છે, અને આપણું બુદ્ધિબળ અગાધ છે, તેથી આવું જીવન દુઃખપૂર્ણ હોય, તોપણ તે છોડયું કેમ જાય ? મેકોલે કહે છે કે પ્રથમ તો હું મિલ્ટન કવિના મત સાથે મળતો થતો હતો, પણ જેમ જેમ મારો અનુભવ વધતો જાય છે, તેમ તેમ હું સોક્રેટિસના મત તરફ અધિક અધિક વળતો જાઉં છું. મૃત્યુ ઇષ્ટ લાગો કે ન લાગો, પણ જ્યારે તેનો સમય આવે, ત્યારે તેનો સોક્રેટીસના જેવી વૃત્તિથી અંગીકાર કરવો, એ ડહાપણ ભરેલું છે. સોક્રેટિસનું જે છેવટનું ભાષણ છે, તે મૃત્યુની દાઢમાં સપડાયલો કોઇ અપરાધી બોલતો હોય તેવું નહિ, પણ ખુશીથી સ્વર્ગારોહણ માટે તત્પર થયેલો કોઇ મહાત્મા બોલતો હોય એવું લાગે છે. મરણ સમયે સોક્રેટિસના જેવી વૃત્તિ રાખવાથી મરણમાં કંઇપણ ભીષણતા હોય તે પણ નષ્ટ થઇ જાય છે. બાપુ કવિનું મરણ સમયનું કીર્તન તેવુંજ છે. 'બાપુ પધાર્યા સંતધામમાં, સૌને કહ્યા જે શ્રીરામરે' તેવીજ રીતે તુકારામ પણ કહે છેઃ—

आह्मी जातो आपल्या गांवा । आमचा रामराम घ्यावा ॥

સારાંશ કે પાપી કે અજ્ઞાન હોય તેનેજ મૃત્યુનો ડર હોય છે; પણ પુણ્યશાળી કે જ્ઞાની પુરૂષને મૃત્યુ માંગળિક પ્રસંગ જેવું અભિનંદનીય લાગે છે.

કેટલાક કહે છે કે મનુષ્યપ્રાણી દેવ કરતાં સહેજ ઉતરતું છે, તો કેટલાક કહે છે કે તે પશુ કરતાં સહેજ ચઢીયાતું છે; પણ એક રીતે જોતાં બંને મત યથાર્થ છે. જીવનયાત્રાની શરૂઆતમાં મનુષ્યને એમાંથી એક સ્થિતિ પસંદ કરવાની છે. પહેલી સ્થિતિએ પહોંચવું કે બીજી સ્થિતિએ ઉતરી પડવું, એ મનુષ્યની સત્તા અને મરજીની વાત છે. જે મનુષ્ય ઉન્નત જીવન ગાળે છે, તે દેવ સમાન થઇ શકે છે, અને જે મનુષ્ય અધમ જીવન ગાળે છે, તે પશુ સમાન થઇ જાય છે. આપણે મનુષ્ય છીએ, તેથી આપણું નસીબ આપણા પોતાના હાથમાં જ છે. આપણે જેવા થવાનું ધારીએ તેવા થઇ શકીશું. આપણે સદ્‌વર્તનશાળી અને સુખી થવા ધારીશું તો તેવા થઇ શકીશું અને દુરાચરણી અને દુઃખી થવા ધારીશું તો તેવા થઇશું. આહાર, નિંદ્રા, ભય અને મૈથુન એ ચાર વાનાં મનુષ્ય અને પશુમાં સામાન્ય છે, એમાં જે રચ્યોપચ્યો રહે તે પશુજ છે. પણ જો સત્ય, શૌચ, અહિંસા, આર્જવ, ઇંદ્રિયદમન, શાન્તિ, ભક્તિ, જ્ઞાન, વિરક્તિ, વગેરે ધર્મનાં લક્ષણ રૂપ મનાતા દૈવી ગુણોનું અનુસરણ કરે, તો તે દેવજ છે. મનુષ્યને માટે બન્ને માર્ગ ખુલ્લા છે, તેમાંથી કયો માર્ગ પસંદ કરવો એ પ્રત્યેકની ખુશીની વાત છે. આ પ્રમાણે બીજાં પ્રાણીઓની સરખામણીમાં ઇશ્વરે મનુષ્યને એક ખાસ હક વધારે બક્ષેલો છે, પણ તેની સાથે તેને અંગે તેટલીજ ભારે જવાબદારી મનુષ્યને શીર આવી પડે છે. આત્માને સ્વર્ગના કે અલૌકિક સુખનો અનુભવ કરાવવો કે નરકની યાતના ભોગવાવવી, એ બન્ને વાતો આપણા હાથમાં છે. જો મનુષ્ય દુષ્ટ અને તિરસ્કારને પાત્ર નીવડે, તો તેમાં તેનો પોતાનોજ દોષ છે; તેને નિર્માણ કરવામાં જગન્નિયંતાની મરજી તેવી નહોતી. બાળકો નિર્દોષ અને નિષ્કપટી હોય છે, તેથી લોકો કહે છે કે ઇશ્વરનો અંશ તેમનામાં વિશેષ હોય છે. પણ જેમ જેમ તેમને દુનિયાનો

પવન લાગતો જાય છે, તેમ તેમ તેમનામાં કુડ કપટ અને પ્રપંચ દાખલ થતા જાય છે. બાળકો જેમની સાથે વિશેષ રહેતાં હોય છે, તેમની અસર તેમના ચારિત્ર ઉપર વિશેષ પડે છે; માટે માબાપ, શિક્ષક વગેરેને માથે મોટી જવાબદારી આવી પડે છે. બાળક સામાને જેવાં દેખે તેવાં થતાં શીખે છે; અને કુમળુ ઝાડ જેમનું વાળીએ તેમ વળે છે, માટે બાળકોના અંતઃકરણ ઉપર કેવા સંસ્કાર પડવા દેવા એ બાબતમાં માબાપે તથા શિક્ષકોએ ખાસ કાળજી રાખવી ઘટે છે. બાળકોનાં મન કોરા કાગળ જેવાં છે, તેથી તેના ઉપર આપણે જે લખવા ધારીએ તે લખી શકાય છે; પણ એકવાર લખ્યું તે વજ્ર લેપ જેવું થઇ જાય છે, માટે તેના ઉપર જે લખવું તે સંપૂર્ણ વિચાર કરીનેજ લખવું જોઇએ. આપણે તેમને જે ઉપદેશ કરીએ, તેના કરતાં આપણું વર્તન તેમના ઉપર વધારે ઉંડી છાપ પાડે છે, આથી કરીને જેમના વર્તનના સંસ્કાર બાળકના ઉપર પડવાનો સંભવ હોય, તેમણે પોતાનું વર્તન ઉંચા પ્રકારનું રાખવું જોઇએ. માબાપ અને શિક્ષકના વર્તન અને ઉપદેશની આપણા ઉપર જેટલી છાપ પડે છે, તેટલીજ છાપ પાછલા જમાનાની પણ આપણા ઉપર પડે છે, માટે ભુતકાળમાં જે પ્રતિષ્ઠિત અને અનુકરણીય ચારિત્ર્યવાળા સત્પુરૂષો થઈ ગયા હોય, તેમનો પણ આપણે માબાપ અને શિક્ષકના જેટલોજ ઉપકાર માનવો જોઇએ.

મનુષ્ય પ્રાણી એ ખરેખર દેવત્વ અને મનુષ્યત્વ બન્નેનું આશ્ચર્યકારક મિશ્રણ છે. શરીરની બાબતમાં આપણે પશુ સમાન છીએ, અને આત્માની બાબતમાં આપણે દેવ સમાન છીએ; છતાં હજારો મનુષ્યો દેવત્વમાંથી ભ્રષ્ટ થાય છે, એટલુંજ નહિ, પણ પશુ કરતાં પણ હલકી પાયરીએ જઇ બેસે છે. કવિએ યથાર્થ કહ્યું છે કે ખળ પુરૂષ સર્પ કરતાં પણ વધારે દુષ્ટ અને ભયંકર છે, કેમકે સર્પ તો જેનો સ્પર્શ કરે છે, તેનોજ પ્રાણ હરે છે. પણ ખળ પુરૂષ તો એકના કાનને સ્પર્શ કરે છે અને બીજાના પ્રાણ હરે છે.

આત્માને શુદ્ધ રાખવાને આપણે આપણું વર્તન શુદ્ધ રાખવું જોઇએ, અને વર્તન શુદ્ધ રાખવા માટે આરોગ્યની આવશ્યક્તા છે. ભાવપ્રકાશમાં

**धर्मार्थकाममोक्षाणां मूलमुक्तं कलेवरम् ॥**

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનું મૂળ જોવા જઇએ તો શરીર છે. તોપણ વજ્ર દેહી થયા એટલે સર્વ પુરૂષાર્થ સિદ્ધ થાય એમ સમજવું નહિ. બેશક શરીર બળ એ એક મોટી ઇશ્વરી બક્ષીસ છે ખરી; પણ એકલું શરીર બળ કશા કામનું નથી. હર્ક્યુલીસનામાં ભીમસેનના જેટલું સામર્થ્ય હતું, છતાં તેને સ્વાતંત્ર્ય કે સંપત્તિ બેમાંથી એક પ્રાપ્ત થયું નહોતું. તેનો આખો જન્મારો એક દુષ્ટ જુલમી રાજાની ગુલામગીરી કરવામાં પુરો થયો; ઘેલછાના આવેશમાં તેણે પોતાનાં છોકરાંને પણ મારી નાખ્યાં, અને એક દુષ્ટ સ્ત્રીની ઇર્ષ્યાએ તેનું આખું જીવન ખરાબખસ્ત કરી નાખ્યું. સેમ્સન નામનો એક બીજો વજ્ર દેહી પુરૂષ પણ કુતરાને મોતે મુઓ હતો.

અત્યાર સુધીમાં મનુષ્યને ઉદ્દેશીને જે કંઇ કહેવામાં આવ્યું છે, તે પુરૂષ અને સ્ત્રીને બન્નેને સરખી રીતે લાગુ પડે છે, એમ સમજવાનું છે; છતાં ખાસ સ્ત્રીઓને ઉદ્દેશીને ચાર વિચારનું નિરૂપણ કરવામાં આવે તો તે અપ્રાસંગિક નહી ગણાય. બેની વચ્ચેનો મુખ્ય ભેદ એ છે કે પુરૂષોમાં મનની દ્રઢતા અધિક હોય છે, તો સ્ત્રીઓમાં સ ભાવનાની દ્રઢતા અધિક હોય છે. આદમ પ્રત્યક્ષ નંદન વનમાં હતો, છતાં તેને ઇવની સોબત વિના ચેન પડતું નહોતું. તે પ્રમાણે ભવભૂતિ કવિએ પણ કહ્યું છે કે—

**विना सीतादेव्या किमिव नहि दुःखं रघुपते ।**

**ભાવાર્થ:**—સીતાદેવીના વિયોગથી રામચંદ્રને સર્વ જગત દુઃખમયજ લાગતું હતું. બીજા એક કવિએ કહ્યું છે કે—

**वृक्षमूलेऽपि दत्येता । यत्रतिष्ठति तदगृहं ॥**
**गृहं तु गृहिणीहीनं । कांतारादतिरिच्यते ॥ १ ॥**

**ભાવાર્થ:**—ઝાડ તળે ઉભા હોઇએ પણ જો સ્ત્રી પાસે હોય, તો તેજ ઘર છે; અને ઘરમાં હોઇએ, પણ જો સ્ત્રી પાસે ન હોય તો ઘર અરણ્ય કરતાં પણ ખરાબ છે.

ત્રીજા એક કવિએ કહ્યું છે કે—

**असारे खलु संसारे । सारं सारंगलोचना ॥**

આ સાર વગરના સંસારમાં સારરૂપ જોવા જઇએ તો ફક્ત સ્ત્રીજ છે. આ પ્રમાણે સ્ત્રી ઘરની લક્ષ્મી છે, અને **गृहिणी गृहमुच्यते नतु गृहम्** ઘર એ ગૃહ નથી, પણ ગૃહિણી ગૃહ કેવાય છે; છતાં એજ ગૃહિણી જો કુભાર્યા હોય, અને હંમેશાં ધણીનું હૃદય શેકતી હોય, તો તેમને ઘર સંસાર દુ:ખી નીવડે છે અને ધણીને ઘર શમશાન જેવું લાગે છે. દુષ્ટ પુરૂષ કરતાં દુષ્ટ સ્ત્રી હજાર ગણી ભયંકર છે.

પુરૂષોને ઇશ્વરે શરીરબળ અર્પેલું છે, તેવી રીતે સ્ત્રીઓને સૌંદર્ય અર્પેલું છે; પરંતુ સૌંદર્ય પણ સર્વથા સુખસાધક હોતું નથી; ઉલટું તેજ કેટલીક વખત ભયંકર અનર્થનું કારણ થઇ પડે છે. સૌંદર્યને લીધે પુરૂષો સ્ત્રીઓના ઉપર મોહી પડે, એ સ્વાભાવિક છે, અને તેથી પુરાણ ગ્રંથોમાં અને ઇતિહાસમાં સાંદર્યવતી સ્ત્રીઓને પોતાના સાંદર્યને લીધે અનેક વિપત્તિઓ ભોગવવી પડયાનાં પુષ્કળ દૃષ્ટાંત મળી આવે છે. તેથીજ એક કવિએ કહ્યું છે કે **रूपाद्भयंयोषित:** । જુવાન સ્ત્રીઓને પોતાના સાંદર્યના તરફનું ભય હોય છે.

જુવાનીનું સાંદર્ય લાંબી મુદત ટકી રહેતું નથી. હોમરના અમર કાવ્યની નાયિકા હેલન અત્યંત સ્વરૂપવાન હતી; તે જ્યારે આધેડ વયની થઇ ત્યારે એક દિવસ દર્પણમાં પોતાનું મુખ જોતાં તેના ઉપરની કરચલીઓ જોઇને તેને રડવું આવ્યું, અને તે પોતાના મન સાથે કહેવા લાગી 'મારામાં શું જોઇને મુઆઓએ મારૂં બબ્બે વખત હરણ કર્યું હશે !' લખક કહે છે કે, જો હેલને પોતાનું જીવન વધારે વખત સારી રીતે ગાળ્યું હોત, અર્થાત્ તેણે સારા માણસોની સોબત રાખી હોત, અને કામાંધ પુરૂષોના ફંદમાં ફસી યુવાવસ્થામાંજ તેણે પોતાના સાંદર્યનો નાશ કર્યો ન હોત, તો વૃદ્ધાવસ્થામાં તેના મુખ ઉપર યુવાવસ્થા કરતાં વધારે તેજ દીપી નીકળત, અને તેને ફસાવનારા યુવાનોજ તેની સેવા કરવામાં પોતાને માન મળ્યું સમજત.

જ્ઞાતા પુરૂષોનું કહેવું એવું છે કે પહેલી વીસીમાં સ્વરૂપવાન થવું એ સ્ત્રીના હાથમાં નથી, પણ જો પચાસ વરસની ઉમ્મરે પહોંચતાં તેના મુખ ઉપર તેજ પ્રકટી નીકળે નહિ તો તેમાં તેનો પોતાનોજ દોષ હોવો જોઇએ. કારણ કે **नारीरूपं पतिव्रतम्।** સતીત્વ એજ સ્ત્રીનું સૌંદર્ય છે. એવું સૌંદર્ય પ્રાપ્ત કરવું એ દરેક સ્ત્રીના હાથમાં છે, અને જે સ્ત્રી પોતાનું શીયળ સાચવી ચાલે છે, તેના મુખ ઉપરનું તેજ વૃદ્ધાવસ્થામાં પણ ઝાંખું થતું નથી. વળી રૂપ સૌંદર્યનું તેજ દીર્ઘકાલ ટકતું નથી—ગમે તેવું ઉમદા ગુલાબીપણું થોડી મુદ્દત પછી કરમાય છે.

સ્ત્રીઓની પ્રશંસા કરવામાં ગદ્ય લેખકો પણ કવિઓના જેટલાજ હદ ઓળંગી ગયા છે. હર્બર્ટ સ્પેન્સર કહે છે કે સ્ત્રીઓની પ્રશંસા કરવામાં કવિઓએ પોતાની કલમ એટલે સુધી ચલાવી છે કે જાણે તેમને ઉંચે ચઢાવી ચઢાવીને તેમનો નાશ કરવાનું તેમણે કાવતરૂં ના રચ્યું હોય! સ્ત્રીના પ્રેમમાં કે સૌંદર્યમાં લુબ્ધ થયેલો પુરૂષ તે જેમ નચાવે તેમ નાચે છે, અને તેની પાછળ પોતાનું સર્વસ્વ કુરબાન કરી નાખે છે.

લખક કહે કે પુરૂષના ઉપર સારા કે નરસાને માટે આટલી બધી સત્તા ધરાવનારી સ્ત્રીને અબળા શા માટે કહેવી જોઇએ, તેમ સ્ત્રીએ બીજી કોઇ સત્તાની સ્પૃહા પણ શા માટે રાખવી જોઇએ? ભર્તૃહરિ કવિ કહે કે—

**याभिर्विलोलतरतारकदृष्टिपातैः।**
**शक्रादयोऽपि विजिता अबलाः कथं ताः॥ १॥**

**ભાવાર્થ**:—જેમણે માત્ર પોતાના નેત્રકટાક્ષ વડે ઇંદ્રાદિને નમાવ્યા છે, તે અબળા કેમ કહેવાય?

આ પ્રમાણે જો કે સ્ત્રી અને પુરૂષ ઘણી બાબતમાં ભિન્ન છે, તોપણ મનુષ્યત્વ એ ધર્મ બન્નેમાં સામાન્ય છે, તેથી કરીને એકને ઉદ્દેશીને કરવામાં આવેલું વિવેચન બીજાને પણ લાગુ પડે છે. સ્ત્રીઓનાં શરીર જો કે કોમળ અને નાજુક હોય છે, તોપણ તેમનામાં પણ બુદ્ધિબળ અને

સદ્દવિવેક શક્તિ હોવાને લીધે, તેઓ પણ પુરૂષની માફક આત્મોન્નતિ સાધી શકે છે.

પ્રત્યેક મનુષ્ય ધારે તો ઉન્નત થઈ શકે છે. એક રીતે જોતાં તો પ્રત્યેક મનુષ્ય ઉન્નતજ છે, પણ પોતાની કૃતિથીજ તે અધોગતિને પામે છે. મનુષ્ય અપરિમિત શક્તિ ધરાવે છે; તેને અનેક તરેહની અનુકૂળતા પ્રાપ્ત થયેલી છે; અને ઇશ્વરની પણ તેના ઉપર ખાસ મહેરબાની છે; આ બધું જોતાં મનુષ્ય ઉન્નતજ છે. પણ જો તે પોતાના મનોવિકારોનો ગુલામ થઇ જાય દુષ્ટવૃત્તિઓ દોરે ત્યાં દોરવાય, અને લાલચોમાં લપટાય તો તે અધમજ છે. મનુષ્ય જો પોતાનું ખરૂં સ્વરૂપ સમજીને ચાલે તો તેની કિંમતજ થઇ શકે નહિ.તે ગમે એવો ગરીબ હોય, પણ સદ્દવર્તનશાળી હોય તો તે રાજા કરતાં પણ ચઢીયાતો છે. બીજાના ઉપર અધિકાર ભોગવવાના કરતાં પોતની જાતના ઉપર અધિકાર ભોગવવો, એજ સૌથી મોટું પુરૂષાર્થ છે.

કોઇ પૂછશે કે મનુષ્યનું ખરૂં મનુષ્યત્વ શેમાં રહેલું છે, તો તેનો ઉત્તર એટલોજ છે કે તેનું દ્રવ્ય, તેની પદવી, તેનું મકાન, અગર તેના વસ્ત્ર એ કશામાં તેનું મનુષ્યત્વ રહેલું નથી, પણ તેના ચારિત્ર્યમાંજ તેનું મનુષ્યત્વ રહેલું છે. **शीलंपरं भूषणम्** વળી જેમ જેમ મનુષ્યની આર્થિક સ્થિતિ બદલાતી જાય છે, તેમ તેમ તેના ચારિત્ર્યમાં પણ ફેરફાર થતો જાય છે. આપણામાં કહેવત ચાલે છે કે 'પુત્રનાં લક્ષણ પારણામાંથી પરખાય;' પણ આ કહેવત હમેશાં ખરી પડતી નથી. કેટલીક વખત તો મોટપણમાં માણુસ એટલું બધું બદલાઇ જાય છે કે જેણે બચપણમાં જોયો હોય તેને એમ વહેમ પડે કે આ તે મેં બચપણમાં જોયો હતો તે હોય કે ના હોય ? આપણે ધારીએ તો આપણો વર્તનક્રમ એવો શુદ્ધ રાખી શકીએ કે શેકસપિયરે કેસિયોને ઉદ્દેશીને કહ્યું છે તેમ આપણા જીવનમાં પ્રતિદિન કંઇ ને કંઇ નૂતનતા માલમ પડે.'

જીવિત અતિ ગૂઢ છે એમાં જરા પણ સંશય નથી. એક ફ્રેંચ લેખક કહે કે, "હું જન્મ્યો ખરો, પણ શા માટે તેની મને ખબર નથી; તેવીજ

રીતે હું જીવ્યો છું ખરો, પણ તેનો મર્મ મને સમજાયો નથી, અને હાલ હું મરવા સુતો છું, છતાં તેનો હેતુ પણ મને સમજાતો નથી." પાસ્કલ કહે છે, "સૃષ્ટ વસ્તુઓમાં મનુષ્ય પ્રાણી એ એક મોટી અજબ વસ્તુ છે. કારણ કે પોતાના શરીરની રચના કેવી છે, તેનો તેને બીલકુલ ખ્યાલ નથી, તેજ પ્રમાણે તેના જીવાત્માના સંબંધમાં પણ તે જરા પણ માહિતી ધરાવતો નથી; અને જડ શરીર અને ચેતન આત્મા એ બેનો સંબંધ કેવી રીતે યોજાયો હશે, તેના સંબંધમાં તો તેની બુદ્ધિ કહુંજ કરતી નથી. અને વળી એ બધી વાતો દૂરની હોત તો તેટલા પુરતું પણ મનનું સમાધાન થાત, પણ આ તો પોતાની જાતનીજ વાત છે; એજ મનુષ્યને માટે એક મોટી ગુંચવણ ભરેલી વાત થઈ પડે છે."

કાર્લાઇલ કહે છે કે 'મનુષ્ય પ્રાણી એ એક દૃશ્ય રહસ્ય છે. જેને આદિ નથી અને અંત પણ નથી, એવો કાળ, અને એવોજ અંતરાલ એ બે અનંતની વચ્ચે એ અંતવાન કેવી રીતે આવી પડયો હશે, એ બાબતમાં આપણો તર્ક જરા પણ ચાલી શકતો નથી.' તેમ છતાં આપણું કર્તવ્ય શું છે, તે સ્પષ્ટ છે, અને આપણા અંતર્યામીની આજ્ઞા શી છે તે પણ આપણને સમજાય છે.

મનુષ્યનામાં દેવત્વનો અંશ રહેલો છે ખરો, પણ આખરે તે મનુષ્ય યોનીમાં જન્મેલો છે; તેથી એક બાજુએ તેના માથાપર મોટી જવાબદારી રહેલી છે, ત્યારે બીજી બાજુએ તેની શક્તિ પરિમિત છે. આથી કરીને શરીર સામર્થ્યે અને નૈતિકબળ એ બન્ને બાબતમાં કેટલીક વખત તે છેક દીન અને દુર્બલ જણાય છે. તેમ છતાં તેણે અપૂર્વ પરાક્રમ કર્યું છે. તેણે પૃથ્વીનું વજન નક્કી કર્યું છે; તેણે હિમાચળ જેવા ગગનચુંબી પર્વતોની ઉંચાઇ માપી છે; તેણે અગાધ મહાસાગરનો થાગ લીધો છે, અને અનંત આકાશમાં ભ્રમણ કરતા સૂર્ય, ચંદ્ર તથા બીજા ગ્રહ ઉપગ્રહોનાં અંતર તેણે ભરેલાં છે. વળી તેણે ગગન વિહારી ગ્રહોનાં ક્ષેત્રફળ અને વજન નિર્ણિત કર્યાં છે, તથા તેમના ભ્રમણનો કાળ, તેમની ગતિ અને દિશા એ બધી નક્કી

કર્યું છે, અને વધારે આશ્ચર્યની વાત તો એ છે કે તેમનાં ઘટક દ્રવ્ય ક્યાં ક્યાં છે, તે પણ તેણે નક્કી કર્યું છે. આવા પ્રાણીને ક્ષુદ્ર કેમ કહી શકાય ?

આ બધું છતાં તે અલ્પજ્ઞ અને અલ્પ શક્તિમાન છે. આપણે આપણા આત્માને સંસારની દુષ્ટતા અને આપણી પોતાની દુષ્ટ વૃત્તિઓ એ બેનાથી ભ્રષ્ટ થતો અટકાવી શકીએ છીએ એ વાત ખરી છે, પણ આપણે તેને દેશ અને કાળનાં બંધનમાંથી મુક્ત કરી શકવાના નથી તથા આ પૃથ્વી ઉપરથી ઉંચકીને તેને સદેહે સ્વર્ગે પહોંચાડી શકવાના નથી* તેમ છતાં જો આપણે આપણું તમામ સામર્થ્ય અજમાવીએ તો, મિલ્ટન કવિ કહે છે તેમ, 'સદ્‌ગુણ ઉપરની આપણી પ્રીતિ દૃઢ થશે, અને જ્ઞાન સંપાદન કરવાની વૃત્તિ સતેજ થશે; તેથી કરીને આપણે પરાક્રમી અને પરોપકારી જીવન ગાળવા શક્તિમાન થઇશું, અને ઇશ્વર આપણા ઉપર પ્રસન્ન થશે, તથા આપણી કીર્તિ દિગંતમાં પ્રસરશે.



*આપણા વેદાન્ત પ્રમાણે તો '**तत्त्वमसि** તું તેજ છે,' અર્થાત્ જીવ અને ઇશ્વિર જુદા નથી, પણ એકજ છે, અને તેથી આપણો આત્મા પણ ઇશ્વરના જેટલોજ સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, અને સર્વ વ્યાપી છે.

# પ્રકરણ ૪ થું.

## મહત્ત્વાકાંક્ષા

મર્હુમ સર જેમ્સ સ્ટિવને એક વખત તરુણ મંડળીને ઉપદેશ આપતાં કહ્યું હતું કે, "મારા ઉપદેશનો સાર એક અક્ષરમાં કહું તો 'મહત્વાકાંક્ષી' થાઓ એટલો જ છે.

આ ઉપદેશ ખરેખરો કિંમતી છે. પણ મહત્વાકાંક્ષા કઇ બાબતની રાખવી? જે આવ્યું તે પચાવી પડવાની દાનત રાખવી, અથવા સર્વના શિરોમણિ થવાની ઉમેદ રાખવી એ કંઇ મહત્વાકાંક્ષા કહેવાય નહિ. ગીતામાં કહેલું છે કેઃ—

आशापाशशतैर्बद्धाः । कामक्रोधपरायणाः ॥
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १ ॥
इदमद्यमयालब्धमिमं प्राप्स्येमनोरथम् ॥
इदमस्तीदमपिमे । भविष्यति पुनर्धनम् ॥ २ ॥
असौमयाहतःशत्रु हनिष्येचापरानपि ॥
ईश्वरोऽहमहं भोगी । सिद्धोऽहं बलवान्सुखी ॥ ३ ॥
आढयोऽभिजनवानस्मि । का न्योऽस्ति सदृशोमया ॥
यक्ष्येदास्यामि मोदिष्य । इत्यज्ञानाविमोहिताः ॥ ४ ॥

**ભાવાર્થ**—આશાના સેંકડો પાસ વડે બદ્ધ થયેલા અને કામ તથા ક્રોધમાં જ રચ્યાપચ્યા રહેનારા માણસો કામ ભોગાર્થે જ અન્યાયથી દ્રવ્યનો સંચય કરવાની ઇચ્છા રાખે છે. વળી આજ આટલું મેળવ્યું છે, અને હવે પછી ફલાણો મનોરથ સિદ્ધ કરીશું; આજ મારી પાસે આટલું ધન છે,

અને હવે પછી બીજું મળશે; આજ મેં આ શત્રુનો પરાભવ કર્યો છે, અને હવે પછી બીજાઓનો પરાભવ કરીશ; હું મોટો ઐશ્વર્યવાન છું, મોટો ભોગી પણ હું છું, હું મોટો સિદ્ધ, બલવાન, સુખી, ધનાઢ્ય, અને કુલીન છું; મારા સરખો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન કરીશ, અને આનંદ પામીશ' એવી રીતે એવા માણસો અજ્ઞાનના મોહમાં પડીને બકવાદ કરે છે તેવી જ રીતે ઇશાવાસ્યોપનિષદમાં કહ્યું છે કે **मागृधःकस्यचिद्धनम्** । કોઇનું ધનનું હરણ કરી લેવા તત્પર થઇશ નહિ. લખક કહે છે આવી ઇચ્છા રાખવી એ અત્યંત નિંદ્ય છે. પણ બીજાની સાથે સાથે જ પોતાનો પણ ઉત્કર્ષ ચહાવો, એનું નામ જ ખરી મહત્વાકાંક્ષા છે. જે સામાને તુચ્છ ગણે છે, અને લોકોના મનમાં પોતાને માટે સારો અભિપ્રાય બંધાય એની દરકાર કરતો નથી, એ પોતે જ તુચ્છ હોવો જોઇએ. વળી આકાંક્ષા ઉંચી રાખવી જોઇએ. દરેક માણસે ઉચ્ચાભિલાષી થવું જોઇએ. જે માણસ સિંહનો શિકાર કરવાની તૈયારી કરી રાખે છે, તે આખરે મૃગનો શિકાર પણ કરે છે; પણ જેની નજર મુળથી જ નીચી હોય છે, તે નીચે જ ઉતરતો જાય છે. મનુષ્ય સ્ખલનશીલ છે, અને કહેવત છે કે 'ભણ્યો ભુલે અને તારો બુડે,' અગર, ઘોડે ચઢે તે પડે, એટલે કે આપણા હાથથી કદી ભૂલ નજ થાય, એવું અભિમાન રાખવું જોઇએ નહિ; પણ જો આપણે બરાબર સાવચેતી રાખીએ, તો ભૂલ થવાનો સંભવ ઘણે અંશે નાબુદ કરી શકાય. કેટલાક લોકો એવી ઉમેદ રાખતા હોય છે કે સર્વ વાનાં આપણને અનુકૂળ થઇ જાય તો કેવું સારૂં? પણ એમાં તેમની ભૂલ છે. અનુકૂળતા પ્રાપ્ત થવાની રાહ જોઇ બેસી રહેવા કરતાં આપણે પ્રયત્નવડે અનુકૂળતાઓ ઉત્પન્ન કરી લેવી જોઇએ.

સેંટ ઑગસ્ટાઇને પૂર્વે કહેલું છે કે: 'લોકો એમ સમજતા હોય છે કે લોભ અને તૃષ્ણા એ જાતે નિર્દોષ છે, પણ તેમની યોગ્ય મર્યાદાનું ભાન નહિ રાખવાથી જ તે પાપાચરણને જન્મ આપે છે; પણ તેમની આ સમજ ભૂલ ભરેલી છે. લોભ એ પાપનું મૂળ છે એટલું જ નહિ, પણ તે જાતે જ પાપરૂપ છે.' લખક કહે છે કે લોભ નહિ, પણ અતિ લોભ પાપરૂપ છે.

એમ ગણવું જોઇએ; નહિ તો સેંટ ઑગસ્ટાઇનના મત પ્રમાણે ઉત્કર્ષની ઇચ્છા પણ ત્યાજ્ય ગણાય, તથા કુટુંબના પોષણાર્થે ન્યાય માર્ગે દ્રવ્યનો સંચય કરવાની તૃષ્ણા રાખવી એ પણ પાપ ગણાય.

ત્યારે આપણી આકાંક્ષાઓ કેવી હોવી જોઇએ ? પોતાની તેમજ બીજાની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખવી એ યોગ્ય આકાંક્ષા છે. આપણે તરવું અને બીજાને તારવા, આપણે સુખી થવું અને બીજાને સુખી કરવા; આપણે સુધરવું અને બીજાને સુધારવા મથવું. પ્રાચીન કાળમાં આથેન્સના દરેક સિપાઇને નિચે મુજબનો શપથ લેવો પડતો, "આ મારી પવિત્ર ઢાલને હું કલંક લગાડીશ નહિ; મારા સાથીને રણાંગણમાં એકલો છોડીને હું પલાયન કરી જઇશ નહિ; આપણા દેશનાં દેવસ્થાન અને અન્ય મકાન એ બધાના સંરક્ષણાર્થે હું એકલો તેમ બીજાની સહાય્યમાં રહીને લડીશ; આપણો દેશ અત્યારે જે સ્થિતિએ છે, તેનાથી તે ઉતરે નહિ, પણ ચઢતી કળાએ પહોંચે એવી હું મારી કૃતિ રાખીશ." આવી પ્રતિજ્ઞા સમાજની પ્રત્યેક વ્યક્તિએ લેવી જોઇએ.

આપણા દેશ બંધુઓ અને આપણા સમકાલીન પુરૂષો એમના માનને પાત્ર થવાની આકાંક્ષા રાખવી એ આદરણીય છે, પણ અમર્યાદ કીર્તિ લોભ રાખવો એ જેટલો મોહક છે તેટલોજ ભયંકર છે. સિસિરો કહે છે, "અમર્યાદ કીર્તિ લોભ પણ સારો નથી, કારણ કે તે આપણી સ્વતંત્રતાનો નાશ કરે છે અને માત્ર સ્વતંત્રતા જ ઉચ્ચ મનોભાવવાળા પુરૂષોએ પ્રાપ્ત કરવા યોગ્ય છે. અધિકાર અથવા સત્તા પણ સ્પૃહણીય નથી, એટલું જ નહિ, પણ જો તે આપણને પ્રાપ્ત થયેલ હોય તો તેનો ત્યાગ કરવો જોઇએ, અને અનાયાસે આવી મળતો હોય તો તેનો અનાદર કરવો જોઇએ. તે જ પ્રમાણે ઉચ્છંખલ વૃત્તિ, ભીરૂતા, આળસ, વિષય લંપટપણું, અને ક્રોધ, ઇત્યાદિ સર્વ મનોવિકારોથી પણ આપણે મુક્ત રહેવું જોઇએ, જેથી આપણને સુખ અને શાન્તિ પ્રાપ્ત થશે." હિતોપદેશમાં કહ્યું છેઃ—

**आलस्यं स्त्री सेवा सरोगता जन्मभूमिवात्सल्यं ।**
**संतोषो चीसत्वं षदव्याघाता महत्त्वस्य ॥ १ ॥**

**ભાવાર્થ**:—આળસ, સ્ત્રીની ગુલામગીરી, રોગીપણું, જન્મભૂમિને વળગીને બેસી રહેવું, થોડાથી સંતોષ માની હાથ પગ જોડી બેસી રહેવું, અને બાયલાપણું, એ છ ઉદયની આડે આવે છે. પુષ્કળ મનુષ્યો શ્રીમંત અને સત્તાવાળા પુરૂષોની અદેખાઇ કરે છે. તેઓ એમ ધારે છે કે એ લોકો કેવા ભાગ્યશાળી છે કે તેઓ નજરમાં આવે તે ખરીદ કરી શકે છે, અને મરજી મુજબ વર્તી શકે છે. પણ સંપત્તિવાન પુરૂષો અવસ્ય કરીને સુખી જ હોય છે એમ કંઇ નથી. મૃગીયા ખેલવામાં જે આનંદ રહેલો છે, તે શિકારને મારવામાં રહેલો નથી, પણ તેનો કેડો લેવામાં અને દોડાદોડ કરવામાં રહેલો છે. પર્વત ઉપર ચઢનારાને ઉપર પહોંચીને સ્વસ્થ બેસવાથી જેટલો આનંદ થાય છે તે કરતાં વાંકાચુંકા ઢાળ ટેકરા ચઢવામાં વિશેષ આનંદ થાય છે. તેજ પ્રમાણે આ જગતમાં આપણને સઘળું અનાયાસે પ્રાપ્ત થયેલું હોત, અને આપણને નકશાની પણ અભિલાષા રહી નહોત, તો જીવનને અંગે રહેલી અર્ધી લહેજત ઓછી થઇ જાત. અર્થાત મનોરથ સિદ્ધ થતા સુધીમાં મનને જેટલો આનંદ થાય છે, તેટલો આનંદ મનોરથ સિદ્ધ થયા પછી થતો નથી. ઉલટું કેટલીક વખત તો જે વસ્તુને માટે આપણે ભગીરથ પ્રયત્ન કરેલો હોય છે, તે જ વસ્તુ થોડા ઘણા ઉપભોગ પછી મનને કંટાળો આપે છે.

અર્થાત્ પ્રાપ્તિ આનંદમાં નથી, પણ પ્રયાસમાં છે. વળી ગર્ભ શ્રીમંતો ઘણી વાતે સુખી હોય છે ખરા, પણ આખરે તે સુખ તેમને મોંઘું પરવડે છે. એક તો તેમને કશું નવું પ્રાપ્ત કરવાની અભિલાષા રહેલી હોતી નથી, તેથી તેને અંગે રહેલો આનંદ તેઓ ભોગવી શકતા નથી; ભાવી મનોરથ સિદ્ધિને લીધે અગાઉથી જે હર્ષ થાય છે, તેનો તેમને બીલકુલ અનુભવ થતો નથી; અને બીજું તેમને ઘણી જાતની ધાસ્તી રહે છે. વળી અનેક સભાઓ, મુલાકાતો, મીજબાનીઓ, નાચ અને તમાશા પાર્ટીઓ ઇત્યાદિ અનેક જાતનાં ધાંધળમાં તેમને પોતાના અમુલ્ય વખતનો ભોગ આપવો પડે છે. વળી તેમને ખુશામતીયા અને લુચ્ચા લફંગાઓથી સાવધ રહેવું પડે છે; તથા તેમનામાં પણ વધારે ભયંકર એવો વિષય ભોગની મોહ જાળમાં ફસી

પડાય નહિ તેની કાળજી રાખવી પડે છે. વળી 'મોટાને શિર મોટી જવાબદારી' એ ન્યાયે તેમને એટલી બધી બાબતોમાં જીવ પરોવવો પડે છે કે તેમને શાન્તિના સુખનો લેશ પણ અનુભવ થતો નથી. શેકસપિયર કહે છે તેમ મુકુટ ધારી મસ્તક હમેશાં બેચેન રહે છે. તેમને પુષ્કળ ભોગ્ય વસ્તુ તેમની મરજી મુજબ પ્રાપ્ત થાય છે ખરી પણ તેમનો ઉપભોગ કરવાને માટે આવશ્યક વિશ્રાન્તિ કે ચિત્તની શાન્તિ તેમને બીલકુલ હોતી નથી. બેકન કહે છે "રાજા વગેરે મોટા લોકોની સ્થિતિ આકાશમાંના ગ્રહોના જેવી છે. કાળને સારો નરસો કરવાની તેમના હાથમાં સત્તા હોય છે ખરી, પણ તેમને પોતાને વિશ્રાન્તિ મળતી નથી. વળી સંસારની માયા અને મોહ જાળમાં તેઓ સાધારણ સ્થિતિવાળા માણસ કરતાં વહેલા ફસાય છે. ઇતિહાસ વાંચવાથી જણાશે કે પ્રાણ ઘાતના પ્રસંગો મોટા માણસો ઉપર વધારે ગુજરે છે. કેટલા બધા રાજાઓ પદભ્રષ્ટ થયા છે, કેટલા બધાને દેશનિકાલ કરવામાં આવેલા છે, અને કેટલા બધાનાં મોત મારાઓને હાથે થયેલાં હોય છે! તથા કેટલા બધા જાતે નિર્દોષ હોવા છતાં સત્તા લોભી કે રાજદ્રોહી પુરૂષોના પ્રપંચના ભોગ થઇ પડેલા હોય છે!

**वर्धते क्षीयतेचंद्रः। न तु तारागण क्वचित् ॥**

વૃદ્ધિ અને ક્ષય ચંદ્રને લાગે છે, તારાઓને કશું થતું નથી.

બડેબડેકું દુઃખ હૈ, છોટેસેં દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઔર સુર.

વર્ટેમ્બર્ગના રાજા લડ્વિગે પોતાના પુત્રોની કેળવણીના સંબંધમાં પ્રસિદ્ધ ફ્રેંચ ગ્રંથકાર રૂસોનો અભિપ્રાય માગ્યો, ત્યારે જવાબની શરૂઆત રૂસોએ આ પ્રમાણે કરી હતી, 'કમનસીબે જો હું રાજપુત્ર જન્મ્યો હોઉં, તો.'

બીજાને બંદીખાનામાં નાખનારો જુલ્મી રાજા પોતાના કેદીના કરતાં વધારે છુટ ભોગવી શકતો નથી એટલુંજ નહિ, પણ ઉલટું વધારામાં તેનો જીવ વધારે ધાસ્તીમાં હોય છે. વળી બેકન કહે છે, 'જે માણસ આગળ

ને આગળ વધ્યાં જવાની લાલસા રાખે છે, તે જ્યારે આગળ વધતો અટકે છે, ત્યારે તેને પોતાની જાતના ઉપર પણ ગુસ્સો ઉત્પન્ન થાય છે, અને પાછળથી તે તદન બદલાતો જાય છે.'

આપણે જો નિર્દોષ અને નિષ્કલંક હોઇએ-આપણું અંતઃકરણ પવિત્ર અને ચિત્ત સ્વસ્થ હોય,-તો કેદખાનું પણ સારૂં છે; પણ જો આપણે ફિકર અને ચિંતામાં પડયા હોઇએ, તો મોટું રાજ્યાસન પણ નકામું છે; અને વળી જો તે રાજયાસન પ્રપંચ કે દગાફટકાથી મેળવેલું હોય તો તો ઉપર જણાવેલું કેદખાનું વધારે પસંદ કરવા લાયક થઇ પડે ! શાણા પુરૂષોએ બરાબર કહેલું છે કે જો સુખપ્રાપ્તિના કામમાં જોરજુલમ કે બળાત્કારનો ઉપાય કામમાં આવતો નથી. શેખ સાદી કહે છે તેમ જે માણસો પોતાના બાહુ-બળની મદદથી પોતાના મનોરથ તૃપ્ત કરવાની આશા રાખે છે, તેઓ મોટી ભૂલ કરે છે.

વળી, ઉંચે ચઢવામાં કષ્ટ રહેલું છે, એટલુંજ નહિ, પણ ચઢયા પછી મનમાં હમેશાં પડવાની ભીતિ રહે છે; અને દૈવયોગે જો પડયા તો દુઃખ અને શોકનો પાર રહેતો નથી ! તેથીજ મિલ્ટન કવિ કહે છે, તેમ પડવાની દહેશતને લીધે ઘણા માણસો ચઢવાની ભાંજગડમાં જ પડતા નથી, અને 'લાખ મળવાના નથી અને લખેશરી થવાના નથી' એવી રીતે સંતોષ માને છે.

જેઓ કરાડાની ધાર ઉપર ઉભા હોય છે, તેમને 'આ પડયા, આ પડયા!' એવી મનમાં હમેશ ધાસ્તી રહે છે. તેવી સ્થિતિમાં કેટલાકને તો ચક્કર આવે છે, અને પડતું નાખવાના આવેશને કાબુમાં રાખતાં ઘણી મુશ્કેલી પડે છે. દુનિયાદારીમાં પણ જેઓ બીજાના કરતાં ચઢીયાતી સ્થિતિ ભોગવતા હોય છે, તેમના મન ઉપર પણ એવીજ અસર થાય છે. જે માણસો સામાન્ય સ્થિતિમાં રહેવાથી સારી આબરૂ સંપાદન કરી શકયા હોત, તેજ માણસો એકાએક ઉંચી સ્થિતિએ ચઢવાથી અધોગતિને પામ્યાનાં ઘણાં દૃષ્ટાંત આપણા સાંભળવામાં આવે છે. જો કે, આખી ઉમ્મર કોઇ

ગમે પણ નહિ એવું જીવન ગાળવા કરતાં, થોડી મુદતને માટે પણ સારી ના મેળવવી એ કેટલાકને પસંદ પડશે, તો પણ એકંદર રીતે એ અભિ- માન્ય કરવા યોગ્ય નથી. ઉંચી સ્થિતિએ ચઢયા પછી એકદમ ધુળ થઈ જવું એ-ખરતા તારાની માફક એકદમ ખરેખરો ચળકાટ મારી ળથી હમેશને માટે અદ્રશ્ય થઇ જવું, એ ઇચ્છવા લાયક નથી. દ્રવ્ય સત્તાની પાછળ ગાંડાની માફક વલખાં મારનારને ખાધા પીધાની પણ શ હોતી નથી, અને એકંદર રીતે તેને પોતાની મરજી મુજબ કામ ની છુટ હોતી નથી. આ પ્રમાણે બીજાઓની ઉપર અધિકાર ભોગવવા ર પોતાની સ્વતંત્રતા ખોવી, એ તો ખોટનોજ ધંધો કહેવાય. સત્તા વી અને સ્વતંત્રતા ગુમાવવી, બીજાના ઉપર સત્તા ચલાવવા મથવું, અને ની જાતના ઉપરની કાબુ ખોઇ બેસવો, એ તો વિચિત્ર વરદાન મેળવ્યું ાય ! મેડમ ડી સ્ટેલ કહે છે કે કીર્તિ એ સુખના સ્મશાન રૂપ છે-જો ીજી દરેક બાબતની માફક આ બાબતમાં પણ તેના આચારમાં ને રમાં વિરૂદ્ધતા હતી.

વળી સંપત્તિ, માનપાન અને સત્તા એને લીધે માણસ જીવનનાં બીજાં નો ઉપભોગ કરવા માટે ના લાયક થઇ જાય છે; તેથી જ તુલસી ની નિંદા કરતાં કહે છે;—વૈભવ અને મોટાઇ ! તને છેટના રામરામ અરર ! માણસની ગતિ આવી જ છે. આજે એની આશાને અંકુર આવે અને બીજે દિવસે તે પુષ્પ અને મંજરીઓના ભારથી ઝુકી રહે છે; વખતે તે સુખસાગરમાં નિમગ્ન થઇ પોતાની જાતને કૃતકૃત્ય માને છે; જ્યાં ત્રીજા દિવસનું પરોઢિયું થયું, ત્યાં તો એકાએક હીમ પડવાથી સઘળા મનોરથો નિર્મૂળ થઈ જાય છે, અર્થાત્ છેવટ તેનું 'મારા ' અધઃપતન થાય છે.

આ વિલાપ ઉચિત જ છે. જે માણસ બીજાના માથા ઉપર પગ ચાલવાની ઇચ્છા રાખે છે તેમને કોઇ દિવસ શાન્તિના સુખનો ભવ મળતો નથી. આવી રીતે જેમને શાન્ત અને સુખી જીવન

ગાળવાની અપેક્ષા હોય, તેમણે મોટા થવાની લાલસા રાખવી નહિ. લાબ્રુઅરી નામનો ફ્રેંચ લેખક કહે છે:-આ દુનિયામાં પોતાની વાહવાહ કહેવરાવવી-મોટાઇ મેળવવી, એના જેવો જોખમ ભરેલો ધંધો બીજો એકે નથી. તેની પુરી શરૂઆત પણ થઇ હોતી નથી, ત્યાર પહેલાં તો આ ક્ષણિક જીવનનો અંત આવે છે.' વળી પોતાને મોટો કહેવરાવવા મથનારો માણસ દુનિયામાં હલકો ગણાય છે.

આલ્ફ્રેડ રાજા કહે છે કે 'કીર્તિ કે સત્તા મેળવવા માટે કોશીશ કરવાની કે વળખાં મારવાની જરૂર નથી. જો તમે શાણા અને સારા હશો, તો જો તમારી મરજી નહિ હોય તો પણ તે પોતાની મેળે આવીને તમારી સમક્ષ ખડી રહેશે.' ભારવિ કવિ કહે છે:-

**वृणुतेहिविमृश्यकारिणं । गुणलुब्धाःस्वयमेवसंपदः ॥१॥**

**ભાવાર્થ:**—જે વિવેકથી વર્તે છે, તેના ગુણથી મોહિત થયેલી સંપત્તિ પોતાની મેળેજ તેને વરમાળ આરોપે છે.

દ્રવ્યરૂપી બરફના ડુંગર ઉપર ઉભા રહેવા કરતાં સદ્વર્તનરૂપી સંગીન ખડક ઉપર ઉભા રહેવું એ વધારે સલામતી ભરેલું છે. કોઇપણ કામમાં ફતેહમંદ થવાની ઇચ્છા રાખનારે તન તોડીને મહેનત કરવી જોઇએ. 'થાય છે, રહે છે' એમ ઢીલાં પડવાથી, કે સસલાની માફક થોડી દોટ મુકી પછી થાક ખાવા બેસવાથી કાર્ય સિદ્ધિ થતી નથી. એક નિષ્ટા, અડગ ધૈર્ય અને અશ્રાન્ત ખંતપૂર્વક સતત પ્રયત્ન કરવાથીજ ધારેલું કામ પાર પડે છે. ઉંચા પર્વત ઉપર ચઢનારા લોકો ચોકસ અને સ્થિર પગલાં ગોઠવી, આડુંઅવળું નહિ જોતાં, ધીમે ધીમે ચાલ ચાલ કરવાથીજ લથડયા વગર ઉંચે ચઢી શકે છે. અર્થાત્ ખંત એજ કાર્ય સિદ્ધિનું રહસ્ય છે. શેકસપિયર કહે છે:-દૃઢ ઉદ્યોગમાં મચ્યા રહેવાથીજ કીર્તિ ઉજ્વળ રહે છે; પણ આળસુ થઇ જવાથી તેને બટ્ટો લાગે છે. ખીંટીએ લટકાવી રાખેલી-કટાઇ ગયેલી-તરવાર માલિકની હાંસિ જ કરાવે છે.'

બાળકોને માટે દ્રવ્ય કે ઉંચા અધિકારનો વારસો મુકી જવાનું બધા-

નાથી બની શકે એવું નથી; પણ સારા નામનો વારસો આપવાનું બધાનાથી બની શકે એવું છે. સિસિરો કહે છે માણુસનામાં યુદ્ધમાં પરાક્રમ કરી બતાવવાની કે, હજારો મનુષ્યની સમક્ષ ઉભા રહી પોતાની વક્તૃત્વ શક્તિથી તેમને આંજી નાખવાની શક્તિ ન હોય, તેની ફિકર નહિ; પણ તેનાથી જે બની શકે એવું હોય, તેટલું તો તેણે અવશ્ય કરવું જ જોઇએ. દાખલા તરીકે, તેણે ન્યાયીપણું, પ્રમાણિકપણું, ઔદાર્ય, વિનયશીલપણું, મિતાહારીપણું ઇત્યાદિ સદ્‌ગુણોથી પોતાનું જીવન અલંકૃત કરવું જોઇએ; અને તેમ કરશે તો તેનામાં બીજી જાતની શક્તિઓ કમી હશે, તે પણ ઢંકાઇ જશે. વળી બાળકોને માટે સદાચાર અને સદ્‌ગુણના જેવો કિંમતી વારસો બીજો એકે નથી. માટે દરેક માણસે સદ્‌ગુણ અને સદાચારને હાનિ પહોંચે એવા વર્તનને દુષ્ટ અને ભયંકર ગણી તેનાથી દૂર રહેવું જોઇએ.

માણસ ગમે એવી નિર્ધન અવસ્થામાં જન્મેલો હોય, તોપણ તે ખરા ઇમાનદારીથી વર્તી પોતાનાથી બક્ષી શકે તેટલું ઉંચું જીવન ગાળે, તો તેના હાથથો જગતનું થોડેઘણે અંશે પણ કલ્યાણ થયા વગર રહેતું નથી; પરંતુ શ્રીમંત અને સત્તાવાન પુરૂષો પોતાના દુષ્ટ વર્તનથી જગતને સુધારવાને બદલે બગાડતા જાય છે.

દુનિયામાં કેટલાક માણસો અઢળક દ્રવ્યમાં આળોટતા હોય છે, ત્યારે ઘણા માણસો નિર્ધનતાની અધમ અવસ્થામાં સડતા હોય છે. દ્રવ્યની આવી અસમાન વહેંચણી જ દુનિયા ઉપરના સર્વ સંકટનું મૂળ છે, એમ ગણી તેનો ઉપાય શોધી કાઢવા માટે યુરોપના અર્થશાસ્ત્રીઓમાં સમાજ તાંત્રિકોનો એક નવો વર્ગ નીકળેલો છે. તેમનો અભિપ્રાય એવો છે કે અમુક સમાજ એકંદર રીતે જેટલું દ્રવ્ય ઉત્પન્ન કરે, તેટલું તે સમાજની તમામ વ્યક્તિઓમાં સરખે હિસ્સે વહેંચી આપવું, આમ કરવાથી દ્રવ્યની સમાન વહેંચણી થશે, અને એક શ્રીમંત અને બીજો નિર્ધન એવી અસંતોષકારક સ્થિતિ ઉદ્‌ભવવા પામશે નહિ. પરંતુ આ વ્યવસ્થા વ્યક્તિ સ્વાતંત્ર્ય, અને સાહસની વૃત્તિ, બન્નેને પ્રતિકૂળ છે. સમાજના દરેક વ્યક્તિના મનમાં એમ

રહેવાનું કે આપણે મહેનત નહિ કરીએ તો પણ બીજાઓની કમાણીમાંથી આપણને પેટપુરતું ખાવાનું તો મળવાનુંજ છે, અને જો આપણે મહેનત કરીશું, તો આપણી મહેનતના ફળમાં બીજાને હિસ્સો આપવો પડશે. આ પ્રમાણે બન્ને રીતે ઉદ્યોગ શિથિલ થઇ જાય છે, અને અનાજાતિ જીવનના આવશ્યક પદાર્થોનું ઉત્પાદન ઓછું થઇ જાય છે. વળી આ વ્યવસ્થાને અંગે રહેલો મોટો દોષ તો એ છે કે તેને લીધે અધિકારી વર્ગની આજ્ઞાને મુગે મોંઢે સહન કરવી પડશે. આપણાં અન્નવસ્ત્ર અને નિવાસસ્થાન વગેરેની ગોઠવણ કરવાની જવાબદારી રાજસત્તાને માથે રહેશે; અને તેથી અધિકારીઓ જે આપે તેજ આપણે ખાવું પડશે, તેઓ જેવાં લુગડાં આપે, તેવાં પહેરવાં પડશે, જ્યાં રાખે ત્યાં રહેવું પડશે, અને એકંદર તેઓ જે કહે તે આપણે કરવું પડશે અર્થાત્ આપણને ગુલામગીરીજ ભોગવવી પડશે. આપણને પોતાને અગર આપણાં બાળબચ્ચાંને રૂચે તેવો કોઇ ધંધો કરવાની આપણને છુટ રહેશે નહિ, પણ અધિકારી વર્ગ જે કામ કહે તે કામજ આપણે કરવું પડશે. આવા રાજતંત્રમાં સ્વાતંત્ર્ય, સુધારો કે ઉદ્યોગહુન્નરની ખીલવણીની આશા શી રીતે રાખી શકાય? એકંદર રીતે આ પદ્ધતિ પસંદ કરવા લાયક નથી, અને હાલની વસ્તુસ્થિતિમાં ફેરફાર કરવા માટે આપણે કોઇ બીજોજ માર્ગ પકડવો જોઇએ.

પ્રાચીનકાળના લોકોને સુધારાવધારાની કલ્પનાજ નહોતી. તેમની સમજ એવી હતી કે જુનો જમાનોજ સારો હતો, તેથી કરીને દરેક બાબતમાં તેમની દૃષ્ટિ ભૂતકાળ તરફજ રહેતી હતી. લખક કહે છે કે આપણને ભવિષ્ય ઉપર આસ્થા છે. આપણે માનીએ છીએ કે દુનિયા દિવસે દિવસે સુધારાવધારામાં આગળ વધતી જાય છે, અને ભવિષ્યનો રંગ તો કંઇ ઓરજ જામશે. આપણા લોકો પણ હજુ એમ માને છે કે સત્યયુગની ખુબી ન્યારીજ હતી, અને આ કળિકાળમાં બધું બગડતુંજ જાય છે. યુરોપખંડમાં પણ લોકોની સમજ જ્યાં સુધી એવી હતી, ત્યાં સુધી તે લોકો પણ વહેમી અને અજ્ઞાની હતા, અને શાસ્ત્રીય જ્ઞાન કે પ્રગતિના માર્ગમાં આગળ વધતા નહોતા. પણ જ્યારથી તેમણે શોધકવૃત્તિથી કુદરતનું અવલોકન કરવા

માંડયું, તથા જુદી જુદી જાતના પ્રયોગ અજમાવી જોવા માંડયા, ત્યારથી તેમના જ્ઞાનમાં વધારો થવા લાગ્યો.

ફક્ત અનુમાન ઉપરથી આપણે જે તર્ક બાંધીએ, તે હમેશાં ખરો પડતો નથી. હક્સ્લી કહે છે તેમ તર્કના પાયા ઉપર ચણેલી સુંદર ઇમારત ખરી હકીકત પ્રકાશમાં આવતાં એકદમ નીચે બેસે છે. મગજમાં જે નવો વિચાર સ્ફુરે, તે શોધ ખોળની બાબતમાં આગળ પગલું ભરવામાં કામ લાગે છે ખરો, પણ એટલું યાદ રાખવું જોઇએ કે નવો વિચાર તે નવા સીક્કા સમાન છે. તે જેમ વપરાતો જાય છે, તેમ તેમ ઘસાતો જાય છે, અને છેવટે તેની કિંમત એટલે સુધી ઘટી જાય છે કે તેનો વાપર બંધ કરવો પડે છે. તેજ પ્રમાણે વિચારની કિંમતમાં પણ ફેરફાર થતો જાય છે. મેકોલે કહે છે 'જે વાતની ગઇ કાલે આપણને માહિતી હોતી નથી, તે વાત આપણા આજના પ્રયાસનો વિષય હોય છે; અને તેજ આવતી કાલે નવી વાતની શોધ કરવામાં આપણને મદદગાર થઇ પડે છે.

પાછલા સૈકામાં યુરોપમાં શાસ્ત્રીય જ્ઞાનમાં જે વધારો થયો છે, તે ખરેખર આશ્ચર્યકારક છે. એ જ્ઞાનવડે આકાશમાં ફરતા ગ્રહોનાં વજન, માપ, ગતિ ઇત્યાદિ નક્કી થઇ શકયું છે એટલુંજ નાહ, પણ તેમનાં ઘટક દ્રવ્યો કયાં કયાં છે તે પણ સમજાયું છે; અત્યંત ઉંડી ખાણોમાં અને અગાધ મહાસાગરનાં તળીયાંમાં સહીસલામત રીતે ઉતરવાનું પણ સુગમ થઇ શકયું છે; મોટા નદી ઉપર પૂલ બંધાય છે, અને મહા સાગરોમાં તો જાણે દગરવટ પાડી દીધી હોય એમ થયું છે; પ્રવાસ એટલી ઝડપથી કરી શકાય છે કે દૂરના દેશો ઘર આંગણા જેવા થઇ ગયા છે; સૂર્ય અને ચંદ્રનાં માન પણ ઉતર્યા છે; પ્રત્યેક રોગનાં ઔષધ શોધી કાઢવામાં આવ્યાં છે, અને જે રોગ અસાધ્ય જેવા ગણાય છે, તેમનાથી થતી પીડામાં ઘટાડો કરી શકાયો છે; આયુષ્યની મર્યાદા લંબાવી શકાઇ છે એટલુંજ નહિ પણ એકંદર રીતે જીવન સુખમય બનાવી મૂકવામાં આવ્યું છે. તેને લીધેજ પ્રાચીન કાળનું આપણને સમ્યક જ્ઞાન પ્રાપ્ત થયું છે, અને ભવિષ્યમાં પણ આ પ્રમાણેનો સુધારો ચાલતો રહેશે એવી આપણને શ્રદ્ધા બેઠી છે.

એ સૈકામાં કેવી કેવી નવી શોધો થઇ છે એવી શોધોને લીધે સઘળા જીવન વ્યવહાર સુખમય થઇ શકયા છે. વળી માણુસશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અને તત્ત્વજ્ઞાનમાં પણ તેટલો જ વધારો થવા પામ્યો છે. અબાધિત વ્યાપાર પદ્ધતિ અને ઉદાર શિક્ષણની યોજનાઓ પણ એ કાળમાં નક્કી થઈ છે. ધાર્મિક ભાવનાઓ પણ વિશુદ્ધ થતી ચાલી છે. ભૂત, પ્રેત, જાદુ, ચેટક, મૂઠ વગેરે અનેક જાતના વહેમોનાં પોગળ ફુટી ગયાં છે. તેજ પ્રમાણે કળા કૌશલ્ય અને સામાન્ય સાહિત્યનો પ્રચાર પણ સારો થયો છે વૈજ્ઞાનિક જ્ઞાન ઉપર કેટલાક એવો આક્ષેપ કરે છે કે તેના અભ્યાસથી બુદ્ધિ અરસિક અને કુતૂહળ મંદ થઈ જાય છે પણ ભૂગર્ભશાસ્ત્રે જગન્નિયંતાની કૃતિમાંના જે અદ્‌ભૂત કૌતુક પ્રકટ કરેલાં છે, તેમના આગળ મોટા મોટા કવિઓની કલ્પનાઓ પણ નિરસ અને લુખી લાગે છે.

ગયા સૈકાની અદ્‌ભૂત કૃતિ તરફ નજર કરીએ છીએ, ત્યારે આપણા મનમાં એવો પ્રશ્ન ઉઠે છે કે ચાલુ સૈકામાં એવો ઉદય ચાલુ રહેશે કે કેમ? લખક કહે છે કે આપણું જ્ઞાન જો સંપૂર્ણ થઇ ચુકયું હોત, તોજ આ પ્રશ્નને માટે અવકાશ હતો; પણ અત્યાર સુધીમાં આપણે જે જ્ઞાન મેળવ્યું છે, તે અનંત વિશ્વમાં ભરેલા અગાધ જ્ઞાન સમુદ્રના એક બિંદુ જેટલું પણ નથી. જગતમાંનો કોઇપણ પદાર્થ એવો નથી કે જેના તમામ ગુણ અને ધર્મ આપણને જ્ઞાત થયા હોય; તેમ તેવું કોઇ પ્રાણિ કે પદાર્થ નથી કે જેની સંપૂર્ણ તવારીખ આપણને મળી હોય. આપણી આસપાસ એવી ગૂઢ શક્તિઓ સંતાઈ રહેલી છે કે જેનો હજુ આપણને ભાસ પણ નથી. આપણે જે વિશ્વમાં રહીએ છીએ, તે ચમત્કારથી ભરપૂર છે, અને તેવા કોઇ કોઇ ચમત્કારનું સ્વરૂપ સમજવા માટે આપણે જે શબ્દ પ્રયોગ કરીએ છીએ તેથી તેનું સ્વરૂપ સ્પષ્ટ થવાને બદલે ઉલટું વધારે અસ્પષ્ટ થતું જાય છે. વળી ત્રણ કારણોને લીધે ભવિષ્યના સંબંધની આપણી ઉમેદ વાસ્તવિક ઠરે છે. પ્રથમ તો આપણી સાધન સામગ્રીમાં સુધારો વધારો થતો જાય છે, અને અને દરરોજ નવાં નવાં યંત્રની શોધ થતી છે; બીજું એ દિશામાં પ્રયાસ કરનારા વિદ્વાનોની સંખ્યામાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે.

અને ત્રીજું, જ્ઞાનનો પ્રકાશ જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ આજ સુધી અંધારામાં રહેલી બાબતો આપણી દૃષ્ટિગોચર થતી જાય છે. અને તેથી આપણો માર્ગ સુગમ થતો જાય છે. જેમ જેમ નવી નવી શોધો થતી જાય છે, તેમ તેમ શોધખોળના નવા નવા પ્રદેશ આપણને જડતા જાય છે અને આજ સુધી બંધ રહેલાં દ્વાર ખુલ્લાં થઇ અંદરની અજબ રચના આપણને દૃષ્ટિગોચર થતી જાય છે.

આજકાલ આપણાં બાળકોને મોટા મોટા સમર્થ અને શાસ્ત્રીય જ્ઞાનમાં નિપૂણ એવા અધ્યાપકોના હાથથી શિક્ષણ મળે છે; અને તેમને શોધખોળના માર્ગમાં આગળ વધવા માટે ઘણી અનુકૂળતા પ્રાપ્ત થઈ છે તેથી ઉછરતી પ્રજા જ્ઞાનના ભંડારમાં મોટો વધારો કરશે એવી મને ખાત્રી છે.

મેકોલે કહે છે ' શાસ્ત્રીય જ્ઞાને આપણને દીર્ઘાયુષી બનાવ્યા છે. તેણે રોગો નાબુદ કર્યા છે, જમીનની ફળદ્રુપતામાં વધારો કર્યો છે. દરિયામાં સફર કરનારા લોકોની સલામતીમાં વધારો કર્યો છે; શૂરવીર યોદ્ધાઓને માટે નવાં શાસ્ત્ર તૈયાર કર્યા છે, મોટી મોટી નદીઓ ઉપર પૂલની જાળ પાથરી દીધી છે. આકાશમાંની વીજળીનો ચમકારો પૃથ્વી ઉપર ખેંચી આણ્યો છે, રાત્રીને દિવસના જેવી પ્રકાશિત કરી મૂકી છે, મનુષ્યનાં ચર્મ ચક્ષુની દ્રષ્ટિ મર્યાદા લંબાવી છે; મનુષ્યનાં શરીર સામર્થ્યમાં પણ વધારો કર્યો છે, ગતિની ઝડપમાં વધારો કર્યો છે; અંતર નાબુદ કરી નાખ્યા જેવું કર્યું છે; પરસ્પર પત્ર વ્યવહાર, વ્યાપાર, તથા કામકાજ અત્યંત સુલભ કરી નાંખ્યા છે; તેણે માણસને અંતરિક્ષમાં ઉડવાની, સમુદ્રને તળીએ પહોંચવાનો પૃથ્વીની અંતરની ઉંડી ખાણોમાં સંચાર કરવાની ઘોડા કે સળદની મદદ વગર ચાલતી ગાડીઓમાં બેસી વાયુને વેગે મુસાફરી કરવાની, તથા કલાકમાં દશ યોજનની ગતિથી પવનથી ઉલટી દિશામાં પણ સમુદ્રમાં પ્રવાસ કરવાની શક્તિ આપેલી છે.

મિલ્ટન કહે છે કે ' બાઇબલમાં સત્યને પર્વતમાંથી નીકળતા નિર્ઝરની ઉપમા આપી છે, એમાંનું પાણી જો નિરંતર પ્રવાહથી વહ્યાં કરે છે, તોજ સ્વચ્છ

અને નિર્મળ રહી શકે છે પણ જો તેમ નથી થતું અને ખાડામાં ભરાઇ રહી બંધીઆર થઇ જાય છે, તો તેમાં દુર્ગંધ ઉત્પન્ન થાય છે.' તેજ પ્રમાણે શાસ્ત્રીયજ્ઞાનનો પ્રવાહ નિરંતર વહેતો રહે એજ ઇષ્ટ છે.

જીવન વ્યવહારમં શાસ્ત્રીય જ્ઞાન આપણને બહુ ઉપયોગી થઇ પડે છે. તેનું અદ્દભુતપણું અપ્સરાઓની કૃતિઓ કરતાં પણ વિશેષ ચિત્તાકર્ષક છે; તે નવલકથા કરતાં પણ વિશેષ આહ્લાદક અનેક રસવાળું છે; એનો પ્રવાહ જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ તેના તળમાંથી નવાં નવાં રત્ન નીકળતાં જાય છે, તથા જેની આપણને કદી કલ્પના પણ ન થાય, એવા અપૂર્વ ચમત્કાર તે આપણને દૃષ્ટિગોચર કરાવે છે, તેથી આપણા ઉત્સાહમાં વૃદ્ધિ થતી જાય છે અને આપણને આપણા કાર્યમાં ઉત્સાહ મળતો રહે છે. આ પ્રમાણે નવી શોધો અનેક રીતે લાભકારક હોવાથી જેઓ તેમનો અનાદર કરે છે, તેઓ ઇશ્વિરની આપેલી અમુલ્ય બક્ષીસોને ઉકરડામાં ફેંકી દેવા જેવું કરે છે, એમ આપણે કહેવું જોઇએ.

પણ આ સ્થળે આપણે કબુલ કરવું જોઇએ કે શાસ્ત્રીય શોધખોળ કરનારાઓને જનસમાજ તરફથી બીલકુલ ઉત્તેજન મળતું નથી, ઉલટું જે માણસે પહેલ વહેલું દૂરબીન શોધી કાઢયું, તેને કારાગ્રહનો અનુભવ કરવો પડયો હતો; અને જે માણસે સૂક્ષ્મદર્શક યંત્ર શોધી કાઢયું તેને ઘરબાર છોડી ભૂખમરો વેઠવાની ફરજ પડી હતી. 'બેકન કહે છે,' વહાણ બનાવવાની તથા ચલાવવાની કળાની શોધ અત્યંત અદ્દભુત ગણાય છે. કેમકે વહાણો મારફતે એક દેશનો માલ બીજે દેશ લઇ જવાય છે, અને તેમ થવાથી બન્ને એક બીજાની મહેનતના ફળમાં સહભાગી થઇ શકે છે, તો પછી અનંતકાળરૂપી સમુદ્રના ઉપર સફર કરનારી અને જુદા જુદા જમાનાઓને એક બીજાનાં જ્ઞાન, પ્રકાશ અને શોધોમાં સહભાગી કરી આપનારી વિદ્યારૂપી નૌકા કેટલી બધી અદ્દભુત ગણાવી જોઇએ ?'

તેમ છતાં પ્રગતિ અથવા ઉન્નતિ શું છે તે આપણે લક્ષમાં રાખવું જોઇએ. આયાત નિકાશ કે વણુજ વેપારમાં વધારો થાય, અગર યાંત્રિકશક્તિ,

રેલવેઓ, અને તારનાં દોરડાં આખા દેશ ઉપર પાથરી દેવામાં આવે, અગર નવા નવા દેશ જીતી લઇ પોતાના સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવે, એટલામાંજ સુધારાની સમાપ્તિ થતી નથી. દેશની ખરી ઉન્નતિનો આધાર એવી કોઇ વાત ઉપર નથી. પણ પ્રજાના આરોગ્ય, સુખ અને ખરા મનુષ્યત્વમાં સુધારો વધરો થાય, તેની ઉપરજ દેશની ઉન્નતિનો આધાર છે; અને આપણા પોતાના વર્તનથી આ ઉદ્દેશ થોડે ઘણે અંશે પણ પાર પાડવામાં મદદગાર થવું, એજ આપણી મુખ્ય આકાંક્ષા હોવી જોઇએ.



# પ્રકરણ ૫ મું.



## સંતોષ.



**संतोषामृततृप्तानां । यत्सुखं शांतचेतसां ।**
**कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥ १ ॥**

**ભાવાર્થ:**—સંતોષરૂપી અમૃતવડે જેમની વૃત્તિઓ તૃપ્ત થયેલી છે એવા શાન્ત ચિત્તવાળા પુરૂષો જે સુખનો અનુભવ કરે છે, તે સુખ દ્રવ્ય માટે અહીંતહીં વળખાં મારનારા દ્રવ્ય લોભી માણસોને ક્યાંથી મળે ? અર્થાત્ નાજ મળે.

### હિતોપદેશ.

જો દશ વીસ હજાર ભયે શત, હોઇ હજાર તું લાલ મગેગી;
કોટી અરબ્બ ખરબ્બ અસંખ્ય, ધરાપતિ હોનેકી ચાહ જગેગી.

સ્વર્ગ પતાલકુ રાજ કરેં તૃસના અધિકી અતિ આગ લગેગી;
સુંદર એક સંતોષ વિના સઠ, તેરિ તું ભૂખ કધી ન ભગેગી. સુંદરદાસ.

જો તને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત ન થાય, તો જે પ્રાપ્ત થયેલું હોય, તે ઇષ્ટ માનીને બેસી રહે.

ખુશી રાબટિન.

"સંતોષી નર સદા સુખી."

આ વિશ્વની રચના એવી છે કે સૂર્ય આટલો બધો પ્રકાશવાન છે, તોપણ પૃથ્વીના એક ગોળાર્ધમાં અજવાળું હોય, ત્યારે બીજા ગોળાર્ધમાં અંધારૂંજ હોય. પ્રકાશને જેમ અંધારૂં વળગેલું છે, તેમ સુખને દુઃખ વળગેલું

છે. પિંડાર કહે છે તેમ આપણી આસપાસ હમેશાં સુખ અને દુઃખના ભરતીઓટ થયાં કરે છે; પણ "વિધાતાએ આપણે માટે એક સુખની સાથે બે દુઃખ નિર્માણ કરેલાં છે' એવું કહેવું યથાર્થ નથી.

રામચંદ્રજીએ લક્ષ્મણને ઉપદેશ કરતાં કહ્યું છે કેઃ—

**सुखमध्येस्थितं दुःखं । दुःखमध्ये स्थितं सुखं ।**
**द्वयमन्योन्यसंपृक्तं । प्रोच्यते जलपंकवत् ॥ १ ॥**

**ભાવાર્થઃ**—સુખ મધ્યે દુઃખ રહેલું છે, અને દુઃખમાં સુખ રહેલું છે; બન્નેની વચ્ચે પાણી અને કાદવના જેવો સંબંધ રહેલો છે. પ્લુટાર્ક કહે છે કે, "લેસીડેમન ગામમાં બહાર ગામથી આવેલા એક અજાણ્યા પુરૂષને મોટી ટાપટીપ કરીને બેઠેલો જોઇને ડાયોજીનિસ નામના પ્રસિદ્ધ તત્ત્વવેતાને તેને પૂછ્યું. 'કેમ આજે આટલી બધી તૈયારી શા ઉપર છે? ત્યારે તેણે જવાબ આપ્યો કે 'આજે તો ઉજાણી છે.' આ ઉપરથી ડાયોજીનિસે કહ્યું 'ભલા માણસ, સારા માણસને દરરોજ ઉજાણીજ છે.' આપણે જો શાણા હોઇએ, તો બધું જગત આનંદમયજ છે, કારણ કે, આ જગત એક અત્યંત અદ્‌ભુત અને રમણીય મંદિર છે અને મનુષ્ય યોનિમાં જન્મ આપીને ઇશ્વરે આપણને તેમાં દાખલ કરેલા છે. આ મંદિરમાં દાખલ થયા પછી આપણે માણસે બનાવેલી નિર્જન મૂર્તિઓ જોઇને બેસી રહેવાનું નથી, પણ સૂર્ય, ચંદ્ર, તારા, ખળખળાટ કરીને વહેતી નદીઓ, અને સમસ્ત વનસ્પતિ અને પ્રાણી સૃષ્ટિનું પોષણ કરનારી ભૂમિ, ઇત્યાદિ જગન્નિયંતાએ પોતાને હાથે ઠેકઠેકાણે સ્થાપેલી પોતાની વિભૂતિરૂપ ચૈતન્યવાળીઓનું સમ્યક્ દર્શન કરવાનું છે. તેમ કરનાર પોતાનાં સઘળાં દુઃખ વિસરી જઇ અખંડ સુખમાં નિમગ્ન થશે. પણ માણસો હાયવરાળ કરીને તથા જગત કષ્ટમય છે એમ બોલીને વિલાપ કરતા બેસી રહે છે. એ તેમની મોટી ભૂલ છે. તેમ કરવાને બદલે માણસોએ પ્રાપ્ત સ્થિતિથી સંતુષ્ટ રહેતાં શીખી ભૂતકાળમાં પોતે જે સુખ ભોગવ્યાં હોય, તે બદલ ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ; અને મનમાં કંઇપણ ભીતિ કે સંશય નહિ રાખતાં ભવિષ્ય ઉપર શ્રદ્ધા રાખી

ઉત્સાહ અને ઉમંગથી કામ કરે જવું જોઇએ."

જીવન વાસ્તવિક રીતે કષ્ટમય હોય, અને દુનિયા દુઃખથી ભરેલી હોય તો મૃત્યુને લોકો અનિષ્ટ શાથી ગણતા હશે? મોત માગી લેતો હોય મૃત્યુને વહાલથી વધાવી લેતો હોય, એવો માણસ ભાગ્યેજ મળી આવશે. તેની સાથે જ્યાં હોય ત્યાં સંસારને માટે ફર્યાદ જ સાંભળવામાં આવે છે. લોકો કહે છે કે સંસાર શોક અને સંતાપથી ભરેલો છે, માટે જો એક દિવસ આવરદા લંબાયો, તો તેટલું દુઃખ લંબાયું એમ તેઓ માને છે. પર્કીસ કહે છે, "આ જગતમાં જન્મવું નહિ, એમાંજ માણસનું હિત રહેલું છે; અને જો જન્મવું પડે તો તરતજ મરવું એ સારૂં છે. આપણાં શરીર એ શોક અને દુઃખની ખાણ જેવાં છે."

સોલોમન સર્વ વાતે સુખી અને શાણો હતો; છતાં તે પણ કહે છે:—હું જીવનને ધિક્કારૂં છું; કારણ કે જગત મિથ્યા અને દુઃખરૂપ છે, તેથી આપણે જે જે કામ કરીશું તે બધું દુઃખનેજ જન્મ આપનારૂં થશે, વળી આયુષ્ય અલ્પ છે, તેથી આપણે મહેનત કરીને જે ભેગું કરીશું તેમાંનું કશું આપણા ઉપભોગમાં આવવાનું નથી, પણ આપણા વારસો ભોગવવાના છે. આથી કરીને મને બધો શ્રમ નકામો લાગે છે; સંસારમાં સઘળે દુઃખ દુઃખ અને દુઃખજ છે."

લોર્ડ બેન્કસ્ફીલ્ડ કહે છે, "યુવાવસ્થામાં આપણે અંધારામાં ફાંફાં મારીએ છીએ અને અવળે રસ્તે ચઢી જઇએ છીએ; મધ્યવયમાં આપણે ડુબતા માણુસની માફક બાથોડિયાં મારીએ છીએ, અને વૃદ્ધાવસ્થામાં વિમાસણ કરીએ છીએ. યુવાવસ્થાની મોહજાળમાંથી મુક્ત થતાં આપણે નિરાશામાં સપડાઇએ છીએ." લોકોનો એકંદર અભિપ્રાય એવો જણાય છે કે બચપણ એ નિર્દોષ રમત ગમત અને સુખની અવસ્થા છે; પણ પછીથી જેમ જેમ ઉમ્મર વધતી જાય છે, તેમ તેમ પ્રત્યેક દિવસ સુખ ઓછું થતું જાય છે, અને શોક અને સંતાપનો અમલ બેસવા લાગે છે. કેસ્ટિગ્લીયોન કહે છે, તારૂણ્યરૂપી વસંતઋતુમાં ખીલેલો બાગ વૃદ્ધાવસ્થારૂપી પાનખર રૂતુમાં વેરાન થઇ જાય છે. શેકસપિયર કહે છે,' તરૂણ અને

વૃદ્ધ એ બેનું જોડું કદી સુખથી રહી શકતું નથી. યુવાવસ્થા આનંદથી ભરપૂર હોય છે, ત્યારે વૃદ્ધાવસ્થા ફિકર ચિંતાથી ભરપૂર હોય છે; યુવાવસ્થામાં ઉન્હાળાના સવારના જેવી લહેજત રહેલી છે, ત્યારે વૃદ્ધાવસ્થા શિયાળાના પવન જેવી કડક છે, યુવાવસ્થા ચપળ અને ચંચળ છે, વૃદ્ધાવસ્થા અનાથ અને અપંગ છે; યુવાવસ્થા ગરમ અને ચૈતન્ય યુક્ત છે, વૃદ્ધાવસ્થા મંદ અને દુર્બળ છે; યુવાવસ્થા નિરંકુશ છે, વૃદ્ધાવસ્થા શિથલ છે.'

જુબર્ટના મત પ્રમાણે બાલ્યાવસ્થા અને ઘરડપણુ એ આયુષ્યના બે વિભાગ છે. બાલ્યાવસ્થાએ નિર્દોષપણાની અવસ્થા છે અને ઘરડપણુ એ પુખ્ત વિચારની અવસ્થા છે. બન્ને અવસ્થાઓને અંગે રહેલાં સુખમાં તફાવત એટલો છે કે બચપણના સુખનો આધાર પારકા ઉપર એટલે માબાપના ઉપર રહેલો હોય છે, અને વૃદ્ધાવસ્થાના સુખનો આધાર પોતાની જાત ઉપર રહેલો છે.

બાલ્યાવસ્થા સુખમય અને ફિકરચિંતાથી મુક્ત હોય એમાં નવાઇ પણ નથી; કારણ કે તે આયુષ્યની વસંત ઋતુ છે. બાળકને દુનિયાદારીની કોઇ ખટપટ વળગેલી હોતી નથી. પ્રેમાળ હેતસ્વી માતપિતાનો તેને આશ્રય હોય છે. વળી તે નિરોગી અને ઉમંગી હોય છે, અને તેનામાં નવી નવી શક્તિઓ ખીલતી જાય છે, તથા તે નવું જ્ઞાન મેળવતો જાય છે. આપણો અનુભવ પણ કહે છે કે નવા નવા વિચાર સ્ફુરવા, નવી કલ્પનાઓનો પરિચય થવો, એના જેવો વિલક્ષણ આનંદ બીજા કશાથી થતો નથી; અને બાળકોને તેવો અનુભવ દરરોજ થતો હોય છે. ખીલતી જુવાની વળી વિશેષ આનંદનો કાળ છે. તે અવસ્થામાં બાળકના મનમાં મોટી મોટી ઉમેદો અને આકાંક્ષાઓ હોય છે; આ ચમત્કાર પૂર્ણ જગતના અનેક ચમત્કારો જોઈ તે આશ્ચર્યચકિત થઇ જાય છે, વળી તે જીવનનું રહસ્ય સમજતો થાય છે, અને તેના મનમાં એવી હોંસ હોય છે કે આપણો વખત આવશે, ત્યારે આપણુ પણ કંઇક કરી બતાવીશું. મધ્ય વય આ અવસ્થા કરતાં પણ વિશેષ આનંદમય હોય છે. તે વખતે શરીરમાં સંપૂર્ણ તાકાત હોય છે, તેને સમજાયું હોય છે કે હરકતમાંજ બરકત છે. મુશીબતો એ

સામર્થ્યની કસોટી સમાન છે, તથા આફતો એ સાવચેતીની સુચના કે ચેતવણી સમાન છે, વધારામાં તે વિવાહિત સ્થિતિનાં સુખ સ્વપ્ન અનુભવતો હોય છે. પણ જો આપણે ધારીએ, તો વૃદ્ધાવસ્થા એ ત્રણે અવસ્થાઓ કરતાં વિશેષ સુખાવહ નીવડી શકે. પૂર્વ વયનો જો આપણે સદ્વ્યય કરેલો હોય છે, તો વૃદ્ધાવસ્થાનો આનંદ કંઇ જુદાજ જાતનો હોય છે. આપણે બધું કરી કારવીને પાર ઉતરેલા હોઇએ છીએ, તેથી આપણા મનમાં કોઇ જાતની ફિકર કે વિટમ્બણા રહેલી હોતી નથી. છોકરાં છૈયાં ઉચ્છરી ધંધે વળગેલાં હોય છે, તેથી તે બાજુની પણ મનમાં નિરાંત હોય છે, વળી, 'મેં જન્મ ધારણ કરીને સર્વ પુરૂષાર્થ સિદ્ધ કર્યા–સ્વાર્થની સાથે પરમાર્થ પણ સાધ્યો, દેશનું બની શકે તેટલું કલ્યાણ કર્યું, દુઃખી અને નિરાધાર મનુષ્યોને મદદ કરી માણસ જાતના દુઃખમાં ઘટાડો કર્યો.' આવા આવા વિચારથી તેનું મન આનંદમાં રહે છે, આવી રીતનું જીવન જેણે ગાળ્યું હોય છે, તેને મૃત્યુની પણ બીક હોતી નથી. તેથી તે કારણે પણ વૃદ્ધાવસ્થાના સુખમાં ઉણપ રહેવાનો સંભવ હોતો નથી. ઉલટું જે માણસે પોતાનું જીવન સારી રીતે ગાળ્યું હોય છે, તેને તો વૃદ્ધાવસ્થા વિશ્રાન્તિ રૂપ હોઇ અનેક રીતે આનંદકારક લાગે છે.

શરીરને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવા ન દેવી, એ આપણા હાથની વાત નથી; પણ શોક અને સંતાપને લીધે મનને જે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, તે ન આવવા દેવી એ આપણી સત્તાની વાત છે. અને મન જ્યાં સુધી જીર્ણ નથી થયું ત્યાં સુધી શરીર ગમે એટલું જીર્ણ થઈ જાય તોપણ તેથી હાનિ નથી.

ગેટી કહે છે કે 'કેટલાક માણસો ડેન્માર્કના રાજા હેમ્લેટની માફક હમેશાં ઉદાસ અને ચિંતાતુર રહે છે–જો કે તેની માફક તેમને ભૂત વળગેલું હોતું નથી, તેમ બાપનું વેર લેવાનું નથી હોતું.' દુઃખના સો ઉદ્ગાર કાઢવાની તસ્દી લેવી તે કરતાં એક વખત પેટ ભરીને હસવું એ પસંદ કરવા લાયક છે. શેક્સપિયરના As you like it, નામના નાટકમાં ઉદાસી

જેકવીસ રોસાલિન્ડને કહે છે, કે મેં ઘણી મુસાફરી કરી છે, અને તેમાં મને જે અનુભવ મળ્યો છે તેને લીધે હું હમેશાં ઉદાસ રહું છું. આ ઉપરથી રોસાલિન્ડે તેને કહ્યું:–" વાહ, એવોજ તમારો અનુભવ છે કે ? અને એવો અનુભવ મેળવવા ખાતર તમે આટલે દૂર સફર કરવાની તસ્દી લીધી ? ધન્ય છે તમને? મને ઉદાસ કરે એવો અનુભવ મેલવવાની કોશીશ કરવા કરતાં હું એક મશ્કરાના સહવાસથી આનંદ મેળવવાનું વધારે પસંદ કરૂં ! "

આ જગતમાં હમેશાં સુખી રહેવાય, એવી આશા કોઇએ રાખવી નહિ. પોપ કવિ કહે છે કે વિધાતા હમેશાં પોતાની પાસે એક સુખનો અને એક દુઃખનો એવા બે કુમ્ભ ભરી રાખે છે; તેમાંથી કેટલાક મનુષ્યને તે સુખના પ્યાલા ભરી આપે છે, અને કેટલાકને દુઃખના ભરી આપે છે, પણ ઘણા ખરાને તે બન્નેનું મિશ્રણ કરીને આપે છે.

વળી સુખ અને દુઃખ બન્ને અસ્થિર સ્વભાવનાં છે, પણ તેમાં દુઃખનું આયુષ્ય સુખના કરતાં વધારે ટુંકું છે, માટે દુઃખ પડે તેથી ગભરાઇ જવાનું કારણ નથી. જુબર્ટ કહે છે ' તેમ સુખ ચાલ્યું ગયું તેમ દુઃખ પણ ચાલ્યું જશે. ' છતાં ખેદ કરીને આપણા જીવનરૂપી વાજાને બેસુર થઇ જવા દેવું એ કેવી મૂર્ખાઇ છે ? ' આવી પડેલું દુઃખ ભોગવ્યા સિવાય તો છુટકોજ નથી, તો પછી તે બડબડાટ કરીને ભોગવ્યા કરતાં આનંદથી ભોગવવું એ ડહાપણ ભરેલું છે. આપણા ભકત શિરોમણી નરસિંહ મહેતા કહે છે તેમ. ' સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીયાં,

ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં. સુખ.

સંસારમાં સુખ અને દુઃખની ફુલગુંથણી છે. તેથી ચિંતા અને શોકમાંથી કોઈ મુક્ત નથી; પણ કેટલાકને એવી ટેવ હોય છે કે જે સુખને માટે આપણે ઇશ્વરનો આભાર માનવાનો છે, તેને વિસરી જાય છે, અને પોતાના દુઃખનાં રોદણાં રડ રડ કરે છે, અને વિધાતાનો વાંક કાઢયા કરે છે, એ કેવું અયોગ્ય છે !

વળી વિધાતાનો વાંક કાઢતી વખતે એક બીજી પણ બીના લક્ષમાં

રાખવા જેવી છે. આપણે જે શોક અને સંકટ ભોગવતા હોઇએ છીએ, તેમાં કેટલાંક તો આપણે આપણી મેળેજ માથે વહોરી લીધાં હોય છે. આપણાં દુઃખમાંનો મોટો ભાગ તો આપણાં દુર્વ્યસન, દુરાચરણ, દુષ્ટ સ્વભાવ, અને ખાવા પીવામાં અમર્યાદિતપણું, એ બધાને લીધે ઉત્પન્ન થવા પામ્યાં હોય છે. **हितोपदेश**માં પણ કહ્યું છે કેઃ—

**रोगशोकपरिताप बंधनं व्यसनानि च**
**आत्मापराधवृक्षाणां फलान्येतानि देहिनाम् ॥ १ ॥**

**ભાવાર્થ**:—રોગ, શોક, પરિતાપ, બંધન, અને વ્યસન, એ સર્વ મનુષ્યે પોતે રોપેલાં અપરાધરૂપી વૃક્ષનાં ફળ છે. વળી કેટલાંક સંકટ આપણા હાથથી થતી ભૂલોને લીધે ઉત્પન્ન થવા પામ્યાં હોય છે. આપણે જો બરાબર કાળજી રાખીએ, અને સર્વ વાતનો વિચાર કરીને પગલું ભરીએ તો એ સર્વ ભૂલો ટાળી શકાય એવી હોય છે, માટે તેવી ભૂલોને પરિણામે ઉપજતાં દુઃખ પણ આપણે જાતે વહોરી લઇએ છીએ એમ ગણવું જોઇયે. વળી કેટલીક વખત આપણે નજીવી પીડાને મોટી આફત માની લઇ ઘણો સંતાપ અનુભવીએ છીએ, તેમ કેટલીક વખત જેનું નામ નિશાન પણ હોતું નથી એવાં કાલ્પનિક દુઃખને લીધે હેરાન થતા હોઇએ છીએ. મહા ભારતમાં કહ્યું છે કે જે માણસ મૂર્ખ છે તે સર્વ સ્થળે ભય અને શોકજ દેખે છે. તેમજ કેટલાંક અનિષ્ટ દેખીતી રીતે પીડાકારી હોય છે, પણ પરિણામે સુખરૂપ નિવડે છે. દૃષ્ટાંત તરીકે દારિદ્ર મનુષ્યને અત્યંત અપ્રિય લાગે છે, પણ દરિદ્ર અવસ્થામાં જન્મ થવાને લીધેજ ઉંચે દરજ્જે ચઢવા પામ્યા હોય એવા ઘણા માણસોના દાખલા ઇતિહાસ વાંચવાથી આપણને મળી આવે છે. ત્યારે જો આપણાં દુઃખમાંથી ઉપર જણાવ્યાં તેવાં દુઃખ બાદ કરી નાંખીએ, તો વિધાતાને દોષ દેવા જેવું ઘણુંજ થોડું રહેશે; અને સુખ દુઃખની સરવાળાબાદબાકી કરીશું તો એકંદર રીતે જીવન આપણને સુખમયજ લાગશે.

યથાર્થ કહેલું છે કે **मन एव मनुष्याणाम् कारणं सुख दुःखयोः**

મનુષ્યના સુખ અને દુ:ખનું કારણ મનજ છે. જેવી જેના મનની વૃત્તિ તેવો તેને આ સંસાર લાગે છે. બાકી આ જીવનમાં સુખ પછી દુ:ખ અને દુ:ખ પછી સુખ એવી ઘટમાળ ઝપાટાબંધ ચાલ્યા કરે છે. કેટલીક વખત તો પ્રકાશ અને અંધકાર બન્ને સાથે સાથે હાજર હોય છે. આપણું જીવન એવું વિલક્ષણ અને વિવિધરંગી છે કે તેમાંની કેટલીક વાતો સુયંત્રિત હોય છે તો કેટલીક બેસુર હોય છે. 'કાકા પરણ્યા, અને ફોઇ રાંડ્યાં.' એવા પ્રકાર જીવનમાં ઘણી વખત બને છે. એક વાતનો હર્ષ થાય છે તો બીજી વાતનો શોક થાય છે. પૈસે ટકે સુખી હોઇએ છીએ, તો બીજી બાબતમાં ચિંતાગ્રસ્ત રહેતા હોઇએ છીએ. ઘર આગળ સલાહ શાન્તિ હોય છે તો બહાર કંકાસ હોય છે, અગર ઘરમાં કંકાસ હોય છે અને બહાર શાન્તિ હોય છે, શરીર આરોગ્ય હોય છે, તો દારિદ્ર્યનું દુ:ખ હોય છે, અગર પૈસાનું સુખ હોય છે તો શરીર રોગગ્રસ્ત હોય છે, અને કેટલીક વખત તો આ તમામ પ્રકાર એકીજ વખતે બને છે. આ બધાને સરવાળે સુખ માનવું કે દુ:ખ એનો આધાર એ બધી બાબતોમાં કઇ બાબતને આપણી મનોવૃત્તિને પ્રિય કે અપ્રિય માને છે તેના ઉપર રહે છે. આપણે જો આપણાં સુખનો અનાદર કરીને દુ:ખને મહત્ત્વ આપીશું તો આપણે દુ:ખી થવાના, પણ જો આપણે પ્રકાશના ઉપરજ દૃષ્ટિ સ્થિર કરીશું અને પડછાયા તરફ પીઠ ફેરવીશું, તો આપણને લાગશે કે આપણા જેવું સુખી કોઈ નથી. સિસિરોએ કહ્યું છે કે 'મૂર્ખ માણસ કોઇ દિવસ સુખી હોતો નથી અને ડાહ્યો માણસ કદી દુ:ખી હોતો નથી. સુખનો ખરો માર્ગ તો ગીતાજીમાં ભગવાને કહ્યા પ્રમાણે:–

सुखदुःखसमे कृत्वा । लाभालाभौ जया जयो ॥

સુખ દુ:ખ તરફ સમભાવ રાખીને ચાલવું એજ છે. કેટલાક માણસોનો સ્વભાવ એવો દુષ્ટ હોય છે કે તેમનું ચિત્ત કોઇ રીતે પ્રસન્ન થતું નથી. એપિક્ટિટસ કહે છે કે 'મને એકાંત ગમતું નથી કારણ કે તે વેરાન જેવું શૂન્યમય લાગે છે; તેમ મને લોકોનો સમુદાય પણ ગમતો નથી, કેમકે

તેમાં ઘોંઘાટ હોય છે.' એવા દુર્વાસા ઋષિ જેવા માણુસને પ્રસન્ન રાખવાનું કામ કેટલું બધું વિકટ છે! એજ એવિક્ટિટસે બીજે સ્થળે જે સલાહ આપી છે તે યોગ્ય છે." તારે જો નિરંતર સુખી જીવન ગાળવું હોય તો જગતના બધા વ્યવહાર તારી મરજી મુજબ ચાલે એવી ઇચ્છા કરીશ નહિ, પણ તુંજ જગતના જેવો થા." કહેલું છે કે:—

**उपानद्गूढपादस्य ननु चर्मावृतेव भूः ॥**

એટલે પોતાના પગમાં જોડા પહેર્યા એટલે આખી પૃથ્વી ઉપર ચામડું પાથર્યા સમાન છે. તેજ પ્રમાણે આપણે શાન્ત વૃત્તિનું સેવન કરીશું તો માથા ઉપર દુઃખના ડુંગર તૂટી પડશે તોપણ આપણા સુખમાં અંતરાય આવશે નહિ. વળી જેમ આલોકનું કોઇ પણ સુખ એવું નથી કે જે દુઃખની છાયામાંથી સદંતર મુક્ત હોય, તેમ કોઇ પણ દુઃખ એવું નથી કે જેમાં સુખનો લેશ પણ અંશ ન હોય. માટે માથે સંકટ આવી પડે ત્યારે આક્રંદ કરવા બેસવું એના જેવી મૂર્ખાઈ એકે નથી, તેમ દરરોજ રોદણાં રડયા કરવાં એ પણ ડહાપણ ભરેલું નથી, એમ કર્યાથી કંઇ સંકટનું નિવારણ થતું નથી. પણ જો આવી પડેલું સંકટ બડબડાટ કર્યા વગર ધૈર્યથી સહન કરીશું તો તેની તીવ્રતા ઘણે અંશે ઓછી થઇ જશે, અને ચિત્ત શાન્ત હોવાથી તેનું નિવારણ કરવાનો પણ કંઇક ઉપાય જડશે. જેને ધૈર્યરૂપી ધન નથી, તેના જેવો નિર્ધન બીજો કોઈ નથી. શેકસપિયરઃ-મરાઠીમાં કહેવત છે કે '**गोड करुन खावें व मऊ करून निजावें**' એટલે સ્વાદિષ્ટ માનીને ખાઇ જવું અને સુંવાળું ગણીને સુઇ જવું. કોઇ ખાવાની ચીજ મળે તો તે નથી ભાવતી કરીને ફેંકી દેવી નહિ, પણ તે જાણે સ્વાદિષ્ટ છે એમ ગણીને આરોગી જવી; અને સુવાની જગ્યા મળે તો સુંવાળું કરકરૂં કરવા રહેવું નહિ, પણ સુંવાળુંજ છે એમ ગણીને સ્વસ્થતાથી સુઇ જવું. તેજ પ્રમાણે જે થાય છે તે સારાને માટે થાય છે એમ માનીને હમેશાં આનંદમાં રહેવું. એમાંજ શાણપણ છે. દોકટની હાયવોય કરવાથી ઉલટો બમણો ખેદ થાય છે.

આ સંસાર યાત્રાએ એક મોટી મુશ્કેલ વાત છે એમ માનીને હમેશાં સાવધ રહેવું એ ડહાપણ ભરેલું છે, પણ તેને દુ:ખમય માની બેસવામાં શાણપણ નથી. ખરૂં બોલીશું તો ઘણાં ખરાં દુ:ખ તો આપણી કૃતિનાંજ ફળ હોય છે. અને સુખ તો ઇશ્વર દત્ત છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણેની હોવા છતાં ' સુખ મળે તો મેં મેળવ્યાં અને દુ:ખ પડે તો તે દૈવે મોકલ્યાં ' એવી વૃત્તિ રાખવી ઉચિત નથી.

કેટલાક લોકોની સમજ એવી હોય છે કે સર્વ પ્રકારનું સુખ સતયુગના વખતમાં હતું, અને આ કળિયુગમાં તો દુ:ખ ભોગવવાનું છે. આવા માણસોને ટ્રાહર્ની બરાબર જવાબ આપે છે, કે ' તારા પ્રાચીનકાળમાં જેવા ચળકતા હતા તેવાજ આજે પણ ચમકે છે, સૂર્ય પહેલાંના જેવો જ પ્રકાશમાન અને સમુદ્ર પણ પહેલાંના જેવોજ સ્વચ્છ છે; સૃષ્ટિ ઉપરની વ્યવસ્થા, શાન્તિ અને સુંદરતાનો નાશ કરનારૂં અને દુનિયાં ઉપર સંકટનો વધારો કરનારૂં જો કોઇ પણ કારણ હોય તો માણસમાં દુર્ગુણ અને પાપાચરણની વૃદ્ધિ થઇ છે એજ છે. વખતમાં તો કશો ફેરફાર થયો નથી, માત્ર મનુષ્યની નીતિ બગડી છે. સ્વાર્થપરાયણતા, લુંટફાટ, ઇર્ષ્યા, ચેનબાજી, લોભ, અહંકાર ઇત્યાદિ દુર્ગુણોનો ફેલાવો થવાથી જગતમાં જ્યાં જ્યાં ટંટા ફિસાદ, લડાલડી, હોંસાતોષી, અને શોકના ઉદ્ગાર સંભળાય છે, અને તેને લીધે જગત કંટકવન જેવું થઇ પડયું છે. પુષ્કળ વખત ખોટામાંથી સારૂં નિપજે છે, અને દેખીતી આપત આશીર્વાદ સમાન થઇ પડે છે. કોઇ પણ માણસની સ્વતંત્રતાનો નાશ થાય તો તેના ઉપર મોટી આફત ગુજરી એમ ગણાય છે, પણ ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે કેટલાક અલૌકિક ગ્રંથો તેમના લેખકો કારાગ્રહમાં હતા તે વખતે અને તેને લીધેજ લખાયલા છે. એવી આપતોને લીધેજ તે લેખકોનાં નામ દુનિયામાં અમર થઇ ગયાં છે અને દુનિયાને મોટો લાભ થયો છે.

કેટલાંક સંકટ ખરૂં જોતાં કેવળ આપણી કલ્પનાંજ ઉત્પન્ન કરેલાં હોય છે. પ્રત્યેક મનુષ્યને આવા પ્રસંગોનો થોડો ઘણો અનુભવ તો થતોજ હશે.

'આમ થયું છે એનું પરિણામ આવું આવશે અને તેથી આપણી આવી દુર્દશા થશે,' એવા એવા તર્ક વિતર્ક કરીને અને ભાવી સંકટની કલ્પના કરીને આપણે દીર્ઘકાળ પર્યંત ઉચાટ અને ઉદ્વેગ સહન કરીએ છીએ. પરંતુ છેવટે તેમાંનું કંઇજ બનતું નથી. વળી કેટલાક માણસોનો સ્વભાવ એવો હોય છે કે નાની વાતને મોટું ભયંકર સ્વરૂપ આપી દઇને અત્યંત સંતાપ અનુભવે છે. તેમજ કેટલાક એક દુઃખ બદલ ત્રેવડી પીડા ભોગવે છે. 'પહેલાં આમ થયું હતું, હાલ આમ થયું અને ભવિષ્યમાં આમ થશે.' એમ એક દુઃખની સાથે ત્રણ સમયનો સંબંધ જોડે છે. વિશેષમાં જો આપણે એકાદ અણગમતી વસ્તુની સામે વારંવાર જો જો કરીએ તો તે વધારે વધારે ભયંકર દીસતી જાય છે, તેમ દુઃખને પણ જો આપણે સંભાર સંભાર કરીએ તો તે વધારે વધારે સંતાપ કરાવે છે.

સર્વ પ્રકારનાં સંકટમાં મૃત્યુનું સંકટ સૌથી ભારે ગણાય છે. પણ આપણે જો આપણું આપ્તજન ગુમાવ્યું હોય, તો દુઃખ, પાપ અને મૃત્યુ એ બધાના ઉપર પણ જેની સત્તા ચાલે છે, એવા જગન્નિયંતાની સમીપ તે ગયું છે, એ વિચારથી આપણે શું આપણા મનનું સમાધાન નહિ કરી લેવું જોઇએ? પણ આ સ્થળે આપણા પોતાના મૃત્યુ સંબંધી વિચાર કરવાનો છે. તેમાં પણ જો જીવન દુઃખમય હોય તો મૃત્યુ એ આવકારદાયક છુટકારા સમાન છે; અને તેથી ઉલટું જો મૃત્યુ ત્રાસદાયક હોય તો જીવન સુખમય છે એમ કહેવું જોઇએ અને એકંદર રીતે જીવન સુખમયજ છે, સિવાય કે આપણે આપણા હાથેજ આપણા સુખનો નાશ કર્યો હોય.

મનુષ્યનો સ્વભાવ એવો છે કે કોઇ વસ્તુ જ્યાં સુધી તેની પાસે હોય છે ત્યાં સુધી તે તેની ખરી કિંમત સમજી શકતો નથી, પણ જ્યારે ગુમાવી બેસે છે, ત્યારેજ તે કેટલી કિંમતી હતી એ તેને સમજાય છે. તેજ પ્રમાણે જ્યાં સુધી આપણાં હમેશનાં સુખ કાયમ હોય છે, ત્યાં સુધી આપણે તેમની કિંમત સમજતા નથી અને કેટલીક વખત તો તેમનો અનાદર પણ કરીએ છીએ, પણ જયારે તે સુખનો અંત આવે છે, ત્યારે આપણને પાછલી બેદ-

રકારી બદલ પશ્ચાતાપ થાય છે. આ ઉપર કવિ કહે છે કેઃ ' આ દુનિયા ઉપર જે દારિદ્ર માલમ પડે છે, તેના અર્ધભાગનું કારણ તો એવું હોય છે કે જ્યાં સુધી કોઇ ઉપયોગી વસ્તુને કાળરૂપી ચોર ચોરી જતો નથી, ત્યાં સુધી તેની ખરી કિંમત આપણે સમજી શકતા નથી, અને તેથી આપણે તેની ઉપેક્ષા કરીએ છીએ. ' બાકી સૃષ્ટિમાં કોઈ વાતની ઉણપ નથી.

સેંટ પોલ કહે છે કે ' મને દારિદ્રની પાંતીની બીલકુલ ચિંતા નથી, કારણ કે હું જે સ્થિતિમાં હોઉં તે સ્થિતિમાં સંતોષ માનવાનો મને અભ્યાસ પડી ગયો છે ! વસ્તુ પ્રાપ્ત થવાથી જેટલો આનંદ થાય તે કરતાં કોઈ પણ વસ્તુની લાલસાજ ન રાખવી એમાં વિશેષ આનંદ રહેલો છે. કારણ કે ત્રિભુવનનું રાજ્ય મળે તોપણ મન તૃપ્ત થતું નથી. સંસારનાં સર્વ સુખ પ્રાપ્ત થયાં હોય તો પણ લોભી માણસને સંતોષ થતો નથી. ફ્રાન્સ દેશના રાજા ૧૪ મા લુઇની રાણી મેરિયાથેરેસા મરણ પથારીએ પડતાં બોલી હતી કે 'મારા આખા જીવનમાં આજનો દિવસજ સુખમય છે. ' યથાર્થ કહેલું છે કે **सर्वाः संपत्तयस्तस्य । सतुष्टं यस्य मानसम् ॥** જેનું મન સંતોષી છે તેને સર્વ સંપત્તિઓ પ્રાપ્તજ છે.

કામ કરવાની ખરી રીત એ છે કે ખરા દિલથી અને પૂર્ણ ઉત્સાહથી બનતી મહેનત કરવી, અને ત્યાર પછી શાન્તપણે ફળની રાહ જોતા બેસવું. ફળના સંબંધમાં ઉતાવળા કે બહુ ઇંતેજાર થવાની જરૂર નથી. તેમ કરવાથી કશો ફાયદો થતો નથી. તેજ પ્રમાણે આપણે આપણું કર્તવ્ય કરીને જંપીને બેસવું. જે ફળ મળવાનું હશે તે યોગ્ય સમયે એની મેળે આવી મળશેજ. ભગવાને કહેલું છે કે " **नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥** સારાં કામ કરનારો કદી નઠારી ગતિને પામતો નથી બાઇબલમાં પણ કહેલું છે કે ' સદ્વર્તનશાળી પુરૂષને ઇશ્વર કોઇ દિવસ તરછોડી કાઢતો નથી તેમ તેનાં છોકરાંને કોઇ દિવસ ભીખ માગવાનો પ્રસંગ આવતો નથી; સદ્વર્તનશાળી પુરૂષ ગરીબ હોય તેમાં કાંઇ હાનિ નથી. કેમકે જે ગરીબ પણ સંતોષી છે તે પૈસાદાર કરતાં પણ પૈસાદાર છે. સેંટ પોલે

કહે છે કે ' અન્ન અને વસ્ત્ર મળે એટલાથી આપણે સંતુષ્ટ રહેવું જોઇએ. ભર્તૃહરિ કવિ કહે છે:—

स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला ।
मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥

**ભાવાર્થ:**—જેનો લોભ અમર્યાદ તે દરિદ્રિ, મન સંતોષી હોય તો દરિદ્રિ અને શ્રીમંત સરખાજ છે.

જીવન નિર્વાહને માટે બહુ ચીજો આવશ્યક નથી. થોડીજ ચીજો પુરતી છે. સેનેકા કહે છે ' સિકંદર બાદશાહને એક વખત એક ગરીબ માણસ મળ્યો તે જેનો સ્વીકાર કરી શકે એવી એક પણ ચીજ બાદશાહ તેને બતાવી શક્યો નહિ, તેમ તેની પાસે પણ એવી એકે ચીજ નહોતી કે જે બાદશાહ તેની પાસેથી ઝુંટાવી લઇ શકે. ' તે સાધુ લાકડાના પીપમાં સુતો હતો અને એજ એનું ઘરબાર હતું. તેથી તેની પાસેથી લઇ લેવા જેવું કશું હોયજ શેનું ? તેમ બાદશાહે તેને કંઇક આપવાની ઇચ્છા દર્શાવી, પણ તે સંતોષી હતો એટલે તેને કશાની દરકારજ નહોતી. અન્ન, વસ્ત્ર, પાણી અને છાયા એટલી વસ્તુઓજ જીવનાનર્વાહને માટે આવશ્યક છે; અને એ વસ્તુઓ થોડાજ શ્રમથી પ્રાપ્ત થઇ શકે એવી છે, માટે નિર્વાહને માટે ચિંતાતુર રહેવાની બીલકુલ જરૂર નથી. ભર્તૃહરિ કવિ કહે છે;—

मही रम्या शय्या विपुलमुपधानं भुजलता ।
वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ॥
स्फुरद्दीपश्चंद्रो विरतिवनिता संगमुदितः ।
सुखं शांतः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥ १ ॥

**ભાવાર્થ:**—પૃથ્વીએ જેની રમ્ય શય્યા છે, ભુજ દંડ ( હાથ ) એ જેનું કોમળ ઓસીકું છે, આકાશ જેનું આચ્છાદન છે, અનુકૂળ પવન એજ જેનો પંખો છે, ચંદ્ર એજ જેનો ઝગઝગાટ બળતો દીવો છે, અને વિરતિ

( વૈરાગ્ય ) રૂપી સ્ત્રીના સહવાસથી જેનું મન હમેશાં આનંદમાં મગ્ન રહે છે, એવો મુનિ વૈભવશાળી રાજાની માફક સુખે નિદ્રા લેછે.

પરંતુ લોકોની તૃષ્ણાને લગામ હોતી નથી. તેમને તો સાદા ખોરાકને બદલે સ્વાદિષ્ટ પકવાન અને બીજી સહાય્યક સામગ્રી જોઇએ; અંગ ઉપર પહેરવા માટે કિંમતી દરદાગીના તથા કિંમતી વસ્ત્ર જોઇએ, ફરવા હરવા માટે ગાડીઘોડા જોઇએ, અને બીજો ઘણો ઠાઠમાઠ તથા અનેક શોખના પદાર્થ જોઇએ. આ બધા ડોળને લીધેજ લોકો દુઃખ અને સંતોષ ભોગવતા હોય છે. પ્રથમ તો એ બધી નિરૂપયોગી ચીજો સંપાદન કરવાની ભાંજગડ અને પાછળથી એ બધું સાચવી રાખવાની પીડા, એમ લોકો જાણી જોઇને વિનાકારણ એવડી ઉપાધી વહોરી લેછે.

પૂર્વવયમાં કરકસરથી રહીને ઉત્તમ વયને માટે તેમજ પોતાની સંતતિને માટે દ્રવ્ય સંગ્રહ કરી રાખવો, એજ મનુષ્યનુંજ ઉચિત કર્તવ્ય છે. કહેલું છે કે **पूर्व वयसि तत्कुर्यात् येन वृद्धः सुखं वसेत्** ॥ તે પણ સુવિચાર અને સુખદસ્થ રમણીય કૃત્યોનો સંચય કરવો એ દ્રવ્ય સંગ્રહ કરતાં પણ વિશેષ અગત્યનું છે. સુવિચારથી શાન્તિ પ્રાપ્ત થાય છે, અને વૃત્તિ શાન્ત થઇ કે પછી આનંદની સીમા રહેતી નથી. સુખ અગર આનંદ અને શાન્તિ એ બન્ને હમેશાં સાથે સાથેજ રહે છે.

ગમે તેવો વિકટ પ્રસંગ આવી પડે તોપણ માણસે ખેદ કરવો જોઇએ નહિ, તેમ ના ઉમેદ થઈ જવું જોઇએ નહિ. પણ કમ્મર કસીને તેની સામે બાથ ભીડવી જોઇએ. ‘ હિમ્મતે મર્દા તો મદદે ખુદા ’ એ કહેવત હમેશાં લક્ષમાં રાખવા જેવી છે. મુશીબતોથી ભડકીને દૂરનાશી જવાથી બીલકુલ ફાયદો થતો નથી કેમકે તે આપણી પાછળ પડીને આપણને પકડી પાડયા વગર રહેતી નથી. પણ જો આપણે ધૈર્યથી તેમની સામે થઇશું તો તેઓ પાછી હઠી જશે અને આપણો જય થશે.



# પ્રકરણ ૬ ઠું.

## વિપત્તિ.

**संपत्तौ च विपत्तौ च महतामेकरुपता ।**

**ભાવાર્થઃ**—સંપતિમાં તેમજ વિપત્તિમાં મહાન પુરૂષોની વૃત્તિ એકજ પ્રકારની રહે છે.

**स एव धन्यो विपदि । स्वरुपं यो न मुञ्चति ।**
**त्यजत्यर्ककरैस्तप्तं । हिमं देहं न शीततां ॥ १ ॥**

**सुभाषित.**

**ભાવાર્થઃ**—આપત્કાળમાં પણ જે પોતાની ખાનદાની છોડતો નથી, તેનેજ ધન્ય છે. જુઓ, સૂર્યના કિરણનો તાપ પડતાં બરફ પોતાના દેહનો ત્યાગ કરી નાંખે છે, પણ પોતાની શીતળતાને છોડીને એકલું રહેતું નથી.

**आपत्स्वेवाहिमहतां शक्तिरभिव्यज्यते न संपत्सु ।**
**अगुरोस्तथान गन्धः प्रागस्ति यथाग्निपतितस्य ॥ १ ॥**

**सुभाषित.**

**ભાવાર્થઃ**—મહાત્માનું ખરૂં સામર્થ્ય આપત્કાલેજ પ્રકટ થાય છે; સંપત્તિના વખતમાં પ્રકટ થતું નથી. દેવતામાં નાંખ્યાથી અગરમાંથી જેટલો સુગંધી નીકળે છે તેટલી બહાર હોય છે ત્યાં સુધી નીકળતી નથી.

**संपत्सु महतां चित्तं भवत्युत्पलकोमलम् ।**
**आपत्सु च महाशैल शिला संघात कर्कशम् ॥ १ ॥**

**भर्तृहारि.**

**ભાવાર્થ**:—સંપતિ મળવાથી મોટા માણસોનાં ચિત્ત કમળ જેવાં કોમળ થાય છે; પણ આપત્કાલમાં તે પર્વતની શિલા જેવાં કઠણ થાય છે.

મનુષ્ય જીવન એટલું બધું વૈચિત્રવાળું છે, તથા તેમાં એટલા બધા ફેરફાર થતા હોય છે; તેમજ બહારના સંજોગોની એના ઉપર એટલી બધી અસર થતી હોય છે કે જો કોઇ માણસ એમ ધારે છે કે દુર્દૈવનો ભોગ બીલકુલ નહિ થઇ પડું, અગર મારી સ્થિતિમાં બીલકુલ ફેરફાર નહિ થવા દઉં, તો તે કેવળ અશક્ય છે. સુખ અને દુઃખ; તડકો અને છાંયડો; ચઢતી અને પડતી, એ તો આ સંસારમાં જન્મ લીધો ત્યારથી ' ઘટની સાથેજ ઘડેલાં ' છે. કવિ લૉંગફેલોએ કહ્યું છે કે, ભરવાડ પોતાના ઘેટાંના ટોળાની ગમે એટલી સંભાળ રાખે, ગમે એટલી માવજત કરે, તોપણ તેમાંથી એકે એકે ઘેટાં ઓછાં થયા વગર રહેતાં નથી. તેમજ આપણે આપણા કુટુંબનાં માણસોનું ગમે એટલું રક્ષણ કરીએ, તોપણ મૃત્યુ પોતાનો ભોગ લઇ લીધા વગર રહેતું નથી. સારાંશ સંકટ તો સંસારની સાથે સર્જાયલાં છે. એ સંકટ બે પ્રકારનાં છે. કેટલાંક સાચાં સંકટ હોય છે, અને કેટલાક દેખાવ માત્રમાં તેવાં હોય છે. આ બીજા પ્રકારનાં સકટના નીચે પ્રમાણે છ વિભાગ પાડી શકાય. (૧) ચેતવણીના સ્વરૂપનાં. (૨) કસોટીના સ્વરૂપનાં. (૩) કાલ્પનિક કિંવા ક્ષુદ્ર (૪) જાતે વ્હોરી લીધેલાં (૫) શિક્ષાના સ્વરૂપનાં. (૬) ઋુપા આશીર્વાદ સમાન.

(૧) ચેતવણીના સ્વરૂપનાં સંકટ.

જગતનાં સંકટ કાંતો કાર્યા કર્મની શિક્ષા તરીકેનાં હોય છે, અથવા તો આગામી સંકટથી સાવધ રહેવાની ચેતવણી રૂપે હોય છે. ઠોકરો ખાધા સિવાય માણસનામાં હોંશિયારી આવતી નથી. આપણા ઉપર જો કોઇપણ જાતનું સંકટ પડતું ન હોત, તો આપણે ક્યારનાએ કાગનો કોળીયો થઇ ગયા હોત. આપણા જીવનનો નાશ કરનારા એટલા બધા સંજોગો આપણને વિંટાઈ વળેલા છે કે આપણે જો જરાપણ ગાફલ રહ્યા, તો આપણો જીવ જોખમમાં આવી પડયા વગર રહેતો નથી. પણ સંકટ આપણને સાવધ કરે

છે, તથા સાવચેતીના ઉપાય સૂચવે છે, અને તેને લીધેજ આપણું જીવન ટકી રહેવા પામે છે. વેપારમાં પણ જો થોડી ખોટ જાય છે, તો બીજી વખત આપણે વધારે કાળજીથી પગલું ભરીએ છીએ. સારાંશ માણસ જેમ જેમ ખત્તા ખાતું જાય છે, તેમ તેમ તેનામાં હોંશિયારી આવતી જાય છે.

(૨) કસોટીના સ્વરૂપનાં સંકટ.

બીજી જાતનાં સંકટ આપણા ધૈર્યની તથા આપણા દૈવતની પરીક્ષા કરે છે. પ્રલ્હાદ, ધ્રુવ, હરિશ્ચંદ્ર, નળ વગેરે પુરૂષો ઉપર સંકટ ગુજર્યાં નહોત, તો તેમની ખરી હિમ્મત દુનિયા કદી પણ કરી શકત નહિ. બીજા શબ્દોમાં બોલીએ તો સંકટો એજ તેમને દુનિયામા પ્રસિદ્ધ કર્યા છે. જે મુશીબતો મૂર્ખ લોકોને હેરાન હેરાન કરી નાખે છે, તેજ મુશીબતો શાણા અને ધીર પુરૂષોની ચઢતીનાં સાધન બને છે. શેક્સપિયર કહે છે, તેમ વિપત્તિ તેવા માણસોનેજ અનેક રીતે સહાય થઇ પડે છે.

હરકત રૂપી સરાણે ચ્હડતાં, તનમન કાટ કપાએ,
હરકત રૂપી કસોટીએથીજ, મોટું મન પરખાએ;
મનવા, ધરી નર તનુના હરરે.
વિજયવાણી.

**दारिद्र्यपरमार्जनं** કરીને એક કહેવત છે તે ખોટી નથી. ઐશ્વર્ય અને વૈભવ માણસને મદાંધ અને ઉન્મત્ત બનાવે છે. એક ફ્રેંચ કહેવત એવી છે કે વિપતિ માણસનામાં માણસાઇ આણે છે, પણ સંપત્તિ તેને રાક્ષસ બનાવે છે. લખક કહે છે કે રોમની ગાદી ઉપર જે અતિ દુષ્ટ અને જુલમી પાદશાહો થઈ ગયા છે, તે જો રાજ્યકુળમાં જન્મી અખૂટ દ્રવ્ય અને અનિયંત્રિત સત્તાના સ્વામી ન થયા હોત, તો તેઓ એટલા બધા દુષ્ટ નીવડવાને બદલે બીજા માણસોની માફક ઉપયોગી અને સુખી જીવન ગાળી શક્યા હોત.

• વિપત્તિનો બીજો ઉપયોગ એ છે કે તે મિત્રોની પરીક્ષા કરવાને કામ લાગે છે. **आपत्सुमित्रंजानीयात् भार्यांचविभवक्षये ॥** અર્થાત્ મિત્રની

પરીક્ષા સંકટની વખતે થાય છે, અને સ્ત્રીની પરીક્ષા ગરીબી આવે છે ત્યારે થાય છે. ફ્રેંચ ભાષામાં એક કહેવત છે, કે સંપત્તિના સમયમાં મિત્રોની ભરતી થાય છે, પણ વિપત્તિના સમયમાં તેમની પરીક્ષા થાય છે. જે સાચો સ્નેહી હોય છે. તેજ સંકટ વખતે પડખામાં ઉભો રહે છે, બાકી જે પીણીખાવા અને સ્વાર્થ સાધવા ભેગા થયેલા હોય છે, તે એવે વખતે પાસે પણ આવતા નથી. વળી મિત્રતામાં જો કંઇ ઝેર હોય છે, તો તે પણ એવે સમયે બહાર નીકળી આવે છે. અગ્નિમાં તપાવવાથી જેમ કનક અને કથીરની કસોટી થાય છે, તેમ આપત્કાળે ખરા મિત્રો અને સ્વાર્થી સોબતીઓ પરખાઇ આવે છે. જેમનાં દીલ ઉંચાં થયેલાં હોય એવા મિત્રો પણ તેવે વખતે પોતાના મતભેદ ભુલી જઇ સહાય્ય કરવા તત્પર થઇ જાય છે. સમગ્ર દેશની બાબતમાં પણ એવોજ પ્રકાર બને છે. આખા દેશના ઉપર સંકટ આવી પડે છે, ત્યારે ખરા સ્વદેશ પ્રેમી પુરૂષો પોતાની અંગત લાગણીઓને કોરે મૂકી દઇ દેશના રક્ષણ માટે એક દીલ થઇ જાય છે.

રાત્રી જેમ વિશેષ અંધકારમય હોય છે તેમ નક્ષત્રોનો પ્રકાશ વિશેષ દીપી નીકળે છે. વાદળાં આકાશને વધારે ઉજ્વલિત કરે છે. જેમને પોતાનું જીવન ઉજ્વળ બનાવવાની કળા સાધ્ય નથી, તેમને ધુમસ અગર ધુમાડાને લીધે ઝાંખો અને ધુંધળો થયેલો દિવસ ઉદાસી અને ગમગીન બનાવે છે, પણ જે માણસો અવલોકન કરનાર હોય છે, તેમને તો એવા દિવસના સૂર્યાસ્ત અત્યંત મનોરંજક લાગે છે.

ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓમાં એક એવી દંત કથા ચાલે છે કે એક દિવસ સેતાને જાબને પાયમાલ કરી નાખવાનો વિચાર કર્યો. જાબને સંખ્યાબંધ છોકરાં હતાં; વળી તેની પાસે સાત હજાર ઘેટાં, ત્રણ હજાર ઉંટ, પાંચસેં બળદની જોડો, પાંચસેં ગધેડીઓ, અને મોટો ઘર વાખરો હતો. સેતાને તેનો સઘળો પરિવાર, દ્રવ્ય, અને સર્વસ્વ લુંટી લીધું છતાં તેને જરા પણ નમ્યું આપ્યું નહિ. તેણે તો ઉલટું સેતાને રહેવા દીધેલી પહેરેલી લંગોટી પણ ફાડીને ફેંકી દીધી અને માથું પણ મુંડાવી

નાખ્યું, તથા ઘુંટણીએ પડી પરમેશ્વરની બંદગી કરતાં કહ્યું 'ઓ પ્રભુ! આ જગતમાં હું ઠાલે હાથે આવ્યો છું. અને ઠાલે હાથે પાછો જવાનો છું. આજ સુધી મેં જે વૈભવ ભોગવ્યો તે તારોજ આપેલો છે, અને લઇ લીધો છે પણ તેંજ. જેવી તારી મરજી તારો જય થાઓ." આખરે તેને પહેલાંનો સર્વ વૈભવ પાછો મળ્યો, અને આગળ ઉપર તે પહેલાંના કરતાં પણ વધારે સમૃદ્ધિવાન થયો, છતાં તેનો પણ તેને હર્ષ નહોતો.

આ જગતમાં થોડા થોડામાં નાઉમેદ થઇ કે નાસીપાસ થઇ જનારનું કામ નથી. ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો, એ સૂત્રને લક્ષમાં રાખી જે માણસ પાછો પડયા છતાં મંડયો ને મંડયો રહે છે, તેજ આ જગતમાં દીપી નીકળે છે, પ્રોફેસર હક્સલી એક સમર્થ અને સચોટ ભાષણકાર ગણાય છે, છતાં તેની પણ શરૂઆતમાં પાકી ફજેતી થઇ હતી. તેનું પહેલું વ્યાખ્યાન સમાપ્ત થયા પછી તેને એક નનામો કાગળ મળ્યો હતો જેનાં લેખકે તેને ફરીથી વ્યાખ્યાન આપવાનું જોખમ નહિ ખેડવાની સલાહ આપી હતી. છતાં તે પોતાના પ્રયાસમાં મચ્યો રહ્યો તો આખરે એક ઉત્તમ વક્તા થઇ શક્યો. તેથીજ કહેલું છે કે **अभ्यासः कमणांसम्यक् । उत्पादयति कौशलम् ॥** અર્થાત્ અભ્યાસવડે હરેક કામમાં નૈપુણ્ય મેળવી શકાય છે. ભર્તૃહરિ કવિએ પણ કહ્યું છે કે **विघ्नेर्पुनर्पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥** અનેક અડચણો નડે તો પણ ઉત્તમ માણસો હાથમાં લીધેલું કામ છોડી દેતા નથી,

### (૩) કાલ્પનિક કિંવા ક્ષુદ્ર સંકટો.

કેટલાંક સંકટ કેવળ કલ્પનાજન્ય કે નજીવાં હોય છે. કોઇ પણ આફત આવી પડતા પહેલાં શોક કરવા બેસવું એના જેવું દુઃખ બીજા કશાથી થતું નથી. કલ્પનાએ ખડાં કરેલાં દુઃખ પ્રત્યક્ષ દુઃખ કરતાં વધારે ત્રાસજનક હોય છે. ઘણી વખત તો આપણે 'કાગનો વાઘ બનાવીને' નજીવી બાબતને મોટું સ્વરૂપ આપીને વિના કારણ ભડકી જઇએ છીએ. પ્રસંગને ઉચિત ગણાય તે કરતાં વધારે શોક કરવો એ મૂર્ખાઇનું કામ છે.

લિયોનાર્ડોડાવિન્સી કહે છે કે "માણસોને જેની દહેશત વધારે લાગતી હોય છે, તે તેમના સ્મરણમાંથી જલદીથી નીકળી જતું નથી. 'રખેને કંઇક જોખમમાં આવી પડીશું. એવી દહેશત માત્રથી ઘણા માણસો દુઃખ અનુભવતા હોય છે." સંકટની દહેશતજ ઘણી વખત સંકટને જન્મ આપે છે. કેટલાક માણસો મૃત્યુના મુખમાં જઇ પડાય નહિ એવી કોશીશ કરવા જતાંજ મૃત્યુના ભોગ થઇ પડે છે. સાપને દેખીને કેટલાક માણસો એવા ગભરાઇ જાય છે કે જીવ લઇને દોડવા જતાં ખાડખાબોચીયાં કે કુવામાં પડી જાય છે અને તેથી મરતા નથી તો માંદા તો પડે છેજ.

કેટલીક વખત સુખની અવગણના કરવાથીજ આપણે દુઃખી થઇએ છીએ. કેટલીક દવાઓ સસ્તી છતાં રામબાણ હોય છે; પણ કેટલાક લોક એવા મૂર્ખ હોય છે કે સસ્તી દવાથી મોટા રોગ મટે એ તેમના માન્યામાંજ નથી આવતું, અને તેથી સુખનું સાધન સામે આવ્યું હોય છતાં તેનો અનાદર કરી દુઃખ ભોગવ્યા કરે છે. તેજ પ્રમાણે કેટલાંક સુખ સુલભ અને સુપરિચિત હોવાને લીધેજ લોક તેમનો અનાદર કરે છે. કાશીમાં રોજના રહેનારા કેટલાક માણસો છ છ મહિને પણ ગંગાજીમાં સ્નાન કરતા નથી.

## (૪) જાતે વ્હોરી લીધેલાં સંકટ.

આપણા ઉપર ગુજરતાં ઘણાંખરાં સંકટ આપણે જાતેજ ઉત્પન્ન કરીએ છીએ. રૂસો કહે છે કે 'મૃગજળ જેવા કાલ્પનિક સુખની શોધમાં પડીને આપણે હજારો ખરી વિટંબણાઓ ભોગવીએ છીએ.' મંદવાડ, આમજનોનો મરણ ઇત્યાદિ જીવનનાં જે ખરાં સંકટ છે, તે કંઇ વારંવાર આવતાં નથી; પણ અવિચારીપણું, ઉતાવળ, અત્યાચાર, અને ફોકટનો ઉચાટ, એ બધાને લીધે આપણે નિરંતર દુઃખ ભોગવતા હોઇએ છીએ. વળી આપણે લક્ષમાં રાખવું જોઇએ કે આપણને જે આ મનુષ્યદેહ મળેલો છે તે કેવળ મોજમઝા ભોગવવા માટે નથી મળેલો. ટૉમસ એ કેમ્પિસ કહે છે કે આપણને સુખ ભોગવવા માટે આ દુનિયા ઉપર મોકલેલા નથી, પણ પરોપકાર કરવા માટે મોકલેલા છે.

કેટલીક વખત આપણે નજીવી અડચણને દરગુજર નહિ કરવાને લીધેજ મોટા કંકાસનાં મુળ રોપીએ છીએ. ડિસિયાર્કેસે એક સ્વતંત્ર ગ્રંથ લખીને સિદ્ધ કરી બતાવ્યું છે કે જગત ઉપર જળપ્રલય, અગ્નિપ્રકોપ, મરકી, દુકાળ ઇત્યાદિ દૈવી ઉપદ્રવોને લીધે જેટલાં માણસ મરણ પામે છે, તે કરતાં મારામારી, લઢાલઢી અને કાપાકાપીને લીધે વધારે માણસોનો ઘાણ નીકળી જાય છે.

કેટલાક 'કાજી સારા ગામની ફિકર'ને લીધે દુબળા હોય છે, જેમાં પોતાને બીલકુલ લેવાદેવા ન હોય, એવા કામમાં માથું મારવાની અને પારકાની ભાંજગડમાં પડવાની ટેવને લીધે ઘણા માણસો દુઃખી થતા હોય છે. બેજહોટ કહેતો કે વેપાર રોજગારમાં પાયમાલ થઈ ગયેલા માણસોમાંનો મોટો ભાગ પોતાના ઘરમાં સ્વસ્થ બેસી રહેવાથી ચેન નહિ પડવાના સ્વભાવવાળા માણસોનો હોય છે.

સોલોમન કહે છે કે ટંટાફિસાદ અને કંકાસથી દૂર રહેવું એ માણસનું ભૂષણ છે, પણ મૂર્ખ લોકોને બીજાની ભાંજગડમાં પડયા સિવાય ચેનજ પડતું નથી.' ટોમસ એ કેમ્પિસે કહ્યું છે કે 'આપણે જો બીજાના કામકાજમાં માથું મારવા નહિ જઇએ તો બીજા આપણા કામકાજમાં માથું નહિ મારે.' લબક કહે છે કે વ્યવહારમાં જો કે હમેશ એમ બનતું જોવામાં આવતું નથી, ( કેમકે દુનિયામાં તેજ દ્વેષી અને વિના કારણ બીજાને ઉપદ્રવ કરવાના સ્વભાવવાળા માણસોની ખોટ નથી ) છતાં શાન્તિને ચહાનારા માણસે એ સૂત્ર અજમાવી જોવા જેવું છે. કારણ કે વઢકારીને જો કોઇ સામું વઢનારૂં નથી મળતું તો તે એની મેળે થાકીને ઘરમાં બેસે છે.

## (૫) શિક્ષાના સ્વરૂપનાં સંકટ.

આપણા પોતાના દોષ કે પાપાચરણને લીધે આપણે જે દુઃખ ભોગવવાં પડે છે, તે આપણે જાતે વ્હોરી લીધા જેવાંજ છે, અને તેથી ન્યાયથી બોલીએ તો તે સંબંધમાં ફર્યાદ ઉઠાવવાનો આપણને બીલકુલ હક નથી. દારિદ્ર, મંદવાડ, કે સંકટ, એ બધાંને લીધે જીવન કષ્ટમય થઇ જતું નથી,

પણ એકલ પેટાપણું, અતિ લોભ, અહંકાર અને પાપાચરણ ઇત્યાદિ દુર્ગુણોને લીધેજ જીવન અસહ્ય થઇ પડે છે.

## (૬) છુપા આશિર્વાદ સમાન સંકટ.

કેટલીક બાબતો ઉપલક દૃષ્ટિથી જોતાં ક્લેશકારક લાગે છે, પણ વાસ્તવિક રીતે જોતાં તે આપણું હિત કરી જાય છે. સંકટને જો આપણે ધૈર્યથી સહન કરીએ, અને કેડ કસીને તેની સામા થઈએ તો આપણે ઉન્નત થયા વગર રહેતા નથી. શિયાળાની ટાઢનો ચમકારો શરીરને થરથર ધ્રુજાવે છે ખરો, પણ તેને લીધે શરીર દૃઢ અને મજબૂત થાય છે. બેકન કહે છે કે 'સંપત્તિ એ પ્રભુની ટાઢી બક્ષીસ છે, અને વિપત્તિ એ તાજી બક્ષીસ છે.' સેનેકા કહે છે કે 'સંપત્તિ એ પ્રથમ જેમનાં હાડ શિથિલ કરી નાખ્યાં હોય છે, તેવા માણસોજ વિપત્તિનો ઝપાટો ખમી શકતા નથી.' સખ્ત ટાઢને લીધે જેમ ફક્ત સપાટી ઉપરનું પાણી ઠરી જાય છે, પણ નીચેનો પ્રવાહ હમેશની માફક વહ્યાંજ કરે છે; તેમ વિપત્તિરૂપી ઠંડીને લીધે મનુષ્યનું જીવન ઉપર ઉપરથી શિથિલ થઇ જાય છે, પણ અંદરનું ચૈતન્ય તો આનંદથી આગળ વધ્યું જાય છે. આ દુનિયામાં સંપત્તિએ જેટલા માણસોને ખરાબખસ્ત કરી નાખ્યા છે, તેટલા વિપત્તિથી નથી થયા. આથી કરીનેજ દયાળુ પરમેશ્વર આપણે માગીએ છીએ એટલું બધું આપી દેતો નથી, નહિ તો આપણા પોતાના હાથથીજ આપણી ખરાબી થવાનો સંભવ છે. દર રોજની પ્રાર્થનામાં આપણે ઇશ્વર પાસે 'અમુક આપ' એમ કરીને માગણી કરવી નહિ, પણ 'હે પ્રભુ, જેમાં અમારૂં કલ્યાણ રહેલું હોય, એવું તું અમને આપ' એવી માગણી કરવી જોઇએ.

ચીનનો તત્ત્વવેત્તા લલ્ઝે કહે છે કે 'ગમે એવો પ્રચંડ વાયુ વાતો હોય છે, તે પણ સવાર થતાં શાન્ત થઇ જાય છે, અને મૂસળધાર વરસાદ વરસતો હોય છે તે પણ સાંજ પડતાં શમે છે. એવાં મહા ભૂતની કરણી પણ મર્યાદિત છે, તો પછી મનુષ્યના ઉપર ગુજરતી આફતો મર્યાદિત અને અશાશ્વત હોય એમાં શી નવાઇ છે ? 'માટે ગમે એટલું સંકટ આવી

પડે તોપણ માણસે નાઉમેદ થઇ જવું જોઇએ નહિ. ભર્તૃહરિ કવિએ કહ્યું છે કે:—

**छिन्नोऽपि रोहतितरुर्भूयः क्षीणोऽपिवर्धते चंद्रः ॥**
**इति विमृशंतः संतः संतप्यन्ते न लोकेऽस्मिन् ॥ १ ॥**

**ભાવાર્થ**:—છેદાયલું વૃક્ષ પણ ફરીથી ફુટે છે, અને ક્ષીણ થયેલો ચંદ્ર પણ ફરીથી પરિપૂર્ણ થાય છે; એવો વિચાર કરીને આ જગતમાં શાણા લોકો કદી સંતાપ કરતા નથી.

એજ કવિએ અન્ય સ્થળે કહ્યું છે કે:—

**पातितोऽपि कराघातैरुत्पतत्येव कंदुकः ॥**
**प्रायेण साधुवृत्तानामस्थायिन्यो विपत्तयः ॥ १ ॥**

**ભાવાર્થ**:—દડાને હાથવતી ભોંય ઉપર અફાળીએ, તો પણ તે ફરીથી ઉછળે છે; તેમ સદ્વર્તનશાળી પુરૂષોનાં સંકટ ચિરસ્થાયી હોતાં નથી–લાંબી મુદત ટકતાં નથી.

શાણા માણસે એવો વિચાર લેવો કે 'જેટલું દુઃખ પડવાનું હોય તેટલું ભલે પડે, તેની પણ 'અવધ' આવ્યા વગર રહેવાની નથી. વસ્તુ સ્થિતિ છેક નિરાશાજનક જણાતી હોય, અને છેવટે કંઇ પણ ઉપાય ન ચાલે, તો એવી રીતે મનનું સમાધાન કરવું કે 'હવે મારા ઉપર દૈવનું કંઇ પણ ચાલવાનું નથી, કેમકે જે નીચે પડયો છે, તેને પડવાનું કંઇ બાકી રહેતું નથી.' જેરેમી ટેલર કહે છે, "આશા અને ઉપવાસ એ ઉપાસનાની બે પાંખો છે. તેમાં ઉપવાસની પાંખ ફક્ત પક્ષીઓની પાંખ જેવી છે; પણ આશાની પાંખ દેવદૂતની પાંખ જેવી છે. તેની ગતિ અંતરિક્ષમાં પણ છે, તેથી તે આપણી પ્રાર્થનાને પ્રભુની પાસે પહોચાડે છે. ઇશ્વર આપણા ઉપર પ્રસન્ન થશે, એવો જો આપણને વિશ્વાસ ન હોય, તો આપણાથી ઉપાસના થઇ શકેજ નહિ; વળી એવી શ્રદ્ધાને લીધેજ આપણી પ્રાર્થના સમંજસ,

ઉત્કટ અને ધાર્મિક ભાવનાવાળી હોઇ શકે છે. આપણી શ્રદ્ધા જેટલી દ્રઢ, તેટલા પ્રમાણમાં આપણી પ્રાર્થના વધારે પ્રેમાળ અને આસ્થાવાળી હોય છે." માટે સંકટ સમયે નિરાશ નહિ થઇ જતાં ઇશ્વરની દીનવત્સલતા ઉપર વિશ્વાસ રાખો તેની શ્રદ્ધાપૂર્વક પ્રાર્થના કરવી. નરસિંહ મહેતાએ કહ્યું છે કે;--

સર્વ કોઇને જ્યારે ભીડ પડી, સમર્યા અંતર જામી,
ભાવટ ભાગી ભૂધરે, મહેતા નરસૈના સ્વામી.
સુખ દુઃખ મનમાં ન આણીએ.

વળી–એ વિચારી હરિને ભજો, તે સા'યજ કરશે,
જુઓ આગે સા'ય ઘણી કરી, તેથી અર્થજ સરશે.
સુખ દુઃખ મનમાં ન આણીએ.

તેમ છતાં ઇશ્વરની કૃપા ઉપર જે આશા રાખવી, તે પણ મર્યાદિત હોવી જોઇએ. ટેનીસન કહે છે, 'જે મોટી મોટી આશાઓ બાંધીને ફાળો ભરે છે તે પસ્તાયા વગર રહેતો નથી.' વળી જે સ્વાવલંબી હોય છે, તેનેજ ઇશ્વર સાહાય્ય કરે છે. તેમજ વેપાર રોજગારમાં પણ આપણે જોઇએ છીએ કે જે માણસ શેખસલ્લીના જેવા તુરંગ બાંધી મોટી મોટી ફાળો ભરે છે, તે ખોટના ખાડામાં ઉતર્યા સિવાય રહેતો નથી. માટે પોતાની સાધન સામગ્રી તથા લાયકાતના પ્રમાણમાં આશા રાખીએ તો તે સિદ્ધ થાય છે. પણ ગજા ઉપરાંતના મનોરથ નિષ્ફળ થાય છે. વળી 'ગાદી તકીયો થાય છે કે દોરી લોટો જાય છે' એવો સટ્ટો કરવો એ પણ ઉચિત નથી. કેટલાકને પૈસાદાર થઇ ને ગરીબ થઇ જવાની ધારતીમાં રહેવા કરતાં ગરીબ રહીને પૈસાદાર થવાની આશામાં રહેવાનું વધારે પસંદ હોય છે. વળી શેખસલ્લીના જેવા વિચાર જેમ હાનિકારક છે, તેમ છેક બીકણપણું પણ પસંદ કરવા લાયક નથી. કેટલીક વખત હિમ્મત રાખી આગળ ધસવાનું સાહસ ખેડવાનું હોય છે, તો કેટલીક વખત સંભાળીને ડગલું ભરવાનું હોય છે; તેથી કઇ વખતે કયો

માર્ગ ગ્રહણ કરવો, એ નક્કી કરતાં ઘણી મુશ્કેલી પડે છે. જો કોઇ પણ રસ્તો નજ સુઝે, અને સંકલ્પ વિકલ્પ થયાં કરતા હોય, તો સ્વસ્થ બેસી રહેવું એ ડહાપણ ભરેલું છે; કારણ કે કંઇ પણ ન કરવું એ સહેલું છે, પણ થઇ ગયેલાને નિર્મૂળ કરવું એ જરા પણ સહેલું નથી. સાહસ ખેડીને ખોટમાં ઉતરવું તે કરતાં પાસે હોય તે સાચવીને બેસી રહેવું એ નાનો સુનો ફાયદો નથી.

સર ટોમસ બ્રાઉન કહે છે કે 'કેટલાક માણસો વિધાતાને આંધળી કલ્પે છે, પણ વાસ્તવિક રીતે જોતાં વિધાતા નહિ પણ આપણેજ આંધળા છીએ. તેની કૃતિ એવી ગૂઢ અને તેનાં પરિણામ એવાં દીર્ઘગામી હોય છે કે આપણે તેનો કંઇપણ પણ સાર સમજી શક્તા નથી; એટલે ખરી રીતે જોતાં આપણી શક્તિ મર્યાદિત છે, ત્યારે વિધાતાને આંધળી કલ્પી આપણે જગ-ન્નિયંતાના શાણપણને લાંછન લગાડીએ છીએ.' અર્થાત્ નસીબ પાંગળું નથી પણ આપણે પાંગળા છીએ. વળી વિધાતા કદાચ આંધળી હશે પણ તે અદૃશ્ય તો નથીજ. આપણા ભાગ્યનો ઉદય કે અસ્ત થાય છે તે આપણથી છાનો રહેતો નથી. રોસીફોકાલ્ડ કહે છે, "આર્થિક સંપત્તિનો ઉપભોગ પણ શારીરિક સંપત્તિની માફક વિવેકથી કરવાનો છે. નસીબ જ્યારે સાનુકૂળ હોય ત્યારે તેનો યથેચ્છ ઉપભોગ કરવો, અને પ્રતિકૂળ હોય ત્યારે ધૈર્ય ધારણ કરવું." તેમ છતાં ખરૂં જોતાં સંપત્તિ જીરવવાનું કામ વિપત્તિ સહન કરવા કરતાં વધારે કઠણ છે. વિપત્તિના સમયે સહિષ્ણુતા કે ધૈર્ય એ એકલોજ સદ્ગુણ હોય તો પણ ચાલે; પણ સંપત્તિમાં જો શાણપણ, દીર્ઘદ્રષ્ટિ, મિતાચાર, નિઃસ્વાર્થીપણું, ઔદાર્ય, વગેરે અનેક સદ્ગુણો હોય તોજ તે ટકે છે, નહિ તો તે પાયમાલ કરી નાખે છે.

સંકટ સમયે કેવી વૃત્તિ રાખવી એનાં ઉત્કૃષ્ટ ઉદાહરણ મિલ્ટન કવિ, અને હેન્રિ ફૅાસેટ એમનાં ચારિત્ર્ય બતાવી આપે છે. મહા કવિ મિલ્ટનની દૃષ્ટિનો એટલે જ્ઞાન સંપાદન કરવાના એક ઉત્તમ સાધનનો નાશ થયો, તે વખતે તે લગભગ નાસીપાસ થઇ ગયા જેવો હતો, છતાં તેણે એવા ઉદ્ગાર કાઢ્યા કે 'હું ઇશ્વરનો જરાપણ દોષ કાઢતો નથી, પણ તેની ઇચ્છાને

ઉત્કટ અને ધાર્મિક ભાવનાવાળી હોઇ શકે છે. આપણી શ્રદ્ધા જેટલી દૃઢ, તેટલા પ્રમાણમાં આપણી પ્રાર્થના વધારે પ્રેમાળ અને આસ્થાવાળી હોય છે.” માટે સંકટ સમયે નિરાશ નહિ થઇ જતાં ઇશ્વરની દીનવત્સલતા ઉપર વિશ્વાસ રાખી તેની શ્રદ્ધાપૂર્વક પ્રાર્થના કરવી. નરસિંહ મહેતાએ કહ્યું છે કે;—

સર્વ કોઇને જ્યારે ભીડ પડી, સમર્યા અંતર જામી,
ભાવટ ભાગી ભૂધરે, મહેતા નરસૈના સ્વામી.
સુખ દુઃખ મનમાં ન આણીએ.

વળી—એ વિચારી હરિને ભજો, તે સા'યજ કરશે,
જુઓ આગે સા'ય ઘણી કરી, તેથી અર્થજ સરશે.
સુખ દુઃખ મનમાં ન આણીએ.

તેમ છતાં ઇશ્વરની કૃપા ઉપર જે આશા રાખવી, તે પણ મર્યાદિત હોવી જોઇએ. ટેનીસન કહે છે, ‘જે મોટી મોટી આશાઓ બાંધીને ફાળો ભરે છે તે પસ્તાયા વગર રહેતો નથી.’ વળી જે સ્વાવલંબી હોય છે, તેનેજ ઇશ્વર સાહાય્ય કરે છે. તેમજ વેપાર રોજગારમાં પણ આપણે જોઇએ છીએ કે જે માણસ શેખસલ્લીના જેવા તુરંગ બાંધી મોટી મોટી ફાળો ભરે છે, તે ખોટના ખાડામાં ઉતર્યા સિવાય રહેતો નથી. માટે પોતાની સાધન સામગ્રી તથા લાયકાતના પ્રમાણમાં આશા રાખીએ તો તે સિદ્ધ થાય છે. પણ ગજા ઉપરાંતના મનોરથ નિષ્ફળ થાય છે. વળી ‘ગાદી તકીયો થાય છે કે દોરી લોટો જાય છે’ એવો સટ્ટો કરવો એ પણ ઉચિત નથી. કેટલાકને પૈસાદાર થઇ ને ગરીબ થઇ જવાની ધાસ્તીમાં રહેવા કરતાં ગરીબ રહીને પૈસાદાર થવાની આશામાં રહેવાનું વધારે પસંદ હોય છે. વળી શેખસલ્લીના જેવા વિચાર જેમ હાનિકારક છે, તેમ છેક બીકણપણું પણ પસંદ કરવા લાયક નથી. કેટલીક વખત હિમ્મત રાખી આગળ ધસવાનું સાહસ ખેડવાનું હોય છે, તો કેટલીક વખત સંભાળીને ડગલું ભરવાનું હોય છે; તેથી કઇ વખતે કયો

માર્ગ ગ્રહણ કરવો, એ નક્કી કરતાં ઘણી મુશ્કેલી પડે છે. જો કોઇ પણ રસ્તો નજ સુઝે, અને સંકલ્પ વિકલ્પ થયાં કરતા હોય, તો સ્વસ્થ બેસી રહેવું એ ડહાપણ ભરેલું છે; કારણ કે કંઇ પણ ન કરવું એ સહેલું છે, પણ થઇ ગયેલાને નિર્મૂળ કરવું એ જરા પણ સહેલું નથી. સાહસ ખેડીને ખોટમાં ઉતરવું તે કરતાં પાસે હોય તે સાચવીને બેસી રહેવું એ નાનો સુનો ફાયદો નથી.

સર ટોમસ બ્રાઉન કહે છે કે 'કેટલાક માણસો વિધાતાને આંધળી કલ્પે છે, પણ વાસ્તવિક રીતે જોતાં વિધાતા નહિ પણ આપણેજ આંધળા છીએ. તેની કૃતિ એવી ગૂઢ અને તેનાં પરિણામ એવાં દીર્ઘગામી હોય છે કે આપણે તેનો કંઇપણ પણ સાર સમજી શક્તા નથી; એટલે ખરી રીતે જોતાં આપણી શક્તિ મર્યાદિત છે, ત્યારે વિધાતાને આંધળી કલ્પી આપણે જગન્નિયંતાના શાણપણને લાંછન લગાડીએ છીએ.' અર્થાત્ નસીબ પાંગળું નથી પણ આપણે પાંગળા છીએ. વળી વિધાતા કદાચ આંધળી હશે પણ તે અદૃશ્ય તો નથીજ. આપણા ભાગ્યનો ઉદય કે અસ્ત થાય છે તે આપણથી છાનો રહેતો નથી. રોસીફોકાલ્ડ કહે છે, "આર્થિક સંપત્તિનો ઉપભોગ પણ શારીરિક સંપત્તિની માફક વિવેકથી કરવાનો છે. નસીબ જ્યારે સાનુકૂળ હોય ત્યારે તેનો યથેચ્છ ઉપભોગ કરવો, અને પ્રતિકૂળ હોય ત્યારે ધૈર્ય ધારણ કરવું." તેમ છતાં ખરૂં જોતાં સંપત્તિ જીરવવાનું કામ વિપત્તિ સહન કરવા કરતાં વધારે કઠણ છે. વિપત્તિના સમયે સહિષ્ણુતા કે ધૈર્ય એ એકજ સદ્ગુણ હોય તો પણ ચાલે; પણ સંપત્તિમાં જો શાણપણ, દીર્ઘદ્રષ્ટિ, મિતાચાર, નિઃસ્વાર્થીપણું, ઔદાર્ય, વગેરે અનેક સદ્ગુણો હોય તોજ તે ટકે છે, નહિ તો તે પાયમાલ કરી નાખે છે.

સંકટ સમયે કેવી વૃત્તિ રાખવી એનાં ઉત્કૃષ્ટ ઉદાહરણ મિલ્ટન કવિ, અને હેન્રિ ફૉસેટ એમનાં ચારિત્ર્ય બતાવી આપે છે. મહા કવિ મિલ્ટનની દૃષ્ટિનો એટલે જ્ઞાન સંપાદન કરવાના એક ઉત્તમ સાધનનો નાશ થયો, તે વખતે તે લગભગ નાસીપાસ થઇ ગયા જેવો હતો, છતાં તેણે એવા ઉદ્ગાર કાઢયા કે 'હું ઇશ્વરનો જરાપણ દોષ કાઢતો નથી, પણ તેની ઇચ્છાને

તાબે થાઉં છું. તેમ નિરાશ કે નિરૂત્સાહી થઇ જવાને બદલે આવેલી આફત શાંતપણે સહન કરીને નિશ્ચિત માર્ગે આગળ વધ્યો જઇશ ! હેન્રિ ફૅાસેટ પોતાના બાપની ભૂલથી તેની બંદુકની ગોળીઓ વાગવાથી આંધળો થયો હતો. તેની મુખ્ય અભિલાષા પાર્લામેન્ટનો મેમ્બર થવાની હતી, તેમાં આ વિઘ્ન આવી પડવાથી તેના ધૈર્યની કસોટી કરવાનો પ્રસંગ આવ્યો. થોડાં વર્ષ પછી પોતાના એક ભાષણમાં તેણે જણાવ્યું હતું કે આ અકસ્માત પછી દશ મિનિટમાં મેં મારા મૂળ ઉદ્દેશને વળગી રહેવાનો મન સાથે નિશ્ચય કર્યો હતો. યોગ્ય સમયે તેના મિત્રો તથા હિતચિંતકો તરફથી દિલાસાપત્ર આવવા લાગ્યા. તે સઘળા પોતાને વાંચી સંભળાવવા માટે તેણે પોતાની બેનને આગ્રહ કર્યો, પણ સાંભળ્યા પછી દીર્ઘ નિઃશ્વાસ સાથે તેણે તે સઘળા પાછા મુકાવ્યા. આ પત્રોથી દિલાસો મળવાને બદલે ઉલટો તેનો ખેદ વૃદ્ધિને પામ્યો, અને તે થોડી મુદત નિરૂત્સાહના પંઝામાં સપડાઇ ગયો. કારણ કે એ પત્રોની મતલબ સાધારણ રીતે એ હતી કે ઇશ્વરેચ્છા બળવાન છે તેના આગળ મનુષ્યનું ચાલતું નથી, માટે દૈવીકોપ સહન કરવામાંજ શાણપણ છે વીગેરે. બાકીનું જીવન આલસ્યમાં–નિવૃત્તિમાં–અંધકારમાંજ ગાળવું પડશે એવી સલાહ ચારે તરફથી મળવાથી તે કેટલીક ક્ષણ સુધી તદન નિરાશ થઈ અત્યંત દુઃખી થયો. પણ આખરે તેના માનવંતા શિક્ષક તથા મિત્ર હોપ્કીન્સનો પત્ર સાંભળીને તેની ચિત્તવૃત્તિમાં નવિન ઉત્સાહ અને આનંદ જાગૃત થયા, તથા તેની કાર્ય શકિતમાં નૂતન જીવન આવ્યું. અપંગ થવા છતાં પોતાની નિશ્ચિત પ્રવૃત્તિમાંથી નિવૃત્ત નહિ થવાનો તેણે ફરીથી નિશ્ચય કર્યો. તરતજ તે અનુપમ ધૈર્ય, તથા દૃઢતાથી આ દુર્જય જેવી વિપત્તિની સામે બાથ ભીડવા તૈયાર થયો. પ્રારબ્ધને અનુકૂળ વર્તન નહિ કરતાં તેનો પરાજય કરવાનો તેણે નિશ્ચય કર્યો. નવી મુસ્કેલીમાંથી મુકત થવા માટે નવો માર્ગ પસંદ નહિ કરતાં જુના માર્ગનેજ મક્કમપણે વળગી રહેવાનો તેણે યત્ન કર્યો અને આખરે તેમાં ફતેહમંદ થયો. અડચણો સામે આથડીયાં મારવાથી તે નાશી જાય છે અને દૃઢ મનના સંકલ્પ–સૂર્યના તાપ આગળ વિઘ્ની–વાદળાં આપો આપ વિખરાઇ જાય છે. કારણ કેઃ–

## क्रियाः सिद्धि सत्त्वे भवति महतां नोपकरणे

મહા પુરૂષોનાં કાર્યની સિદ્ધિ સ્વપરાક્રમથીજ થાય છે, બાહ્ય સાધનની સહાયતાથી નથી થતી.

શેક્સપિયરે યથાર્થ કહ્યું છે કે જેને ધૈર્યરૂપી ધન નથી તેના જેવું નિર્ધન બીજું કોઇ નથી. વળી જે જે ઉમદા પાઠો આપણને શીખવાના મળે છે તે સંપત્તિના વખતમાં નથી મળતા પણ વિપત્તિના વખતમાંજ મળી આવે છે.

વળી કેટલીક વખતે એમ પણ બને છે કે ઇશ્વરની જેના ઉપર પ્રીતિ હોય છે, તેને સુધારવા માટે અગર તો તેની ભક્તિની પરીક્ષા કરવા માટે તે તેને શિક્ષા કરે છે. વળી લૅાંગફેલો કહે છે તેમ સંકટ સહન કરવાં અને દૃઢ થતા જવું એ દૈવી પરાક્રમનો અંશ છે. ' જે પુરૂષો ધીરવીર હોય છે, તેમને સંકટમાંથી એવું સુખદ શિક્ષણીય મળે છે કે તેઓને એ એક સ્વ-રક્ષક સત્તા થઇ પડે છેઃ સંકટમાંથી શાણપણ વાપરીને સાર લેવામાં આવે તો તેથી આપણી રહેણી–કરણી કેળવાય છે, અને આપણામાં આત્માવલંબન જાગ્રત થાય છે. સંકટો શ્રમ કરવાની તથા સહનની શક્તિઓને પ્રકટ કરીને તથા બીજા કેટલાક ઉપયોગી ગુણોને ઉત્તેજી, સજીવ કરીને મનુષ્યને ઉત્તમ સહાયકર્તા થઇ પડે છે.

હરકત સાથે કુસ્તી કરે જે તેજ ખરો પુરૂષાર્થી;
વૃક્ષોને જ્યમ ખાતર મળતાં ફળ ફૂલથી તે ફાલે,
બુદ્ધિવાન જન ત્યમ હરકતમાં બરકત બહોળી ભાળે.
મનવા, ધરી નરતનુ ના ડરરે.

વિજયવાણિ.

માટે જૉબ કહે છે તેમ દુઃખ આવી પડતાં કોઇએ સાહસ કરવું જોઇએ નહિ, કારણ કે દુઃખરૂપી રાત્રી પસાર થઇ જઇ સુખરૂપી સૂર્યોદય થયા સિવાય રહેવાનો નથી.

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् ।

જગત ઉપરનો કોઇ પણ બનાવ સર્વ રીતે નુકશાનકારક તો હોતોજ નથી. એકની હાનિ તે બીજાનો લાભ એવો પ્રકારજ હમેશાં નજરે પડે છે. જો કે જે વ્યક્તિને પ્રત્યક્ષ નુકશાન થયું હોય છે, તેને આવા પ્રકારનું તત્ત્વજ્ઞાન સમાધાનકારક લાગવાનો સંભવ નથી, જલપ્રલયથી અત્યંત નુકશાન થાય છે ખરૂં, તોપણ જે પ્રદેશ ઉપર એ પ્રલય ફરી વળે છે, તે મુલક અત્યંત રસાળ અને ફલરૂપ થાય છે. તેવી જ રીતે જવાળામુખી પર્વત ફાટવાથી પણ આસપાસનાં ગામ સમૃદ્ધિવાન થઇ જાય છે. લંડન શહેરમાં સને ૧૬૬૬ માં મોટી આગ લાગી હતી, તે પણ એક રીતે લાભકારક નીવડી હતી કેમકે તેનાથી શહેરની હવા સુધરી અને અત્યંત ત્રાસ વર્તાવનારી મરકીનો અંત આવ્યો. તેમજ પ્રાચીનકાળમાં સુપ્રસિદ્ધ પોમ્પી શહેરના નાશનું દૃષ્ટાંત લો. જવાળામુખી પર્વતમાંથી નીકળતા ધગધગતા લાવા અને રાળમાં એ શહેર દટાઇ ગયું ખરૂં, તોપણ એક રીતે જોતાં એ શહેરની સમૃદ્ધિનું રક્ષણ થયું એમ કહીએ તો પણ ચાલે. ગેટિ કવિએ કહ્યું છે કે આજ પર્યંત દુનિયા ઉપર અનેક સંકટ ગુજર્યાં છે, પણ એના જેવું પાછલા જમાનાના લોકોને મનોરંજક થઇ પડે એવું એક સંકટ ગુજર્યું નથી.' તેજ કવિ અન્યસ્થળે કહે છે કે "વાવણીની મોસમમાં ખેડુત જેમ ધાન્યનાં કણુસલાંને ઝુડે છે, તેમ દુર્દૈવ પણ કેટલીક વખત આપણને નિર્દયપણે ઝુડે છે. અને આપણા ઉપર આફતોનો વરસાદ વરસાવે છે; પણ તે બેદરકારીથી અફાળેલું ઝુડિયું જ્યારે દાણાવાળા પુળા ઉપર પડે છે, ત્યારે ફક્ત ઘાસ કે પરાળજ ખુંદાઇ જાય છે, અને દાણાને જરા પણ ઇજા થતી નથી."

સંકટ રૂપી ભઠ્ઠી ઘણી વખત માણસને તપાવી શુદ્ધ કરે છે. તે તેની વૃત્તિરૂપી ધાતુના મેલને બાળી નાખે છે, તેથી તેનું શુદ્ધ સત્ત્વ વિશેષ દીપી નીકળે છે. ભર્તૃહરી કવિએ કહ્યું છે કેઃ--

कदर्थितस्यापिहि धैर्यवृत्तेर्न शक्यते सत्त्वगुणः प्रमार्ष्टुम् ॥

**ભાવાર્થ:**—જે પુરૂષ ખરો ધૈર્યશીલ છે, તેને દુર્દૈવ ગમે એટલો ખુંદે, તોપણુ તેનો સત્ત્વ ગુણુ મંદ પડતો નથી.

સેંટ મેથ્યુ કહે છે કે "કાલે શું થશે એની નકામી ચિન્તા છોડી દઇને આજના દિવસ ઉપરજ નજર રાખ. આજની ચિન્તાઓ કંઈ થોડી નથી કે તેમાં આવતી કાલની ચિંતાઓનો આગળથી ઉમેરો કરવો. કાલે તારે શું શું જોઇશું તેની સર્વજ્ઞ અને દયાળુ પ્રભુને ખબર છે, તેથી આવતી કાલની વાતોની તારે ચિંતા કરવી જોઇતી નથી. કાલ પોતાનું સંભાળી લેશે. તું આજની સંભાળ રાખ."

પાંડવ ગીતામાં કહેલું છે કે:—

**भोजनाच्छादने चिंतां । वृथा कुर्वंति वैष्णवाः ।**
**योऽसौ विश्वंभरो देवः । स भक्तान्किमुपेक्षते ॥ १ ॥**

**शौनक.**

**ભાવાર્થ:**—ભગવાનના ભકતોએ અન્ન વસ્ત્રની ચિન્તા કરવી નિરર્થક છે, સર્વનું પૂરૂં કરનારો વિશ્વંભર પ્રભુ પોતાના ભકતોને કોઇ દિવસ વિસારી મુકેજ નહિ, એવી શ્રદ્ધા રાખીને તેમણે નિશ્ચંત બેસી રહેવું જોઇએ.



# પ્રકરણ ૭ મું.

## દયાળુપણું.

**को धर्मः ? भूतदया.**

**शंकराचार्य.**

**दया धर्मको मूल है, पाप मूल अभिमान;**
**तुलसी दया न छोडीए, जब लग घटमां प्राण.**

**तुलसीदास.**

છોકરાં ઉપર કોઈ ગુસ્સો કરતું નથી; તેમ જે લોકો રોગથી પીડિત હોય છે, તેમના સંબંધમાં પણ આપણે કેટલીક વાતો દરગુજર કરીએ છીએ; અને **नहि सतां मृत मारणम्।** મરેલાને મારવો એ ડાહ્યા માણસને ઘટિત નથી, એવી સાધારણ રીતે આપણામાં કહેવત થઇ પડેલી છે. ત્યારે એવીજ ઉદાર અને સહૃદયવૃત્તિ વ્યવહારમાં સર્વત્ર અને સર્વ માણસો પ્રત્યે શા માટે નહિ રાખવી જોઇએ ? કોઇ માણસ કંઇ ખોટું કામ કરે તો તેણે અમુક ખોટું કામ કર્યું એટલુંજ આપણા જાણ્યામાં આવે છે, પણ તે કેવા દુષ્ટ અને દુર્જય સંજોગોનો ભોગ થઇ પડયો હશે, અગર કેટલી લાલચોને નહિ ગાંઠયા છતાં આખરે નિરૂપાયે તેને એ કામ કરવું પડયું હશે, એ કશું આપણા જાણ્યામાં આવતું નથી. અર્થાત્ અમુક માણસે અમુક કૃત્ય ઇરાદાપૂર્વક કર્યું કે ના છુટકે તેને તેમ કરવું પડયું, કે પછી તેનાથી અજાણતાં તેમ થઇ ગયું, એ બધું આપણે સર્વાંશે જાણી શકતા નથી. તેથીજ મેડમ ડી સ્ટીલે કહ્યું છે કે 'સર્વ હકીકત જો આપણા જાણવામાં આવે, તો પ્રત્યેક કૃતિ ક્ષંતવ્ય લાગે છે.' બધું જાણીએ તો બધું માફ કરીએ.

સેનેકા કહે છે, " છોકરાં અજ્ઞાન છે એમ ગણીને આપણે તેમની ભૂલો દરગુજર કરવી જોઇએ; તેમજ સ્ત્રીઓને અબળા ગણીને, રાજાઓને બહુ કામમાં જીવ ઘાલવાનો હોય છે અને તેથી તેમના હાથથી એકપણ ભૂલ ન થાય એ સંભવિત નથી એમ ગણીને; સજ્જનો સદ્હેતુથી પ્રેરાઇને વર્તતા હોય છે એમ ગણીને, અને દુર્જનો અનુકંપાને પાત્ર છે, તથા ઇશ્વર તેમને સજા કરનાર છે, એમ ગણીને પ્રત્યેક ભૂલ દરગુજર કરવી ઘટે છે."

થેલ્સને કોઇએ પૂછ્યું કે આ જગતમાં સૌથી કઠણ કામ કયું છે અને સૌથી સહેલું કામ કયું છે, ત્યારે તેણે જવાબ આપ્યો કે પોતાની જાતને ઓળખતાં શીખવું એ સૌથી કઠણ કામ છે, અને બીજાના કામમાં ભૂલ કાઢવી એ સૌથી સહેલું કામ છે.

હિતોપદેશમાં કહ્યું છે કેઃ—

**नरः सर्षपमात्राणि । परच्छिद्राणि पश्यति ।**
**आत्मनो बिल्वमात्राणि । पश्यन्नपिन पश्यति ॥ १ ॥**

**ભાવાર્થ**:—સામાના દોષ રાઇ જેવડા હોય તે પણ લોકો સત્ત્વર જોઇ શકે છે, અને પોતાના દોષ બીલા જેવડા હોય તોપણ તેના તરફ દુર્લક્ષ કરે છે.

પણ તેને બદલે ભર્તૃહરિ કવિ કહે છે તેમ સામા માણસનામાં રાઇ જેવડો ગુણ હોય તોપણ તેને પર્વત જેવડો માની લેવો એ સજ્જનનું ભૂષણ છે. વિદ્યારણ્યે કહ્યું છે કે માણસો બીજાના દોષ શોધી કાઢવામાં જેટલા દક્ષ હોય છે તેટલા પોતાના દોષ જોવામાં તત્પર રહેતા હોય, તો તેઓ ઝટ દુઃખ મુક્ત થઇ જાય.

સામા માણસે આમ કરવું જોઇએ અને આમ ન કરવું જોઇએ, એવી ભાંજગડમાં પડવાને બદલે માણસ માત્રે પોતાનાજ કર્તવ્યના ચિંતનમાં તત્પર રહેવું જોઇએ, અને આપણી જાત સિવાય બીજા બધા પ્રત્યે ક્ષમાશીલ વૃત્તિ રાખવી જોઇએ. અર્થાત્ પોતાની જાતના દોષ ઉપર કડક દૃષ્ટિ રાખી બીજા

બધા માણસોના દોષ ઉપર મીઠી દૃષ્ટિ રાખવી જોઇએ. આપણા સ્નેહીઓનાં છિદ્ર ખોળવા કરતાં શત્રુઓના ગુણ લેવાની ટેવ વધારે રાખવી જોઇએ. ટોમસ એ કેમ્પિસ કહે છે તેમ 'આપણે પોતેજ જ્યારે આપણે જેવા થવા ધારતા હોઇએ છીએ, તેવા થઈ શકતા નથી, તો પછી સામો ધણી આપણી મરજી પ્રમાણે વર્ત્તે એવી આશા શા માટે રાખવી જોઇએ? આપણી મરજી પ્રમાણે લોકો ચાલે એવી જેની ઇચ્છા હોય તેણે લોકોની મરજી પ્રમાણે ચાલવાને તત્પર રહેવું જોઇએ!

આપણે હમેશાં બીજાની ભૂલ કાઢવા બેસીએ છીએ, પણ આપણા પોતાના દોષને લીધે આપણે કેટલું બધું નુકસાન વેઠતા હોઈએ છીએ તેનો આપણને જરાપણ ખ્યાલ હોતો નથી. ખરૂં જોતાં બીજાના દોષ કરતાં આપણા પોતાનાજ દોષ આપણું ઘણું નુકસાન કરે છે. છતાં આપણા દોષઉપર આપણો હમેશાં પક્ષપાત રહે છે. બીજું બધું છોડી દઇએ, પણ તે છોડવાનું આપણને ગમતું નથી. તે બદલ લોકો આપણને ઠપકો આપે, શિક્ષા કરે, કે આપણો તિરસ્કાર કરે, તો તે આપણે ખુશીથી સહન કરીએ છીએ; તેમજ આપણાં વહાલાં વ્યસનની ખાતર આપણે ઘણું ઘણું વેઠીએ, ઘણા જોખમમાં રહીએ અને ઘણો બિગાડ સહન કરીએ, છતાં તેમનો ત્યાગ કરવાનું આપણને ગમતું નથી.

બીજાં કારણ તો વેગળાં રહ્યાં, પણ આપણા પોતાના ચિત્તની શાન્તિ અને સ્વસ્થતાની ખાતર પણ જેમની સાથે આપણાં પાનાં પડયાં હોય, તેમનાં છિદ્ર નહિ ખોળતાં, તેમની ખામીઓ અને ભૂલો દરગુજર કરવી જોઇએ; તેઓ જે કંઇ કહે અગર કરે તે સારા હેતુથી—સદ્ભાવથી પ્રેરાઇને કહે છે, અગર કરે છે, એમ માની લેવું જોઇએ; તેમને કેટકેટલી મુશીબતોની સામે બાથ ભીડવાની છે, એ લક્ષમાં રાખી તેમની ખામીઓને નજીવી ગણી તેમના સારા ગુણની કદર કરવી જોઇએ. આપણે એવો વિચાર લેવો જોઇએ કે આ દુનિયામાં કોઇ સકળ ગુણ સંપન્ન—સંપૂર્ણ નથી, આપણે જાતેજ નથી, તો પછી બીજાઓ તેવા હોય એવી આશા શા માટે રાખવી

જોઇએ ? આપણે દોષ રહિત નથી છતાં સામો ધણી દોષ રહિત હોવો જોઇએ એવી આશા રાખવી એ કેવો ન્યાય ? સામા માણસની ખોડો કે વિલક્ષણ ટેવો અગર કુટેવો બદલ ગુસ્સો કરવો, એ ખરાબ હવા કે વરસાદના તોફાન ઉપર ગુસ્સો કરવાના જેવુંજ અવિચાર ભરેલું છે. આકાશ ઉપર ગુસ્સો કરવાથી હવામાં સુધારો થવાનો જરાપણ સંભવ હોતો નથી, તેમ સામા માણસના ઉપર અકળાવાથી આપણે તેની કુટેવો અગર ખોડોને જરાપણ સુધારી શકતા નથી, ઉલટું તેને કાયર કરીને આપણે તેને વધારે બગાડીએ છીએ.

સામાનો બિગાડ કરવા જવું એના કરતાં પોતે જ નુકશાન ખમીને બેસી રહેવું એ હજારગણું સારૂં છે. સામાને નુકશાન કરવા જતાં આપણે પોતેજ બમણું નુકશાન ખમીએ છીએ. વઢકારાની સાથે વઢવા જનારા કશો સાર કાઢતા નથી, પણ તેના તરફ જો દુર્લક્ષ કરવામાં આવે તો તે પોતાની મેળે થાકીને બોલતો બંધ પડે છે, એ આપણા હમેશના અનુભવની વાત છે. કેટલીક વખત સામો માણસ આપણું અપમાન કે નુકશાન કરી ગયો, એમ ગણી તેનું વેર લેવા જતાં આપણે તેની સાથે ખરેખરૂં વેર બાંધી બેસીએ છીએ; પણ આગળ ઉપર તપાસ કરતાં આપણું અનુમાન ખોટું ઠરે છે, અને અધુરી ખબરને આધારે અગર ગેરસમજથી આપણે આવા સાથે જે વેર બાંધી બેઠા હોઇએ છીએ તે બદલ આપણે પસ્તાવો કરવો પડે છે. આપણા પરિચયમાં આવનારાં માણસ કેટલીક વખત ખરેખર ત્રાય ત્રાય પોકરાવે એવાં હોય છે; છતાં તેમની સાથે પણ સમજાવી પટાવીને યુક્તિથી કામ લઇએ, તો ઘણો કંકાસ ઓછો થઇ જાય છે. સોક્રેટિસની સ્ત્રી ખરેખરી કર્કશા હતી. એક દિવસ તેણે સોક્રેટિસના ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો, તેમ છતાં તેણે બીલકુલ ગુસ્સો કર્યો નહિ, ત્યારે એ 'કુભારજા' એ એના ઉપર એઠાપાણીનું વાસણ ઢોળ્યું. ગમે તેવો શાન્ત પ્રકૃતિનો માણસ હોય, તેનો મિજાજ પણ આવે પ્રસંગ હાથમાં રહે નહિ, છતાં સોક્રેટિસ તો ઉલટો હસીને એમ બોલ્યો કે 'ગાજવીજની પાછળ તો વર-

સાદજ હોય !' કેટલીક વખત તો ઘરનાં માણસોનો બિચારાંનો કશો દોષ હોતો નથી. પણ આપણો પોતાનોજ દોષ હોય છે, છતાં તે કબુલ કરવાની આપણને નાનમ લાગે છે, અને બીજાં ઉપર અકળાઇએ છીએ; તેમ છતાં ધારો કે ઘરનાં માણસ ખરેખર કંટાળો આપે એવાં હોય તોપણ તેમાં ગુસ્સો કરવાથી કે અકળાવાથી શું વળવાનું હતું ? તેમને જો નરમાશથી સમજાવીએ, કોઈ કોઇ બાબતમાં તેમની વૃત્તિને અનુકૂળ થઈ ચાલીએ અને આપણા એકંદર વર્તનમાં મોટું મન રાખીએ, તો તે પણ આપણી સાથે તેવીજ રીતે વર્તે છે, અને પોતાના દુષ્ટ સ્વભાવ ધીમે ધીમે બદલે છે. મહાકવિ કાલીદાસે કુમાર સંભવમાં કહ્યું છે કેઃ—

विकारहेतौ सति विक्रियंते ।
येषां न चेतांसि तएव धीराः ॥ १ ॥

**ભાવાર્થ**:—મનમાં વિકાર થવાનું પ્રત્યક્ષ કારણ હોવા છતાં પણ જે પોતાનાં ચિત્તને શાન્ત રાખી શકે છે તેજ ખરા ધીર પુરૂષ ગણાય છે.

વળી સામો માણસ ખરેખર શિક્ષાને પાત્ર હોય, છતાં પણ જો આપણે તેને ક્ષમા કરીએ તો તેથી આપણે કંઇ ગુમાવતા નથી અને ફાયદો થવાનો સંભવ છે; કારણ કે એક તો એ આપણા મનોનિગ્રહની એક કસોટી છે, અને બીજું સામો ધણી પણ આપણું મોટું મન દેખી લજવાઇને વખતે પોતાનો અપરાધ કબુલ કરે છે, અને આપણી સાથેનું વેર છોડી દે છે, તથા કેટલીક વખત તે હમેશને માટે આપણો મિત્ર થઇને રહે છે. દુનિયામાં કોઇ પણ દુસ્મન ન હોય એથી પણ ચિત્ત ઘણે અંશે શાન્ત અને સ્વસ્થ રહે છે. માટે શિક્ષા કરીને અગર વેર લઇને દુસ્મનાવટ વધારવા કરતાં ક્ષમા કરીને મિત્રતા જોડવી એમાંજ ખરૂં ડહાપણ રહેલું છે.

વળી જે માણસના દીલમાં સામાને માટે જરા પણ દયા, કે અનુકંપા કે સહાનુભૂતિ નથી, તે માણસ પોતે જરા કે પણ દયા કે અનુકંપાને પાત્ર ઠરતો નથી. આપણે જેવા હોઇએ, તેવુંજ જગત પણ થાય છે. આપણે બીજાના ઉપર સ્નેહ ન રાખીએ તો તે પણ આપણા ઉપર સ્નેહ ન રાખે

એ ઉઘાડું છે, અને જો કદાચ તે આપણા ઉપર સ્નેહ રાખે, તોપણ આપણું હૃદય તેને આવકાર આપવા તત્પર નહિ હોવાથી-આપણા હૃદયમાં તેને માટે સ્નેહની લાગણી નહિ હોવાથી-તેમનો સ્નેહ આપણા જીવનને જરા પણ સુખમય બનાવી શકતો નથી. એકતરફી પ્રેમ સુખાવહ હોતો નથી. જે માણસનું હૃદય પ્રેમાળ નથી હોતું, તેની કોઇ દરકાર કરતું નથી, અને તેથી તેને કોઇની સોબત વગર એકલું સડવું પડે છે, તેમજ તે સામાના પ્રેમની કદર પણ કરી શકતો નથી. આપણે જો સામાના પ્રેમને માટે પાત્ર હોતા નથી, તો સામાનો પ્રેમ આપણને આનંદ આપી શકતો નથી.

'હું' અને 'મારૂં' કરવા કરતાં 'આપણે' અને 'આપણું' કરવાથી જીવન વધારે સુખમય લાગે છે. એકલપેટાનું જીવન તદ્દન નિરસ હોય છે. કહેલું છે કે **पंचभिः सहभोक्तव्यम्** એક દાણો પાંચ જણે વહેંચીને ખાવો જોઇએ, ઘરને ખુણે એકલા બેસીને જમવા કરતાં પાંચ સ્નેહીઓની સાથે બેસીને જમવાથી વિશેષ આનંદ થાય છે અને દરેક જાતના સુખના સંબંધમાં એજ નિયમ લાગુ પડે છે. વળી કવિ કહે છે તેમ **काकोऽपि किं न कुरुते । पंचास्वोदरपूरणं ॥** પોતાનું પેટ તો કાગડો પણ ભરે છે. 'તથાપિ ન તેને વિવેકી વખાણે ભરે પેટ તે કાગ કીડા પ્રમાણે.' માટે 'હું' અને 'મારૂં' એવો ક્ષુદ્ર વિચાર છોડી દઇને પરોપકારમાં દેહ ગાળવો એજ જીવનનું સાર્થક્ય છે.

**क्षुद्राः सन्ति सहस्रशः स्वभरण व्यापारमात्रोद्यताः ।**
**स्वार्थोयस्य परार्थ एव स पुमानेकः सतामग्रणीः ॥ ९ ॥**

ભર્તૃહરિ.

**ભાવાર્થ:**—માત્ર પોતાના ઉદર ભરણના વ્યાપારમાંજ તત્પર એવા ક્ષુદ્ર પુરૂષો તો હજારો હોય છે; પણ જે માણસ પરમાર્થને જ સ્વાર્થ સમજીને ચાલે છે, તેવો સત્પુરૂષોનો શિરોમણી પુરૂષ તો વિરલજ હોય છે.

પરમાર્થ કરવો એ આપણું કર્તવ્ય છે, કારણ કે જે બીજાનો ઋણી ન

હોય એવો કોઇપણ માણસ નથી. પ્રત્યેક મનુષ્ય પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કુટુંબનો, સમાજનો, દેશનો અને જગતનો રૂણી છે, અને એ રૂણ યથાશક્તિ ફેડવું એ પ્રત્યેકનું કર્તવ્ય છે. એ રૂણ ફેડવાનો મુખ્ય ઉપાય પરોપકાર કરવો એ છે. વળી બીજાને ઉપયોગી થઇ પડવું, પરોપકાર કરવો, એના જેવો વિશુદ્ધ આનંદ બીજો એકે નથી. ગરીબ ગરબાની આંતરડી ઠારવાથી તેમને જે આનંદ થાય છે, તે જોઇને તેમની આંતરડી ઠારનારને અપૂર્વ આનંદ થાય છે. પણ લોકોના ઉપર ખરેખરો પરોપકાર કરવો હોય તો તેમની ખરી સ્થિતિથી વાકેફ થવું આવશ્યક છે. તેમ તેમના ઉપર પ્રીતિ પણ રાખવી જોઇએ. પરોપકાર કરવામાં સદ્‌વિચારપૂર્વક વિવેક બુદ્ધિની ખાસ જરૂર છે. વિવેક વગરની દયા લાભને બદલે હાનિજ કરે છે. કુપાત્રને આપેલું દાન દુધ પાઇને સાપને ઉછેરવા સમાન છે; માટે દાન કરવું એ પણ પાત્રાપાત્રનો વિચાર કરીને કરવું જોઇએ. વિવેક વગરની એકલી સદ્‌બુદ્ધિ લાભકારક નીવડતી નથી.

દરિદ્ર લોકોને સહાય્ય કરવામાં તેમને સ્વાવલંબી બનાવવાનો મુખ્ય ઉદ્દેશ લક્ષમાં રાખવો જોઇએ, કારણકે જો ‘ મફતનું મળવાથી ’ તેઓ આળસુ બની ‘ મસીદે પડી રહેવાનું ’ શીખે, તો તેમને હમેશને માટે નુકસાન થાય છે. વિવેક વગરની સખાવતમાં મુખ્ય દોષ એ રહેલો છે, કે તેથી સખાવત લેનાર પરાવલંબી થવા શીખે છે. આપણી સખાવતથી સામા માણસને માત્ર નિર્વાહનાં સાધન મળે એટલાથી સંતોષ માનવો જોઇતો નથી; આપણું લક્ષ તેના ચારિત્ર્ય ઉપર પણ રહેવું જોઇએ. માણસો સુખસંપન્ન થાય, એ ઇષ્ટજ છે, પણ સંપન્નાવસ્થા કરતાં ચારિત્ર્ય વિશેષ મહત્ત્વનું છે. આથી કરીનેજ વિવેક વગરની સખાવત ઉપકારકને બદલે અપકારક વિશેષ છે. પાસે સંપત્ હોય તો યાચકને આપી દેવું એ બહુ સહેલું કામ છે, પણ તેના સ્વમાન તથા સ્વાવલંબનના ગુણને હાનિ ન પહોંચે એવી રીતે આપવું, એ કામ સહેલું નથી. બેકને કહ્યું છે તેમ, ‘ દાન કરવામાં આપણો ઉદ્દેશ સામાની ભીડ ભાગવી એટલોજ હોવો જોઇએ. ’ સ્વાવલંબી બનાવવાનો હોવો જોઇએ, એ ઉદ્દેશ તરફ દુર્લક્ષ કરીને આપણે જો તમને આળસુ અને

પરાવલંબી બનાવીએ તો, આપણે તેમને ફાયદાને બદલે નુકસાન કર્યું છે, એમ માનવું જોઇએ, કારણ કે તેથી આપણે તેમની ઉન્નતિને બદલે અવનતિ કરીએ છીએ. માટે દ્રવ્યાદિનું દાન વિવેક પુરઃસર કરવું જોઇએ, પણ જો કોરે કોરૂં પ્રેમદાનજ કરવું હોય—સામા માણસને ફક્ત અનુકંપાનીજ જરૂર હોય, તો તેમાં કંજુસાઇ કરવાનું કે બહુ ચોકસી કરવાનું કંઇ કારણ નથી. કહ્યું છે કે **वचनेष्वपि किं दरिद्रता** અન્ન દ્રવ્યનો ખજાનો અખૂટ છે; જેમ જેમ ખર્ચાય તેમ તેમ તે ભરાતો જાય છે. લૅાંગફેલો કહે છેઃ—" બુદ્ધિનો સંગ્રહ મર્યાદિત છે, પણ સ્નેહ અમર્યાદિત છે, તે કદી ખુટતો નથી.

વળી બીજી આ વાત પણ લક્ષમાં રાખવા જેવી છે કે દરેક માણસની ધર્માદાના કામમાં અમુક હદ સુધીજ ખર્ચ કરવાની શક્તિ હોય છે, તેથી જેટલું કુપાત્રને આપવામાં આવે, તેટલું સુપાત્રને આપવાના દાનમાંથી ઓછું થાય છે. દયા ખાઇને જો આપણે કોઇ દુષ્ટ માણસને ધંધે વળગાડીએ, તો તેટલે અંશે બીજા સારા માણસને ધંધા વગર રહેવાનું થાય છે. દ્રવ્ય અને અનુકંપા વચ્ચેનો ભેદ આવા પ્રકારનો છે. દ્રવ્ય ખુટી પડે છે, પણ અનુકંપા અખુટ છે.

ઉડાઉ માણસની ખાતર કરકસરથી રહેનારની ઉપર અને નકામા માણસની ખાતર સારા માણસની ઉપર બોજો નાખવો એ ડહાપણ ભરેલું નથી એટલુંજ નહિ, પણ તેમાં સખાવતનો ગુણ પણ રહેલો નથી. એમ કરવાથી સારો માણસ તેટલે અંશે નિર્ધન થાય છે, અને દુષ્ટ માણસને કશો લાભ થતો નથી. સ્પાઇનોઝાએ યથાર્થ કહેલું છે કે "ભવિષ્યમાં સમાજની ઉન્નતિ થાય એવી જો આપણી ઇચ્છા હોય તો જેવી કૃતિ તેવું ફલ. "કરણી તેવી પાર ઉતરણી " એ ઇશ્વરી નિયમનું ઉલ્લંઘન ન થાય એવા ઉપાય આદરવા જોઇએ." 'દયા કેટલીક વખત ડાકણને ખાય છે' અને કેટલીક વખત ઉપકાર નો બદલો અપકારથી વાળવામાં આવે છે. છતાં તેથી કારણસર દયા કરવામાં સંકોચ રાખવો એ ઉચિત નથી. જે કૃતઘ્ની નિવડશે તેનો ન્યાય ઇશ્વર કરી લેશે એવી વૃત્તિ રાખવી જોઇએ. પણ ખરી

રીતે જોતાં તો જેના ઉપર દયા કરવામાં આવે તે કૃતઘ્ની નીવડે તેના કરતાં તેને પોતાને કાંઇ હાનિ ન પહોંચે, એ દયા કરવામાં વધારે સંભાળવા જેવું હોય છે.

મનુષ્ય સ્વભાવમાં એવી નિર્બલતા છે કે 'ગાડું દેખીને ગુડા ભાગે છે.' જો કોઇ ખવરાવનાર મલી આવે તો ભાણામાંથી કોલીઓ ઉપાડી મોંમા મુકવા જેટલી તસ્દી લેવાનું પણ કોઇને મન રહેતું નથી; આ વાત સખાવત કરનારે હંમેશાં લક્ષમાં રાખવા જેવી છે. ઉદર નિર્વાહને માટે મહેનત કરવી પડે તેને પણ લોકો ' વેઠનું ' ઉપનામ આપે છે અને કહે છે કે 'પેટ કરાવે વેઠ ' માટે લોકોને વધારે નિરાધાર કરવાનું કામ ઘણું સહેલું છે. પણ જેથી કરીને તેમનું સ્વાલંબન વધે એવી રીતે તેમને મદદ કરવાનું ઘણું મુશ્કેલ છે. આ પ્રમાણે પુણ્ય દાન કરવામાં જો કે કેટલીક વખત ખરી દયાવૃત્તિ રહેલી હોતી નથી, પણ કોરી અનુકંપા કોઇ વખત બીનજરૂરી નિવડતી નથી. દ્રવ્યદાન કેટલીક વખત અનર્થકારક નિવડે છે ખરું, પણ કોઇને સલાહ આપવી, કોઇને માટે વખતનો ભોગ આપવો કે કોઇના તરફ સહાનુભૂતિ દર્શાવવી, એમાં જરા પણ અનર્થ ઉપસ્થિત થવાનો બીલકુલ સંભવ નથી. વળી દ્રવ્યદાનમાં સુપાત્ર કુપાત્રનો વિચાર કરવો આવશ્યક છે, પણ ક્ષમાદાનમાં બીલકુલ ઝીણવટ વાપરવાની જરૂર નથી; તેમજ ગઇ ગુજરી ભુલી જવામાં તો કશો વિચાર હોતો નથી. ક્ષમા કરવામાં વિવેકપુરઃસર વર્તવાનું હોતું નથી; અને ગઇ ગુજરી ભુલી જવામાં સર્વને સરખા ગણવાના હોય છે. મહાન આલ્ફ્રેડ રાજાનો છેલ્લો ઉપદેશ નીચે મુજબનો હતો– દુખી લોકોનું સાન્ત્વન કરો; નિરાશ્રિતને આશ્રય આપો, અને નિરાધારનું રક્ષણ કરો; તથા તમારા હાથથી જે કંઇ ભૂલ થઇ હોય, તે યત્નપૂર્વક સુધારી લો–કોઇનું અનુચિત થયું હોય તો તેને બદલો આપવાની વૃત્તિ રાખો. આમ કરવાથી ઇશ્વર તમારા ઉપર પ્રસન્ન થશે અને ઇશ્વિર સાક્ષાત્કાર એજ તમને મોટામાં મોટો બદલો મલશે." બીજી બાજુએ દુઃખનું મૂલ જોવા જઇશું તો એકલપેટાપણું છે. આપણે જો આપણા સ્વાર્થને વિસરી જઇશું

તો આપણી ઘણીખરી ઉપાધિ નિર્મુલ થશે. આપણે જો બીજાના દુખ મટાડવા તત્પર રહીશું તો આપણા દુઃખ આપણને સાંભરશે પણ નહિ.

દયાની અંદર પ્રેમનો પણ અંશ હોવો જોઇએ. તેમાં પણ એટલું લક્ષમાં રાખવા જેવું છે કે છુપો પ્રેમ કશા કામનો નથી. આપણા અંતઃકરણમાં સામાને માટે ગમે એટલી લાગણી હોય, પણ જો તે આપણે બહાર વ્યક્ત કરીએ નહિ, તો તેથી એ સામા માણસને જરા પણ લાભ નથી. આપણા હૃદયમાં તેને માટે લાગણી હોય અગર ન હોય, એ તેને મન તો સરખુંજ છે. પણ જો લાગણી અગર મમતા બહાર વ્યક્ત કરવામાં આવે, તો તેના જેવું અમુલ્ય બીજું કશું નથી. આપણા માતાની કાળજી, તેનું પ્રોત્સાહન, અને સૌથી અધિક તેનું હેત, એ બધાને લીધે આપણું કેટલું બધું કલ્યાણ થયેલું હોય છે. રોયલ એકેડેમીના અધ્યક્ષ સર બેન્જામીન વેસ્ટને એક વખત એક માણસે પૂછયું કે, આપ આટલા બધા નિપૂણ ચિત્રકાર શી રીતે થઇ શકયા' ત્યારે તેને જવાબ આપ્યો કે 'મારી માના ચુંબનથી'.

રૂબેન્સ નામના પ્રખ્યાત ચિતારાના સંબંધમાં એવું કહેવાય છે કે તેણે પોતાની પીંછીનું એક પોતું ફેરવીને હસતી સુરત ને રોતી સુરત બનાવી આપી હતી. લખક કહેછે કે જીવતા માણસમાં તેવો ફેરફાર કરવા માટે કુશલ કારીગરની કે પીંછીની કશાની જરૂર નથી. ફક્ત એક શબ્દ બસ છે. એક નિષ્ઠુર કે ગુસ્સા ભરેલો શબ્દ હસતા ચહેરાને નિસ્તેજ બનાવવા માટે પુરતો છે, તેવીજ રીતે મમતા કે સહાનુભૂતિ વાળો એક શબ્દ નિસ્તેજ ચહેરા ઉપર આનંદ ઉપજાવી શકે છે; કારણ કે માણસના હૃદય પાષાણનાં બનાવેલાં નથી. તેમાં વિકાર ઉત્પન્ન કરવા માટે ફકત એકજ કોમલ કે નિષ્ઠુર શબ્દની જરૂર પડે છે. એક કવિએ યથાર્થ કહેલું છે કે:-

वाङ्माधुर्यात्सर्वलोक-प्रियत्वम् ।
वाक्पारुष्यात्सर्वलोकाप्रियत्वम् ॥

**किंवा लोके कोकिलेनोपनीतम् ।**
**किंवा लोके गर्दभस्यापराधः ॥ ९ ॥**

**ભાવાર્થ**:-મધુરવાણીથી સર્વ લોકોને પ્રિય થઇ પડાય છે, અને કઠોર વાણીથી સર્વને અપ્રિય થઇ પડાય છે. કોયલ લોકોને કશું આપી જતી નથી, અને કાગડો કોઇનો અપરાધ કરતો નથી. માટે

'ઉચ્ચારતું કારણુ એજ જાણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.'

પરદુ:ખ ભંજન થવું-બીજાનું દુ:ખ હલકું કરવું એ ઓછા પુણ્યનું કામ નથી. 'આપણે કોઇના મનના ઘા રૂઝાવી શકીએ, કોઇના અંતઃકરણમાં ચોંટી રહેલું શલ્ય ખેંચી કાઢી શકીએ, કોઇના મગજમાં ભરાઇ રહેલી ફિકર ચિંતાઓને બહાર હાંકી કાઢી શકીએ, અગર કોઇની છાતીનો દાહ મટાડી શકીએ, તો તે જેવા તેવા પરોપકારનું કામ નથી.

આપણાથી બીજું કશું ન બના શકે એમ હોય, તો બોલીમાં પણ મમતા બતાવવા ચુકવું નહિ. કારણ કે બોલી વડે પણ દુ:ખીનું દુ:ખ હલકું કરી શકાય છે. કાલિદાસ કવિએ કહ્યું છે કે **स्निग्धजनांविभक्तं हि दुःखं सह्य वेदनं भवति ।** દુ:ખી માણસની પાસે બેસી તેના દુ:ખની વિતકવાર્તા સાંભળી તેને આશ્વાસન આપવાથી તેના દુ:ખનો ડુમો ઓછો થાય છે, એ સર્વ સહૃદય પુરૂષના અનુભવની વાત છે. દુ:ખથી ડસડસી રહેલું હૃદય આપ્ત જનને જોતાં મોકળે મોંઢે રૂદન કરી અંદરનો ઉભરો ખાલી કરે છે, એનું કારણ આપ્ત જનની પોતા પ્રત્યે સહાનુભૂતિ છે એવી ખાત્રી છે. કેવળ શુભ ચિંતનથી પણ સામાનું શુભ કરી શકાય છે.

આ જગતના ઘટના એવી છે કે કોઇ નહિ ને કોઇ રીતે પ્રત્યેક પ્રાણી બીજા પ્રાણીને કોઇ કોઇ પ્રસંગે ઉપયોગી થઇ શકે છે. સિંહ અને ઉંદરની વાતનો વિચાર કરી જુઓ. માટે જેઓ સબળ છે તેમણે તો નિર્બળને અવશ્ય મદદ કરવી જોઇએ. પ્રાયર કહે છે કે:- 'નિર્બળ મનુષ્ય તરફ સ્નેહ ભાવથી વર્તો; તેનામાં જે કંઇ સારા ગુણ હોય, તે તરફ આદર બતાવો; અને તેનામાં જે કંઇ દોષ કે દુર્ગુણ હોય તેની ઉપેક્ષા કરો.'

કોઇની પ્રીતિના પાત્ર થવું, તે કરતાં પણ કોઇને આપણી પ્રીતિનું પાત્ર બનાવવું. કોઇને ચહાવું, એ વિશેષ સારૂં છે. પ્રેમનું સામર્થ્ય અગાધ છે. ભય કરતાં પ્રીતિ ઘણું ફળ નીપજાવી શકે છે તેમાં ખાસ કરીને નાનાં છોકરાં પ્રીતિથી જેટલાં વશ થાય છે, તેટલાં ભયથી વશ નથી થતાં. ઇશ્વર પણ પ્રેમથી–ભક્તિથી–જેવો વશ થાય છે, તેવો હઠયોગ વગેરે કડક ઉપાયથી નથી થતો; તો પછી પામર જીવનું શું કહેવું ? અર્થાત પ્રેમથી જગત જીતાય છે અને સુખી થાય છે.

ગૉર્જિયાસ અને કેલિક્લિસ સાથેના સંવાદમાં સોક્રેટિસે સિદ્ધ કરી બતાવ્યું છે કે બીજો આપણી બિગાડ કરે, તે કરતાં આપણે તેનો બિગાડ કરીએ તેથી આપણને વધારે નુકશાન છે. માટે જો કોઈ આપણો અપકાર કરે તો તે સહન કરી બેસી રહેવું, પણ આપણે કોઇનો અપકાર કરવાની ઇચ્છા કરવી નહિ અને ખાનગી તેમજ જાહેર વર્તનમાં હમેશાં ભલ-મનસાઇ રાખવી.

આપણા ઉપર કોઇ દ્વેષ રાખતું હોય, તો તેમાં આપણો પોતાનોજ દોષ હોવો જોઇએ. આપણે સામાને કંઈપણ કારણ આપ્યું હોય, તોજ તે આપણો શત્રુ થઈ બેસે છે. કહ્યું છે કે **कारणेनहिजायंते । मित्राणि रिपवस्तथा ॥** વળી આપણે વહેમીલો સ્વભાવ રાખવો નહિ. વહેમી માણસને કોઇ માણસ સારો લાગતો નથી, અને તેને કોઇનો વિશ્વાસ હોતો નથી, તેથી લોકો પણ તેના ઉપર વહેમની નજરથીજ જુએ છે. શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે **संशयात्मा विनश्यति ।** એ સૂત્ર લૌકિક વ્યવહારમાં પણ લાગુ પડે છે.

ઇસુ ખ્રિસ્ત કહેતા હતા કે પ્રભુએ મને જે અનેક અધિકાર આપેલા છે, તેમાં પૃથ્વી ઉપરના લોકોનાં પાપની ક્ષમા આપવાનો અધિકાર સૌથી શ્રેષ્ઠ છે. વિચાર કરી જોઇશું તો, એ અધિકાર આપણ સર્વેને પ્રાપ્ત છે. ક્ષમા કરવામાં શક્તિ કે સામર્થ્યનો ખપ પડતો નથી; પણ માત્ર ઇચ્છાની જરૂર પડે છે. કોઇએ આપણને ગમે એટલું નુકશાન કર્યું હોય, તોપણ જો

આપણે આપણા મન સાથે તેને ક્ષમા કરવાનો નિશ્ચય કરીએ, તો તે નિશ્ચયને અમલમાં મુકવા માટે બીજા કશાની જરૂર પડતી નથી. માટે જો કોઇ આપણી સાથે નિષ્ઠુરપણે કે નિર્દયતાથી વર્તે, તો એક રીતે જોતાં તે આપણને ઇજા કરી જાય છે ખરો, પણ બીજી રીતે જોતાં તે આપણા ઉપર મોટો ઉપકાર કરે છે; કારણ કે તે આપણને પોતાનો અપરાધ ક્ષમા કરવાની–પોતાના ઉપર આપણા ક્ષમારૂપી દૈવીગુણનો ઉપયોગ કરવાની–આપણને તક આપે છે. કોઇ આપણો અપરાધ કરે તેનું વેર વાળવાની વૃત્તિ રાખવી એ પામર જીવનું કામ છે. ક્ષમા કરવી એ સાધુ પુરૂષનું લક્ષણ છે. **अपकारिषु यःसाधुः । ससाधुःसद्भिरुच्यते ॥** અપકારના બદલામાં ઉપકાર કરે એને લોકો સાધુ પુરૂષની સંજ્ઞાથી ઓળખે છે. વળી આપણે હમેશાં ઇશ્વર પાસે આપણા અપરાધની ક્ષમા યાચીએ છીએ, પણ જો આપણે બીજાના અપરાધની ક્ષમા કરીએ નહિ, તો ઇશ્વિરની ક્ષમા ઉપર આપણો શો હક છે? કોઇ આપણા ઉપર ગુસ્સે થયો હોય, તો તેની સાથે નરમાશથી કોમળ શબ્દોમાં સંભાષણ કરીએ, તો તેનો ગુસ્સો ઉતરી જાય છે; પણ વ્યંગોક્તિ ભરેલો કે ઉતાવળા સાદે જવાબ આપવાથી તેના ગુસ્સામાં વધારો થાય છે.

ફ્લોરેન્સનો ડયુક કોસ્મો કહેતો કે બાઇબલમાં આપણા શત્રુઓને ક્ષમા કરવાની આજ્ઞા છે, પણ મિત્રોને ક્ષમા કરવાનું કોઇ ઠેકાણે કહ્યું નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે શત્રુઓને તો હમેશા વિષથી નહિ મારતાં ગોળથી જ મારવા જોઇએ. જો તમે શત્રુને ક્ષમા નહિ કરતાં સામું વેર લેશો, તો બહુમાં બહુ તમે તેની બરાબરી કરી શકશો, તેણે તમારૂં જેટલું નુકશાન કર્યું હશે તેટલું અર્થાત તેથી વધારે નુકસાન તમે તેને કરશો, એટલે બન્ને એક પંક્તિ ઉપર આવી રહેશો; પણ જો તમે તેને માફ કરશો, તો તમે તેનાથી ચઢિયાતા થશો; અને વળી કદાચ તેને તમારો કાયમનો મિત્ર બનાવી શકશો. વળી સુક્ષ્મદ્દષ્ટિથી વિચાર કરતાં જણાશે કે વેર લેવાની ટેવ રાખવામાં ફાયદો અનિશ્ચિત છે અને નુકસાન ચોકસ છે.

શત્રુને નુકસાન કરવાની તેને યોગ્ય નશિયત આપવાની તમારા મનમાં ગમે એવી ઉત્કટ ઇચ્છા હોય, અને તમે ગમે એવાં ચોકસ પગલાં ભર્યાં હોય પણ તેમાં તમે સફળજ થશો એની શી ખાત્રી? કદાચ તમે ભોંઠા પડો એ પણ સંભવિત છે. તેમજ જ્યાં સુધી વેર લેવાના વિચાર તમારા ચિત્તમાં ઘોળાયાં કરશે, ત્યાં સુધી તમે તમારા ઉપર ગુજરેલી આફતનો ચિંતાપૂર્વક વિચાર કર્યા કરશો, તેમ કરવાથી તમારાં સંકટ અને સંતાપ વૃદ્ધિને પામ્યાં કરશે, તમારા અંતઃકરણ ઉપર થયેલા ઘા તાજાને તાજા રહેશે, અને તેમને રૂઝાવાનો વખત મળશે નહિ. આ પ્રમાણે વેર લેવાનો વિચારજ રાત દિવસ તમને બાળ્યાં કરી તમારા દુઃખમાં વધારો કરશે, અને તેથી તેવી વૃત્તિ તમને પોતાનેજ નુકસાનકારક છે. શત્રુને તો નુકસાન થતાં થશે ત્યારની વાત છે, પણ તમે નુકસાન વેઠશો એ તો ચોકસ છે.

ક્ષમા કરીને શત્રુને ઠેકાણે લાવવો, એ વેર લેવાનો અત્યંત સુંદર ઉપાય છે. તેમ કરવાથી તરવાર ઉગામ્યા વગરજ શત્રુ તાબે થાય છે, અને તે પશ્ચાતાપ કરતો એકદમ આવીને આપણે પગે પડે છે. વળી કેટલીક વખત તે શત્રુ મટી આપણો મિત્ર બને છે, અને કૃતજ્ઞતાને વશ થઇ આપણા ઉપકારનો બદલો વાળવાની ઉત્કંઠા રાખે છે. તેને બદલે જો શત્રુને બળથી વશ કરવાની ઇચ્છા રાખીશું, તો તે કદાચ સામર્થ્યની ખામીને લીધે, કે પ્રતિકૂળ સંજોગોને લીધે, બહારથી શાન્ત રહી બેસી રહેશે ખરો, પણ તેના અંતરમાં ઇર્ષ્યા અને તિરસ્કારનો અગ્નિ હમેશાં ધુંધવાયાં કરશે, અને તેના મનનો દંશ છોડશે નહિ. આવી રીતે દબાયલાં શત્રુ ઉપર જરાપણ વિશ્વાસ રાખી શકાય નહિ, કારણ કે તે હમેશાં આપણને નુકસાન કરવાના લાગ શોધતો રહેવાનો. બીજું શત્રુની પ્રત્યે દયા બતાવવા જેટલું ઔદાર્ય આપણામાં ન હોય, તો ખેર, પણ આપણી જાત ઉપર નિષ્ઠુરતા ન વાપરવી, એ તો આપણાજ સ્વાર્થની વાત છે. છતાં 'ફલાણા માણસે મારૂં આટલું બગાડયું,' 'ફલાણાએ મને આવી આવી રીતે ત્રાસ આપ્યો' એવી રીતે હમેશાં મનમાં ગણગણ કરવું, એ આપણી જાત પ્રત્યેની નિષ્ઠુરતા નહિ તો બીજું શું છે?

તેમ કરવાથી આપણાં સંકટ વધારે તીવ્ર થાય છે, આપણા શત્રુનાં શલ્ય આપણા હૃદયમાં વધારે ઉંડાં ચોંટતાં જાય છે, આપણાં મગજ તપેલાં ને તપેલાં રહે છે, અને જ્યારથી આપણે વેર લેવાના વિચાર કરવા માંડીએ છીએ ત્યારથી આપણને જંપીને બેસવાનો કે ઉંઘવાવારો આવતો નથી. માટે આવી આત્મઘાતી વૃત્તિ છોડી દઇ બન્ને પક્ષને સુખકારક એવી ક્ષમા-વૃત્તિનું અવલંબન કરવું, એજ ડહાપણનો માર્ગ છે.

વળી દુષ્ટને દંડ દેવામાં ન્યાય છે ખરો, પણ મહત્તા તો દયા કરી મુક્તિ આપવામાંજ છે."

આપણે વિનાકારણ બીજાનાં છિદ્ર શોધવાની, તથા તેમના રાઇજેવડા દોષને મોટું પર્વત જેવું રૂપ આપવાની ખટપટમાં શામાટે પડવું જોઇએ? તેને બદલે તેમના ગુણ શોધવાની ખટપટમાં શામાટે ન પડવું જોઈએ? આપણે જો યત્નપૂર્વક શોધવા બેસીશું તો પ્રત્યેક માણસનામાં એકાદ સારો ગુણ તો અવશ્ય નજરે પડશેજ. સજ્જન અને દુર્જનની વચ્ચેનો તફાવત એક કવિએ નીચે પ્રમાણે જણાવ્યો છે;—

**त्यजन्ति शूर्पवद्दोषान् । गुणान् गृह्णन्ति साधवः ।**
**दोषग्राही गुणत्यागी । पल्लोलीवहि दुर्जनः ॥ १ ॥**

**ભાવાર્થ**:—સજ્જન હોય છે તે સુપડાની માફક દોષરૂપી કચરાનો ત્યાગ કરીને ગુણરૂપી ધાન્યના કણનો સંગ્રહ કરે છે; પણ દુર્જન હોય છે તે ચા-ળણીની માફક ગુણરૂપી લોટનો ત્યાગ કરીને દોષરૂપી કાંકરાનો સંગ્રહ કરેછે. માટે કાગડાની માફક છિદ્ર ખોળવાની ટેવ છોડી દઇને ગુણગ્રાહી થવાની કોશીશ કરવી જોઇએ.

બીજા માણસો જો આપણી ભૂલો દરગુજર કરતા નથી, અગર આ-પણા પ્રત્યે માયાળુપણે વર્તતા નથી, તો આપણને ઘણું માઠું લાગે છે, અને આપણો જાણે તેમના ઉપર હક હોય તેમ આપણને તેમની તેવી કૃતિ જોઈ આશ્ચર્ય થાય છે. તેજ પ્રમાણે લોકો પણ આપણી પાસે મમતા અને નરમાશની આશા રાખે એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇજ નથી.

પેસ્ટાલોઝી કહે છે કે મનુષ્યનામાં એકબીજાને મદદ કરવાની ઇચ્છા કે શક્તિ બીલકુલ નથી. એટલે કે સર્વ કોઇ સ્વાર્થનુંજ સગું છે, અને ફક્ત પરોપકાર વૃત્તિથી બીજાનું ભલું કરવાવાળું આ જગતમાં કોઈ છેજ નહિ અને એવી વૃત્તિવાળું કોઇ હોય તોપણ તેનાથી શું બની શકે છે? આ વચન ઉચિત નથી. આ દુનિયામાં કોઇ નિર્જીવ વસ્તુ પણ નકામી નથી તો સજીવ પ્રાણીનું તો શું કહેવું? સ્વાર્થ વગર પરોપકાર કરનારા મોટા પુરૂષો પણ આ દુનિયામાં ઘણા પડેલા છે અને ખરૂં જોતાં તેમને લીધેજ આ દુનિયા ચાલે છે. તેમજ આપણા મિત્રોનો અને આપણાં સગાંવહાલાંનો ઉપકાર આપણા ઉપર થયેલો હોય છે અને તે પણ તેમણે કંઇપણ બદલાની આશા વગરજ કરેલો હોય છે. વળી આપણે જેમ જેમ વધારે પરોપકાર કરતા જઇએ છીએ, તેમ તેમ આપણામાં પરોપકાર કરવાનું વધારે અને વધારે સામર્થ્ય પ્રકટ થતું જાય છે.

કેટલીક વખત શેકસપિયર કહે છે તેમ એમ બને છે કે સારાં કૃત્ય કર્તાના જીવનની સમાપ્તિ સાથે આ લોકમાંથી નિર્મૂળ થઇ જાય છે, અને પાછળ તે કોઈના સ્મરણમાં પણ રહેતા નથી, પણ ખરાબ કૃત્ય દીર્ઘકાળ પર્યંત ટકી રહે છે, પણ એકંદર રીતે જોતાં સારાં કૃત્યની સારી વાસના અને નઠારાં કૃત્યની નઠારી વાસના બન્ને આ પૃથ્વી ઉપર ટકી રહે છે. સુગંધ અને દુર્ગંધ બન્ને હવામાં લાંબી મુદ્દત સુધી પ્રસરેલાં રહે છે.

સોનુંરૂપું પાસે હોય તો અન્ન, વસ્ત્ર, પાણી, ઘરબાર વગેરે જીવિતને આવશ્યક એવા પદાર્થો પ્રાપ્ત કરી શકાય છે ખરા, પણ પ્રિયજનના પ્રેમાળ દૃષ્ટિપાતથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તે કંઇ સોનુંરૂપું આપ્યે મળી શકતો નથી. તેજ પ્રમાણે દારિદ્ય જો કે દુઃખદાયક છે તોપણ કઠોર શબ્દના જેવું વિષ તેમાં રહેલું નથી. વિદુર નીતિમાં કહેલું છે કે:—

**मर्माण्यस्थीनि हृदयं तथासून्।**
**रूक्षावाचो निर्दहन्तीह पुंसां॥**

तस्माद्वाचं रुषतीं रूक्षरुपां ।
धर्मारामो नित्यशो वर्जयीत ॥ १ ॥

**ભાવાર્થઃ**—કઠોર ભાષણ માણસનાં મર્મસ્થાન, અસ્થિ (હાડકાં) હૃદય, અને પ્રાણ સર્વને બાળી નાખે છે, તેથી ધર્મનું અવલંબન કરનારા પુરૂષે કોઇ દિવસ દાહ કરનારૂં કઠોર ભાષણ કરવું જોઇએ નહિ.

છરા તણો છેદ ઉપાય સુઝે,
કુવાક્યનો કાપ કદી ન રૂઝે.

મધુર શબ્દનું સામર્થ્ય પણ તેટલુંજ છે. કેટલીક વખત ફકત એકજ મધુર શબ્દ દુઃખનું નિવારણ કરી હૃદયને શાન્ત કરે છે. દ્રવ્ય દાનથી પણ દુઃખિત હૃદય સુખી થાય છે ખરૂં, પણ તેનું સામર્થ્ય મધુર શબ્દના કરતાં કમી છે. તો છડાઇ સાથે કરવામા આવેલું દાન દાન લેનારને વિષ સમાન લાગે છે, તેમજ વિવેક વગરનું–દ્રવ્યદાન પણ એકંદર રીતે હાનિકારક નિવડે છે. મધુર શબ્દમાં તેવું જોખમ રહેલું નથી. અભ્યાગતને આદરભાવપૂર્વક આવકાર આપવાથી જેટલો સંતોષ થાય છે, તેટલો મૂંગે મોંઢે સુખનાં સાધન રજુ કરવાથી નથી થતો. માટે બધાંની સાથે, અને ખાસ કરીને છોકરાંની સાથે નરમાશથી બોલવું જોઇએ. છોકરાંની સાથે હમેશાં કઠોર-વાણીથી બોલવાથી તેમનો ઉત્સાહ મંદ પડી જાય છે, તેઓ બીકણુ બની જાય છે, અને કેટલીક વખત તેમની ઉલ્લાસવૃત્તિ હમેશને માટે નષ્ટ થાય છે. મુખમાંથી જે બોલ નીકળ્યો તે કદી પાછો ફરતો નથી. પાછળથી તમે ગમે એટલો પશ્ચાતાપ કરો, જેને માઠું લાગ્યું હોય તેની ગમે એટલી માફી માગો, તોપણુ તે નિરર્થક છે. જે થઈ ગયું તે તે ના થયું થનાર નથી. એ બોલની અસર નાબુદ કરવી એ તમારી શક્તિ બહારનું કામ છે. માટે મુખમાંથી દુર્વચન કોઇ દિવસ કાઢવું જોઇએ નહિ, અને જે બોલવું તે પુખ્ત વિચાર કર્યા પછીજ બોલવું જોઇએ.

એક શાણા માણસે સ્વર્ગ અને નર્કની વ્યાખ્યાઓ એવી આપી છે કે

સ્વર્ગમાં પ્રત્યેક માણસ પોતાની પાસેનું સર્વસ્વ બીજાને આપી દેવાની ઇચ્છા રાખે છે, અને નર્કમાં પ્રત્યેક માણસ બીજાનું સર્વસ્વ ઝુંટી લેવાની દાનત રાખે છે. તમે ગમે એટલા શ્રીમંત, સમર્થ કે સત્તાવાળા હશો, તો પણ જો તમારામાં પ્રેમ, દયા અને ચિત્ત સ્વાસ્થ્ય નહિ હોય તો તમે કદી સુખી થવાના નથી. એ ત્રણ સિવાયનું સ્વર્ગ તે સ્વર્ગજ નથી, પણ જો એ ત્રણ હશે તો સઘળું સુખરૂપજ ભાસશે—છાજની ઝુંપડી પણ સ્વર્ગનું સુખ આપી શકશે.

સેંટ ફ્રાન્કોઇ ડિ સેઇલ્સે પરોપકારનાં મોટાં અને નાનાં કામોને અનુક્રમે સાકર અને મીઠાની ઉપમા આવી છે. સાકર મીઠા કરતાં વધારે સ્વાદિષ્ટ છે ખરી, પણ આપણે તેનો વાપર કરકસરથી કરીએ છીએ; મીઠું પગલે પગલે કામમાં આવે છે, અને તે સબરસ કહેવાય છે. તેજ પ્રમાણે પરોપકારનાં મોટાં કામ સર્વથી થઇ શકે એવાં હોતાં નથી; પણ નાનાં કામ સર્વનાથી થઇ શકે એવાં હોય છે, માટે સર્વ કોઇએ પોતપોતાના ગજા પ્રમાણે દુનિયાનું ભલું કરવાની ખંત રાખવી જોઇએ; અને તેમ થાય તો જગત કેટલું બધું સુખરૂપ થઇ શકે !

સુખનું નિવાસ સ્થાન 'ગૃહ' ( Home ) મનાયલું છે. પણ જે ઘરમાં પ્રેમનો વાસ હોય છે, તે ઘરજ સુખનું નિવાસ સ્થાન થઈ શકે છે. દ્રવ્ય અને સત્તા હોય તો મોટા મોટા મહેલ અને આવાસ બંધાવી શકાય ખરા, પણ તેની અંદર જો પ્રેમ હોય તોજ તે ' ગૃહની' સંજ્ઞાને પાત્ર થાય છે. અને એવું 'ગૃહ' તે ઘર નહિ પણ સ્વર્ગજ છે.

કોઇના પ્રત્યે કઠોર ભાષણ કરવાથી, કે કોઇની અદેખાઇ કરવાથી તેમ કોઇની સાથે નિર્દયપણે વર્તવાથી શો ફાયદો છે ? તેમ કરવાથી આપણે તેમને દુઃખી કરીએ છીએ એટલુંજ નહિ, પણ આગળ જણાવ્યું તેમ આપણે જાતે પણ દુઃખી થઇએ છીએ. આ દૃષ્ટિથી જોતાં ઇર્ષ્યા સર્પના વિષ કરતાં પણ વધારે અનર્થકારક છે, કારણકે સર્પનું વિષ સર્પને નુકસાન કરતું નથી, પણ ઇર્ષ્યા તો તેના માલિકને પણ નુકસાન કરે છે. માટે આપણે જો એક

બીજાની ભૂલો દરગુજર કરીએ, એકબીજાને ભીડ વખતે મદદ કરીએ, એક બીજાની સાથે માયાળુપણે અને નરમાશથી વર્તીએ, અને એકબીજાને ખરા દીલથી ચાહીએ, તો આ જગત કેવું સુખી થાય ? ઇસુ ખ્રિસ્તે પોતાના અનુયાયીઓને બોધ કર્યો છે કે:—" તમને આજસુધી એવો ઉપદેશ કરવામાં આવ્યો છે કે પાડોશીઓને ચાહો અને શત્રુને ધિક્કારો, પણ હું તમને કહું છું કે તમારા શત્રુને ચાહો; જે તમને શ્રાપ આપે, તેમને આશિર્વાદ આપો; જે તમારો તિરસ્કાર કરે, તેમનું ભલું કરો; અપકાર કરનારાના ઉપર ઉપકાર કરો; અને જે તમને ત્રાસ આપે, તમારો દ્વેષ કરે, તેમનાજ કલ્યાણને માટે ઇશ્વરની પ્રાર્થના કરો.



# પ્રકરણ ૮ મું.

## કેળવણી.

**विद्या ददाति विनयं । विनयाद्याति पात्रताम् ॥**
**पात्रत्वाद्धनमाप्नोति । धनाद्धर्मं ततः सुखम् ॥ १ ॥**

**हितोपदेश.**

**ભાવાર્થઃ**—વિદ્યાથી માણસનામાં વિનય આવે છે, અને વિનયને લીધે શરીરમાં પાત્રતા–લાયકી–આવે છે. પાત્રતાથી ધન પ્રાપ્તિ થાય છે; ધનવડે ધર્મ સંગ્રહ થાય છે, અને ધર્મ વડે સુખ મળે છે.

**न पण्डिताः साहसिका भवन्ति ।**
**श्रुत्वाऽपिते संतुलयंतितत्त्वम् ॥**
**तत्त्वं समादाय समाचरंति ।**
**स्वार्थं प्रकुर्वन्ति परस्यचार्थम् ॥ १ ॥**

**सुभाषित.**

**ભાવાર્થ:**—ભણેલા કોઈપણ બાબતમાં સાહસ કરતા નથી. કોઈપણ વાત કાને પડતાં તેઓ પૂર્ણ વિચાર કરીને તેમાં તત્ત્વ–સત્ય શું હશે તે શોધી કાઢે છે અને પછી તે તત્ત્વપર દૃષ્ટિ રાખીને વિચરે છે, તેણે કરીને સ્વાર્થ સાધીને પરાર્થ પણ સાધે છે.

**गाढंगुणवती विद्या न मुदे विनयं विना ॥**

**ભાવાર્થ**—ગમે એટલી ગાઢ ગુણાયુક્ત વિદ્યા હોય, તો પણ જો વિનય ન હોય, તો તે આનંદદાયક થતી નથી. ( સુભાષિત )

**द्वेविद्येवेदितव्ये । पराचैवापरावेति ॥**

**उपनिषद्.**

**ભાવાર્થ:**—બે પ્રકારની વિદ્યા સંપાદન કરવી જોઇએ. પરા અને અપરા ( લૌકિક અને પારલૌકિક )

**श्रद्धावाँल्लभते ज्ञान । तत्परः संयतेंद्रियः ॥**
**ज्ञानंलब्ध्वा परांशान्तिमचिरेणाधिगच्छति ॥ १ ॥**

**श्रीमद्भगवद्गीता.**

**ભાવાર્થ**—જે શ્રદ્ધાળુ, તત્પર, અને જીતેંદ્રિય હોય છે, તેવાને એવું જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને એક વખત જ્ઞાન પ્રાપ્ત થયું કે તરતજ ઉત્કૃષ્ટ પ્રકારની શાન્તિ મળે છે.

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते.**

**ભાવાર્થ:**—આ લોકમાં જ્ઞાનના જેવું પવિત્ર બીજું કશું નથી.

મનુષ્ય જન્મતાં કેવળ પશુતુલ્ય હોય છે, પણ જે સંસ્કારવડે તેને મનુષ્ય બનાવવામાં આવે છે, તે સંસ્કારને 'કેળવણી'ની સંજ્ઞા અપાયલી છે. 'પશુ' શબ્દનો મૂળ અર્થ **सर्वं अविशेषेण पश्यति असौ ।** એટલે જે સામાન્ય દૃષ્ટિથી જુએ છે કિંવા કેવળ ચર્મચક્ષુથીજ વ્યવહાર કરવાની શક્તિ ધરાવે છે તે 'મનુષ્ય' શબ્દનો અર્થ **मननात् मनुष्यत्वः ।** એટલે જેનામાં વિચાર કરવાનું સામર્થ્ય કિંવા સાર અસાર સમજવાની શક્તિ છે તે જન્મતાં ઇંદ્રિયોના જે મુગ્ધ વ્યાપાર ચાલતા હોય છે, તે વ્યાપારમાંથી વસ્તુબોધ ગ્રહણ કરવાની, તથા ભેદજ્ઞાન પ્રાપ્ત થતાં તેની તુલના કરી તેમાંથી સામાન્ય સિદ્ધાન્ત ઉપજાવી કાઢવાની શક્તિ આવવાથી માણસ પશુ મટી માણસ બને છે. આ પ્રમાણેનો ફેરફાર કરાવનારા જે અનેક સંસ્કાર તેમના સમુચ્ચયને 'કેળવણી' એવું સામાન્ય નામ અપાયલું છે.

આ સૃષ્ટિ વિચિત્ર અને અનંત છે, તેથી તેનું જ્ઞાન પણ મનોહર

અને અનંત છે; અને તે પ્રાપ્ત કરવાને અસંખ્ય સંસ્કારની જરૂર પડે છે. તેથી કરીને આખી ઉમર શિત્ર શિત્ર કરે તો પણ કેળવણી પુરી થતી નથી. પરંતુ કેળવણીનો આ વ્યાપક અર્થ બહુજ થોડા માણસોના લક્ષમાં હોય છે. પણ શાળામાં જે શીખવવામાં આવે છે, તેનું નામ કેળવણી એવો સંકુચિત અર્થ ઘણા માણસો ગ્રહણ કરે છે. શાળાઓનો અભ્યાસક્રમ પણ એવા સંકુચિત અર્થને અનુસરીને ગોઠવવામાં આવેલો છે. પ્રાથમિક શાળાઓમાં જોઇએતો વાંચન, લેખન, ગણિત, થોડું ભાષાજ્ઞાન, અને વ્યાકરણ એટલાજ વિષયો શીખવાય છે. જે વિશાળ અને ચમત્કૃતિ પૂર્ણ જગતમાં આખું આયુષ્ય ગાળવાનું છે, તેના સ્વરૂપનું તેમજ તેમાં રહેલા અનેક અદ્દભૂત ચમત્કારોનું ફકત ઉપરચોટીયું જ્ઞાન આપવાની પણ બીલકુલ દરકાર રાખવામાં આવતી નથી.

ઉંચી કેળવણી આપનારી જે પાઠશાળાઓ છે, તેમાં પણ એજ પ્રકાર નજરે પડે છે. કાવ્ય, ઇતિહાસ, એકાદ જુની ભાષા, અને એકાદ વિશિષ્ટ શાસ્ત્રનો સાધારણ અભ્યાસ, એટલામાંજ પાઠશાળાનો અભ્યાસક્રમ સમાપ્ત થાય છે. તેમાં વળી આપણા દેશની શિક્ષણ પદ્ધતિની મુખ્ય ખામી એ છે કે તેને લીધે વિદ્યાર્થીની જે જીજ્ઞાસા, શોધકવૃત્તિ કે જ્ઞાનતૃષ્ણા ઉત્તરોત્તર વૃદ્ધિને પામતી જવી જોઇએ, તે ઉલટી મંદ પડતી જાય છે. પરીક્ષામાં પાસ થવા પુરતોજ અભ્યાસ, અને પાસ થયા એટલે પુસ્તકોને છેલ્લા રામરામ એવી આપણા વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ જોવામાં આવે છે. અગ્નિ ઉપર જેમ ઘી પડતાં તે અધિક અધિક પ્રજવલિત થતો જાય છે, તેમ જેમ જેમ શિક્ષણ વધતું જાય તેમ તેમ જ્ઞાનતૃષ્ણા અધિક અધિક વૃદ્ધિને પામતી જાય તોજ તેને શિક્ષણ કહી શકાય.

યુનિવર્સિટીની ડિગ્રિ ધરાવનારા વિદ્વાનોમાં કેટલાક એવા પણ મળી આવે છે કે જેમને ચંદ્રને ક્ષયવૃદ્ધિ કેમ થતી હશે તેના કારણની માહિતી હોતી નથી; કેટલાક એમ જાણુતા હોય છે કે પરવાળાં એ જીવડાં છે, વ્હેલ એ એક જાતની માછલી છે, અને વાગોળો પક્ષી છે; તેમ કેટલાકની

સમજણ એવી હોય છે કે આપણી પૃથ્વીને ઉત્પન્ન થયાં ૬૦૦૦ કરતાં વધારે વર્ષ થયાં નથી. વળી ઇંગ્લાંડ દેશ ઉપર અનેક વખત સમુદ્રનું જળ ફરી વળેલું છે એતો ઘણાજ થોડાની જાણમાં હોય છે. આમ થવાનું કારણ પાઠશાળાઓમાં ફક્ત એકજ વિષયનું ખાસ જ્ઞાન આપવામાં આવે છે, એકાદ બે વિષયો ઐચ્છિક રાખવામાં આવે છે, અને બીજા વિષયો તરફ દુર્લક્ષ કરાય છે, એ છે. હાલની શિક્ષણ પદ્ધતિમાં બે મુખ્ય ખામીઓ છે. એક તો તે બહુ સંકુચિત છે, અને બીજું તે નિરસ છે. બધા વિદ્યાર્થીઓને વ્યાકરણ કે ગણિત ઉપર રૂચિ હોતી નથી. તેથી કરીને જેમને વિજ્ઞાનશાસ્ત્ર ઉપર પ્રીતિ હોય છે, તેમને આવી શાળાઓમાંથી કશું શિક્ષણ મળતું નથી. તેમજ જેમને સાહિત્યનો શોખ હોય છે, તેમને પણ ફકત જુના સાહિત્ય એકલાનું અધ્યયન કંટાળાભરેલું થઇ પડે છે. આનું પરિણામ એ આવે છે કે બહુજ થોડા વિદ્યાર્થીઓ શાળા છોડયા પછી પોતાનો અભ્યાસ જારી રાખે છે એટલે કે આપણી શિક્ષણપદ્ધતિને લીધે કેળવણીનો મૂળ ઉદ્દેશજ ઉંધો વળે છે; અને જે વિષયો ઉપર રૂચિ ઉત્પન્ન કરવાની આપણી ધારણા હોય છે, તેજ વિષયો વિદ્યાર્થીઓને કંટાળા ભરેલા લાગે છે.

ઉપરની ખામીઓ ઇંગ્લાંડના અભ્યાસક્રમની છે. આપણા દેશની વાત એથી ન્યારી છે. અત્રેના અભ્યાસ ક્રમમાં ઉપરની ખામીઓ ઉપરાંત બીજી ઘણી ખામીઓ છે, જે દૂર કરવા માટે વિદ્વાનો તથા સરકાર પ્રયત્ન કરી રહ્યા છે, જેથી હાલ તે બાબતનું વિવેચન અસ્થાને લેખાશે.

જગન્નિયંતાએ બાળકોમાં અતીવ તીવ્ર જીજ્ઞાસુ વૃત્તિ મુકેલી છે. તેમના કેટલાક પ્રશ્ન એવા ગુંચવણ ભરેલા હોય છે કે તેમના જવાબ દેવાનું મોટા વિદ્વાન અને શાણા માણસોને પણ ભારે પડે. પ્રત્યેક વસ્તુને લગતી સંપૂર્ણ માહિતી મેળવવાની તેમને ઇંતેજારી હોય છે. બાળકોની બુદ્ધિ સ્વાભાવિક રીતેજ ચપળ અને સૂક્ષ્મ હોય છે અને નવું નવું શીખવાની અને જાણવાની તેમને ઘણી હોંસ હોય છે. આવા બાળકોને આપણે નિશાળે મુકીએ છીએ,

ત્યાં કેવું પરિણામ આવે છે તે જુઓ. તેમની બુદ્ધિ મંદ અને કુંઠિત થઇ જાય છે; તેમની જીજ્ઞાસુ વૃત્તિ શિથિલ થઇ જાય છે, અને તેમનો ઉત્સાહ મંદ પડી જાય છે. તેઓ શાળામાં ઘણું નવું નવું શીખે છે ખરાં-પણ તેઓ વધારે મહત્ત્વની વાત ગુમાવી બેસે છે. તેમની નવું નવું શીખવાની હોંસ નષ્ટ થાય છે. વિદ્યામંદિરો બાળકોની નૈસર્ગિક શક્તિ ખીલવવાને બદલે તેને કુંઠિત કરી નાખે છે.

લેખક કહે છે કે યુનિવર્સિટીના અધિકારીઓ એમ સમજતા હોય છે કે સૃષ્ટિ વિજ્ઞાનશાસ્ત્રનાં ફક્ત મૂળ તત્વોનું જ્ઞાન બાળકોને કોઇ રીતે ઉપયોગી નથી. ભાષા જ્ઞાનના સંબંધમાં એ તકરાર વાજબી છે ખરી, કારણકે જેમને ભાષાશાસ્ત્રનું અધ્યયન કરવાનો શોખ હોય, અગર તો જેમને ઘણા દેશોમાં મુસાફરી કરવાની હોય, એ સિવાયના માણસોને જુદી જુદી ભાષાઓનું થોડું થોડું જ્ઞાન તદન નકામું છે. પણ તમામ ભૌતિક શાસ્ત્રોનાં મૂળ તત્ત્વોનું જ્ઞાન એવી રીતે નિરૂપયોગી નથી, પણ ઉલટું ઘણું ઉપયોગી છે. વળી બધાં શાસ્ત્રોની થોડી થોડી માહિતી મેળવ્યા સિવાય કોઇપણ એક શાસ્ત્રમાં નિપુણ થઇ શકાતું નથી. બાળકોના અભ્યાસ કરતાં તો જ્યોતિષશાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન, ભૂસ્તર વિદ્યા, પ્રાણીજીવન શાસ્ત્ર ઇત્યાદિ શાસ્ત્રોને જુદા જુદા ભિન્ન વિષયો નહિ ગણતાં તે બધાં એકજ વિષયનાં અંગ છે એમ ગણવું જોઇએ છીએ. બાળકોને માટે તો 'સૃષ્ટિ'-કુદરત-એ એકજ વિષય છે, અને તેમના જ્ઞાનની ઇમારત ચણવાનો પાયો બહોળો રાખવો એ અત્યંત આવશ્યક છે. લોર્ડ બ્રુહામે કહ્યું છે તેમ બાળકોને આપણે સર્વ વિષયોની થોડી થોડી માહિતી આપવી જોઇએ, અને પછી, બની શકે ત્યાં સુધી એ થોડી માહિતીને સર્વાંગે સંપૂર્ણ બનાવવી. બાળકોને પ્રથમ સર્વ વિષયોનું સામાન્ય જ્ઞાન આપવું જોઇએ, અને પછી કોઇ એક ખાસ વિષયનું સમગ્ર જ્ઞાન આપવું. વળી આવા વિશિષ્ટ વિષયના અભ્યાસની શરૂઆત બાળકના ૧૭ કે ૧૬ મા વર્ષ પહેલાં કરવી જોઇએ નહિ. ઇંગ્લાંડના કેળવણીખાતા તરફથી ત્યાંની પ્રાથમિક શાળાઓના કામકાજને

લગતો દર સાલ જે રિપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે ઉપરથી જણાય છે કે પ્રાથમિકશાળાઓમાં અર્વાચીન ભાષાઓ તરફ જોઇએ તેટલું ધ્યાન અપાતું નથી, અને સૃષ્ટિ જ્ઞાનશાસ્ત્રને તો પાણીચુંજ અપાય છે. લખક કહે છે કે આ સ્થિતિ ખરેખર ખેદજનક છે. ગ્રીક અને લેટિન ભાષાઓને અભ્યાસ ક્રમમાંથી તદ્દન કમી કરવી, અગર વેપાર રોજગારના વિષયનું છોકરાંઓને ખાસ શિક્ષણ આપવું, એવો લખકનો આગ્રહ નથી. પણ જે જગત ઉપર આપણે વસીએ છીએ, તેનું થોડું ઘણું જ્ઞાન છોકરાઓને અવશ્ય હોવુંજ જોઇએ; તેમજ તેમને એકાદ બીજી ભાષા પણ આવડવી જોઇએ. આ બાબતમાં પ્રાથમિક શાળાઓનો બહુ દોષ નથી. તેમણે તો કોલેજોમાં જેવા વિદ્યાર્થીઓની માગણી હોય, તેવાજ તૈયાર કરી આપવા જોઇએ; તેમજ કોલેજોના અધ્યાપકોને યુનિવર્સિટીના અધિકારીઓ જેવો અભ્યાસક્રમ નક્કી કરી આપે, તે પ્રમાણેનું શિક્ષણ આપવું પડે છે. માટે કેળવણીમાં જે ખામી માલમ પડે તેનો દોષ મુખ્યત્વે કરીને યુનિવર્સિટીને માથે આવી પડે છે. વિદ્યાર્થીઓને જે શિક્ષણ મળે છે, તે ઉંચા પ્રકારનું હોય છે, એમાં જરા પણ શક નથી; પણ આખરે તે શિક્ષણજ છે, તે ખરી કેળવણીની સંજ્ઞાને પાત્ર નથી. સાહિત્યના વિષયમાં જે માણસ એક્કો હોય, તે માણસ જો સૃષ્ટિ જ્ઞાન બીલકુલ ધરાવતો ન હોય, તો તેને કેળવણી પામેલો કહી શકાયજ નહિ. ભૌતિક શાસ્ત્રના અધ્યયન સિવાયના શિક્ષણને કેળવણીનું ગૌરવ પ્રાપ્ત થતું નથી. બેશક કોલેજોમાં વિજ્ઞાનના વિષયો શીખવવામાં આવે છે, અને તેને માટે કાબેલ અધ્યાપકો રોકવામાં આવે છે ખરા, પણ તે વિષયનું જ્ઞાન માત્ર શોભાનુંજ ગણાતું હોઇ તેને ઐચ્છિક વિષયોમાં નાખી દેવામાં આવે છે; કેળવણીના ખાસ અંગ તરીકે તેનો સ્વીકાર થયો નથી. કોલેજમાં દાખલ થવા માટે સૃષ્ટિજ્ઞાન આવશ્યક ગણાતું નથી અને ઇનામો તથા શિષ્ય વૃત્તિઓનો મોટો ભાગ ભાષા જ્ઞાન અને ગણિતના વિષયો પચાવી પડે છે. આનું પરિણામ એ આવે છે કે પ્રાથમિક શાળાઓ તથા કોલેજ શિક્ષકો અને અધ્યાપકો વિદ્યાર્થીઓને ભૌતિક શાસ્ત્રનું જ્ઞાન આપવાની પોતાની ફરજ સમજતા નથી.

આ ખામી દૂર કરવાના સૌથી ઉત્તમ ઉપાય તરીકે એવો માર્ગ સૂચવવામાં આવે છે કે કાલેજમાં દાખલ થવાની લાયકાતમાં વિજ્ઞાનશાસ્ત્રના જુદા જુદા વિષયોની થોડી થોડી માહિતી પણ આવશ્યક ગણાવી એટલે તેમ થવાથી પ્રાથમિક શાળાઓમાં એ વિષયો ફરજીયાત શીખવવામાં આવશે. કેટલીક વખત એવી જીદ કરવામાં આવે છે કે બધા વિષયોમાં માથું મારી થોડી થોડી માહિતી મેળવ્યા કરતાં એકાદ વિષયનું સંપૂર્ણ જ્ઞાન મેળવાય એ વધારે પસંદ કરવા લાયક છે. પણ પ્રથમ તો ગમે એવો સમર્થ વિદ્વાન પણ કોઇ વિષયનું સાંગોપાંગ સંપૂર્ણ જ્ઞાન ધરાવતો હોતો નથી. તેની સાથે છોકરાંને ફક્ત બે કે ત્રણ વિષયોનુંજ શિક્ષણ આપવાથી તેમની દૃષ્ટિ મર્યાદા સંકુચિત થઇ જાય છે, તેમની બુદ્ધિ કુંઠિત થઇ જાય છે, અને ભણવામાં તેમને રસ પડતો નથી. તેથી, પરિણામે જે વિષયો ઉપર તેમની પ્રીતિ ઉત્પન્ન કરવાની ધારણા રાખવામાં આવેલી હોય છે, તેજ વિષયો તેમને અકારા થઇ પડે છે. આપણે છોકરાંને સ્વદેશની ભૂગોળનું સંપૂર્ણ જ્ઞાન આપીએ, પણ બીજા દેશોની કે સમગ્ર પૃથ્વીના ગોળાની બીલકુલ માહિતી ન આપીએ, તો એ શું તેમને ભૂગોળ શીખવી ગણાશે ? તેમજ તેમને એકજ સૈકાની તવારીખ શીખવાડીએ અને બીજાં સૈકાની બીલકુલ માહિતી ન આપીએ, તેથી શું તેમને ઇતિહાસ શીખવ્યો ગણાશે? તેજ પ્રમાણે વિજ્ઞાનની ફક્ત એકજ શાખા શીખવવી અને બીજી શાખાઓનો અનાદર કરવો, એ કંઇ વિજ્ઞાનનું શિક્ષણ આપ્યું ગણાય નહિ. એકજ વિશિષ્ટ શાસ્ત્ર શીખવવું અને બીજાં શાસ્ત્રો વિસારી મુકવાં એ ખરેખર હાસ્યાસ્પદ છે. કોઇ માણસ રસાયન શાસ્ત્રમાં નિપુણ હોય—એક્કો ગણાતો હોય, પણ ગ્રહ અને તારા વચ્ચેનો તફાવત સમજતો ન હોય, અગર ચંદ્રમાં ક્ષયવૃદ્ધિ કેમ થાય છે, તે જાણતો ન હોય, એ કેવું વિચિત્ર લાગે ! આથી કરીને વિદ્યાર્થીઓને કોઇ પણ એક ખાસ વિષયના અભ્યાસની શરૂઆત કરાવતા પહેલાં તેમને સૃષ્ટિ શાસ્ત્રની તમામ શાળાઓનું સામાન્ય જ્ઞાન આપવું જોઇએ. દાખલા તરીકે કોઇ પણ ખાસ વિષયમાં પાવરધા થવાનો અભ્યાસ શરૂ કરતાં પહેલાં દરેક વિદ્યાર્થીએ એટલું તો જાણવું જોઇએ કે આપણી પૃથ્વી

પણ બીજા ગ્રહોની માફક એક ગ્રહ છે અને તે સૂર્યની આસપાસ ફરે છે; તથા સૂર્ય એ એક તારો છે, અને આપણી સૂર્યમાળા જેવી અસંખ્ય સૂર્યમાળાઓ આ અનંત આકાશમાં ફરતી રહે છે. તેમજ તેણે પૃથ્વીના જળ અને સ્થળ ખંડ અને મહાસાગર એવા વિભાગ તથા તેમના પેટા વિભાગ; પોતાના દેશ અને પ્રાંતનું ભૂગોળ વિષયક જ્ઞાન; તેમજ રસાયન શાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર, ભૂગર્ભ શાસ્ત્ર, પ્રાણિ જીવન શાસ્ત્ર, ગણિત, વ્યાકરણ, ડ્રોઈંગ, અને બની શકે તો ગાયન એ બધા વિષયોનું થોડું થોડું જ્ઞાન મેળવવું જોઇએ. આ પ્રમાણે જે દુનિયામાં આપણે રહીએ છીએ, તેનાં તમામ અંગોનું બાળકોને સામાન્ય જ્ઞાન આપ્યા પછીજ કોઇ વિશિષ્ટ વિષયનો ખાસ અભ્યાસ શરૂ કરાવવો જોઇએ. વળી એકથી વધારે વિષયોનો અભ્યાસ સાથે સાથે કરવાથી દરેક વિષયમાં સહેલાઇથી આગળ વધી શકાય છે. વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસથી બીજો લાભ એ થાય છે કે તેથી વિદ્યાર્થીઓને કોઈ પ્રશ્નનો નિર્ણય કરવામાં શબ્દ પ્રમાણ ઉપર આધાર નહિ રાખતાં, અવલોકન અને પ્રયોગ ઉપર આધાર રાખી પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવાની તેમને ટેવ પડે છે, તેમને પુરાવાનું યથાર્થ તોલન કરતાં આવડે છે. વળી તેમની એવી પણ ખાત્રી થાય છે કે આખું જગત નિયમોને આધિન છે. તેથી નૈતિક નિયમોને આધિન રહેવું, એવી મનુષ્ય માત્રની ફરજ છે. ડ્રોઇંગનો વિષય પણ એકંદર રીતે ઓછો ઉપયોગી નથી. તે આપણને આંખનો ઉપયોગ કેવી રીતે કરવો તે શીખવે છે. તેનાથી પેન્સીલ કે પીંછી બરાબર કેવી રીતે પકડવી એ બરાબર આવડે છે એટલુંજ નહિ, પણ તે આપણી અવલોકન શક્તિને પણ કેળવે છે. આપણી દૃષ્ટિ આગળની વસ્તુને કેવી રીતે જોવી એ આપણને ડ્રોઇંગનો વિષય શીખવે છે. નમુનો જોઇને તે મુજબ ચિત્ર કાઢવું, તે પ્રત્યક્ષ સૃષ્ટિનું સુક્ષ્મ નિરીક્ષણ કરીને ચિત્ર કાઢવા કરતાં અત્યંત સહેલું છે તેનું કારણ પણ એજ છે. વસ્તુ નજરે જોઇને ચિત્ર કાઢવામાં આપણે આપણી પોતાની આંખનો ઉપયોગ કરવો પડે છે; પણ નમુના ઉપરથી ચિતરવામાં નજરે જોવાનું કામ ચિત્રકારે કરેલું હોય છે, અને આપણે માટે તો ફક્ત તેનીજ આંખો અને અક્કલ મારફતે

જોવાનું બાકી રહે છે.

આપણું અવલોકન શિથિલ અને અપૂર્ણ હોય છે, તેથીજ ચિત્ર કાઢવાનું કામ આપણને અઘરૂં લાગે છે. ચિત્રકળામાં લોકો આજકાલ અત્યંત આગળ વધ્યા છે, છતાં જુના વખતના કારીગરોએ ગુફાઓનાં દ્વાર મંડપ ઉપર કે બીજે ઠેકાણે જે ચિત્ર કાઢયાં હોય છે, તેટલું નૈપુણ્ય આજના ચિત્રકારો બતાવી શકતા નથી. તેનું કારણ સૂક્ષ્મ અવલોકનનો અભાવ છે. તેમણે સિંહ–હરણ વગેરેનાં જે ચિત્ર કાઢેલાં હોય છે, તે તેમને જંગલમાં પ્રત્યક્ષ જોઇને કાઢેલાં હોય છે. હાલના ચિત્રકારોએ સિંહની ગર્જના પણ છેટેથી સાંભળી હોતી નથી, પણ મગજમાં સિંહનો જે ખ્યાલ રહી ગયો હોય તેના ઉપરથી તેઓ સિંહ ચિત્રી કાઢે છે, તેને લીધેજ તેમનાં ચિત્ર ખામીવાળાં હોય છે. આપણે ગાય, ભેંસ, ઘર, પર્વત વગેરે રોજ જોતા હોઇએ છીએ પણ આપણે જ્યારે એકાંતમાં બેસીને યાદદાસ્ત ઉપરથી તેમના આકારની કલ્પના કરવા બેસીએ છીએ, ત્યારે આપણું અવલોકન કેવું ખામી ભરેલું છે, તે આપણને સહજ સમજાય છે.

પુરાતન કાળમાં યુરોપ ખંડમાં વિદ્યા મુખ્યત્વે કરીને ધર્મ ગુરૂના હાથમાં હતી. અમીર ઉમરાવો અને શ્રીમંત પુરૂષો મોટે ભાગે નિરક્ષર હતા, કેટલાક તો પોતાની સહી પણ કરી જાણતા નહિ. આપણા દેશમાં પણ પ્રથમ વિદ્યા બ્રાહ્મણોનાજ હાથમાં હતી. પણ આજ જમાનો બદલાઇ ગયો છે. હાલ વિદ્યાનો પ્રવાહ સર્વ વર્ગના લોકોમાં છુટથી વહેવા લાગ્યો છે. વિદ્યા તો બ્રાહ્મણનાજ બાપની એવું હાલ રહ્યું નથી. વિદ્યા મંદિરનાં દ્વાર ગરીબમાં ગરીબ અને અધમમાં અધમ માણસને માટે પણ ખુલ્લાં છે. એક રીતે જોતાં તો હાલમાં વિદ્યા સંપાદન કરવાની ગરીબ ગરબાંનાં છોકરાંને જેટલી અનુકૂળતા છે તેટલી પ્રથમના વખતમાં શ્રીમંત લોકો પણ ધરાવતા નહોતા. મોટા ઐશ્વર્યશાળી રાજાઓ પણ જેટલું જ્ઞાન મેળવી શકતા નહિ, તેટલું હાલ છેલ્લી પંકતિનો કંગાલ મેળવી શકે છે. આવી રીતે વિદ્યા સાર્વજનિક સર્વગામી–કરવાનું કામ મોટા ખર્ચનું છે ખરૂં પણ જ્ઞાનપ્રચારના કામમા

ખર્ચનો હિસાબ ગણવો જોઇતો નથી. લોકોને અજ્ઞાન રાખવામાં છેલ્લે સરવાળે તેમને ભણાવવા કરતાં વિશેષ ખર્ચ થાય છે. કારણ કે લોકો જેટલે દરજ્જે અજ્ઞાન તેટલે દરજ્જે પોલીસ વગેરે ખાતાં પાછળ વધારે ખર્ચ કરવો પડે છે. લોકો પોતાનાં શરીર શણગારવામાં જેટલો ખર્ચ કરે છે, તેટલો પોતાનાં મનને શણગારવામાં–સંસ્કારી બનાવવામાં ખર્ચતા હોય તો તેમને ઘણો ફાયદો થાય. વળી તે ખર્ચનું વળતર ટુંકી મુદતમાં થઇ જાય છે. જેને વાંચતાં આવડતું હોય છે તેનો ચિંતા અને ઉદ્વેગનો વખત આનંદમાં પસાર થઇ જાય છે.

હાલમાં કેળવણીનો પ્રસાર ઘણો થયો છે, એવું જે કહેવામાં આવે છે તે અક્ષરશઃ ખરૂં નથી, પણ જે પ્રસાર થયો છે તે નજીવો તો નથીજ. કંઇ નહિ તો કેળવણીના વૃક્ષને કળીઓ તો બેઠી છેજ. તેમાંથી ફુલ ખીલી ફલ પરિપક્વ થયા વગર રહેવાનું નથી. ઉતાવળે આંબા પાકતા નથી. જ્ઞાનનો દરેક કણ કિંમતી છે, અને મૂળના સંગ્રહમાં જેટલો વધારો થાય છે, તેટલે અંશે બાકીનું જ્ઞાન વધારે સુલભ અને મોહક થતું જાય છે. વળી આપણને એમ પણ સમજાતું જાય છે કે જે આપણે જાણવાનું બાકી છે, તેજ ખરે· ખરૂં ઉપયોગી છે, અને તેથી તેની પ્રાપ્તિ માટે આપણે વધારે ઉત્સાહ અને ઉમંગથી પ્રયાસ કરવા લાગીએ છીએ. શિક્ષા ગુરૂનું પદ ખરેખર ઘણું મોટું છે. શિક્ષણનો ધંધો અત્યંત માનપ્રદ છે. એક વિદ્વાન અંગ્રેજ ગૃહસ્થ કહેતો કે એકાદ શાળા વીસ વર્ષ સુધી મારે હસ્તક સોંપો, તો તેટલી મુદતમાં હું વીસ પેઢીનો ઉદ્ધાર કરી આપું. આવી વૃત્તિથી કામ કરનારા શિક્ષકો શું ન કરી શકે ?

શિક્ષકનામાં વિદ્યાર્થી કરતાં વધારે જ્ઞાન અને શાણપણ હોવું જોઇએ એ નિર્વિવાદ છે; છતાં શિક્ષકે પણ હમેશાં નવું નવું શીખવાની–દુનિયામાં વધતા જતા જ્ઞાનથી વાકેફગાર રહેવાની, ખાસ કાળજી રાખવી એ ડહાપણ ભરેલું છે. શિક્ષકે મિથ્યાભિમાન બીલકુલ રાખવું જોઇએ નહિ; જેટલું પોતાને આવડતું હોય તેટલુંજ શીખવવું જોઇએ. અને જે ન આવડતું હોય

તે ગમે તેમ ઠોકી બેસાડી છોકરાંને ખોટું શીખવાડવા કરતાં બીજાની પાસેથી શીખી લાવવામાં નાનમ નહિ ગણવી જોઇએ. બીજું શીખવવું એનો અર્થ શિક્ષકે પોતાનું જ્ઞાન બાળકના મગજ ઉપર ઠાંસી ઠાંસીને ભરવું એવો નથી થતો; પણ બાળકનામાં જે કુદરતી શક્તિ રહેલી હોય તેને કેળવી તેનો વિકાસ થવાની અનુકૂળતા કરી આપવી તથા તેનું ચારિત્ર્ય દૃઢ કરવું એવો થાય છે. વળી શિક્ષકોએ વિદ્યાર્થીઓને એવી પણ સમજણ પાડવાની છે કે બેકન કહે છે તેમ "શિક્ષણનો ઉદ્દેશ મનુષ્યનામાં વાદવિવાદ કરવાની, અને ખરાને ખોટું સાબીત કરી બતાવવાની શક્તિ ઉત્પન્ન કરવી અગર વાચાળપણું પેદા કરવું એવો નથી, તેમ **बाबा वचनम् प्रमाणम्** તેમ સામો જે કહે તેને પ્રમાણ ગણી માન્ય કરવું એવો પણ નથી; અગર વાર્તાલાપ કે સંભાષણના વિષયો મેળવી રાખવા એવો પણ નથી; પણ પ્રત્યેક વાતના સારાસારનો વિચાર કરવાની અને યથાર્થ તોલન કરવાની શક્તિ સંપાદન કરવી એવો છે."

એવું કહેવાય છે કે એક વખત એક મહેતાજી એ પોતાના વર્ગના વિદ્યાર્થીઓને તાકીદ કરી કે જો તમે એક બીજાને ચહાશો નહિ, તો હું તમને શિક્ષા કરીશ. આ કેવી વિચિત્ર અને મૂર્ખાઇ ભરેલી શિક્ષણ પદ્ધતિ કહેવાય. નીતિનો ઉપદેશ પણ અંતઃકરણની ખરી લાગણી સાથે-નરમાશથી અને સ્નેહભાવથી ન કરવામાં આવે, તો તેની સામાના ઉપર જોઇએ તેવી છાપ પડતી નથી; તો પછી કઠોરવાણીથી અપાયલા ઉપદેશનું તો શું કહેવું; શિક્ષકની પ્રેમાળવાણી, ઉદાર વિચાર, અરે કોમળ દૃષ્ટિપાતથી બાળકોનું ચારિત્ર જેટલું સુધરી જાય છે, તેટલું ફટકા મારવાથી અગર ફટકા મારવાની ધમકી આપવાથી નથી સુધરતું. બાળકોનું ચારિત્ર ઘડવું, એમનાના જીવનમાં આચાર વિચારની સારી ટેવો બાંધવી, એ શિક્ષકનું કામ છે. છોકરાંની લાગણીને, સમજણને, અને આત્માને જગાડે એવી રીતે ગુરૂને મુખેથી બલ્કે એના આત્મામાંથી અને જીવનમાંથી સત્યો વિદ્યાર્થી પ્રત્યે જાય, ત્યારેજ તે વિદ્યાર્થીઓના અંતરમાં ઉંડાં ઉતરે છે અને એમના

જીવન ઉપર અસર કરે છે. માટે શિક્ષકનું પોતાનું વર્તન પણ નમુનેદાર હોવું જોઇએ.

શિક્ષકનો ધંધો જેટલો ઉમદા તેટલોજ જવાબદારીથી ભરેલો છે. આપણા લોકો તો છોકરાના સંબંધની સઘળી જવાબદારી શિક્ષાગુરૂના ઉપરજ નાખી દે છે. છતાં એટલું લક્ષમાં રાખવાનું છે કે શિક્ષક ગમે એટલો વિદ્વાન અને સંસ્કારી હૃદયનો હોય તોપણ છોકરાં માબાપ પાસેથી જેટલું શીખે છે તેટલું શિક્ષક પાસેથી નથી શીખતાં, બાળકનું ચારિત્ર મોટે ભાગે ઘરમાંજ ઘડાય છે. માબાપ સંસ્કારી નથી હોતાં તો મહેતાજીની મહેનત ઉંધી વળે છે. વળી પ્રેમાળ માતા બાળકને જેવું કેળવી શકે એવું શિક્ષક કેળવી શકતો નથી.

આપણે જોઇએ છીએ કે પ્રત્યેક માણસ પોતાના ઉચ્ચાશયને બનતા સુધી પ્રમાણિકપણે વળગી રહે છે. માણસ માત્ર સામાના વર્તનનો ન્યાય પોતાની ભાવનાના ધોરણે કરે છે. જે માણસ મિત્રાચારી હોઇ મદ્યપાનથી દૂર રહે છે, તેને દારૂનું નામ સાંભળી સુગ આવે છે. લોકો કેવી રીતે છાકટા થઈ જતા હશે, એ તેને સમજાતું નથી. તેથી ઉલટું જે માણુસને દારૂ પીવાની આદત હોય છે, તે એમજ માને છે કે પાસે પૈસા હોય તો મદ્ય-પાન કરવું એમાં બીલકુલ ખોટું નથી. વળી જે માણસ આળસુ હોય છે તે એમ ધારે છે કે પોતાનું ચાલે તો દરેક માણસ એદીની માફક પડી રહ્યા વગર રહેજ નહિ; પણ જે ઉદ્યોગી હોય છે તેને નવરા બેસી રહેવાથી કંટાળો ઉપજે છે. તે એમ ધારે છે કે પ્રત્યેક માણસે પોતાના ગજા પ્રમાણે શા માટે ઉદ્યોગ નહિ કરવો જોઇએ ? જે માણસે હિમ્મતે મરદ હોય છે, અને સાહસમાં જ પુરૂષાર્થ સમજતો હોય છે, તે મોતની પણ દરકાર કર્યા વગર પોતાના નિશ્ચિત માર્ગમાં આગળ વધ્યો જાય છે. અર્થાત્ પ્રત્યેક માણસ પોતાની ભાવનાને અનુસરીનેજ પગલાં ભરે છે.

આથી કરીને એટલું સિદ્ધ થાય છે કે બાળકોના મન ઉપર બચપણ-થીજ ઉંચી ભાવનાઓ ઠસાવવી જોઇએ. હવે માણુસ જાતના જ્ઞાનની

મર્યાદાને થોડે અંશે પણ વિસ્તૃત કરવાની પ્રત્યેક માણસ શક્તિ ધરાવે છે, એવો વિચાર ખરેખરો પ્રોત્સાહક છે માટે તેવા વિચાર બાળકના મનમાં ઠસાવવા જોઇએ. માણસના શિક્ષણનો પ્રારંભ માતાના ખોળામાંથી થાય છે, અને જીવન ટકી રહે ત્યાં સુધી તે બંધ પડવું જોઇએ નહિ. માટે શાળા કે કોલેજમાંથી છુટયા એટલે આપણું શિક્ષણ પુરૂં થયું એમ માનવું એ ભૂલ ભરેલું છે. વળી જો શિક્ષણના પ્રતાપે માણસનામાં સુશીલપણું, સદ્રુચિ, આત્મ ગૌરવ, ભૂતદયા ઇત્યાદિ સદ્ગુણ દાખલ થવા પામે નહિ, તથા જે સુંદર અને ચમત્કારપૂર્ણ જગતમાં માણસ રહે છે, તે જગતનું ખરૂં સ્વરૂપ સમજવાની જીજ્ઞાસા, અને તેના કર્તા ઉપર પ્રેમ અને આદરભાવ જો તેના હૃદયમાં ઉત્પન્ન થવા ન પામે, તો તે શિક્ષણ પોતાનો ઉદ્દેશ સફળ કરી શક્યું નથી એમજ ગણવું જોઇએ.



# પ્રકરણ ૯ મું.

## મિત્ર અને શત્રુ.

**न कश्चित्कस्यचिन्मित्रं । न कश्चित्कस्यचिद्रिपुः ॥**
**कारणे नहि जायन्ते । मित्राणि रिपवस्तथा ॥ १ ॥**

**हितोपदेश.**

**ભાવાર્થ:**—કોઇ કોઇનો મિત્ર નથી, તેમ કોઇ કોઇનો શત્રુ નથી. મિત્ર અને શત્રુ થાય છે તે કોઇ કોઇ કારણને લીધેજ થાય છે.

માણુસ પોતાની કૃતિ વડેજ શત્રુ અગર મિત્ર ઉત્પન્ન કરે છે. કેટલાક માણુસોને પ્રયાસ કરીને શત્રુ ઉભા કરવાની ટેવ હોય છે. તેમ કરવામાં ગાળેલો વખત નકામો ગયો એમજ ગણવું જોઇએ; કારણ કે શત્રુ તો પ્રયાસ વગર પણુ ઘણી વખત ઉભા થાય છે. અજાણતાં કે ઉતાવળમાં કોઇ અયોગ્ય શબ્દ બોલાઇ જવાથી જન્મારાનો મિત્ર શ થઇ બેઠાનાં ઘણાં દૃષ્ટાંત આપણા સાંભળવામાં આવે છે. અથત્ શત્રુ ઉભા કરવા એ બીલકુલ મહેનતનું કામ નથી. બેશક મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન હજાર ગણો સારો નિવડે છે; છતાં એકંદર રીતે જોતાં શત્રુ કોઇ પણ રીતે ઉપયોગી નથી; વળી જે આપણને ઉપયોગી નવડે છે, ને આપણા કર્યા થતા નથી, તેમ છતાં દુશ્મન હોય તે એક રીતે સારૂં પણ છે. જે દોષો ખોટી મમતાને લીધે આપણા મિત્રો આપણને બતાવી શકતા નથી, તેવા દોષો આપણા દુશ્મનો આપણને ઉઘાડા પાડી આપે છે તુકોબાએ કહ્યું છે કે **निंदकाचें घर असावें शेजारी** ' એટલે પાડોશી નિંદાખોર હજો. વળી શત્રુ તે હમેશાં શત્રુજ હોય છે. તેના વલણુના સંબંધમાં વહેમ રાખ-વાનું કે ગેરસમજ થવાનો સંભવ હોતો નથી. મિત્રો કદાચ છુપા શત્રુ

નિવડે છે ખરા, પણ શત્રુ કોઇ દિવસ છુપો મિત્ર નિવડવાનો સંભવ હોતો નથી, તે તો હમેશાં ખરા દીલથી કેડ કસીને આપણો કેડો લે છે. ખરી રીતે જોતાં તો બહારથી મિત્રતાનો ડોળ રાખનારા હિત શત્રુઓજ આપણા કપટ દુશ્મનની ગરજ સારે છે. ઉઘાડો શત્રુ તેમના જેવો ભયંકર હોતો નથી. એમ કહેવાય છે કે ફ્રેંચ સરદાર માર્શલ વિલર્સ જ્યારે લડાઇમાં જવા માટે તત્પર થયો, ત્યારે રાજા ચૌદમા લુઇની રજા લેતી વખતે તેણે તેને કહ્યું "ખુદાવિંદ, શત્રુના તરફની મને બીલકુલ ફિકર નથી, તેમને તો હું જોઇ લઇશ; પણ મારા મિત્રોની સામે મારૂં રક્ષણ કરવાની મહેરબાની કરશો."

કેટલાંક ઔષધ જેમ જુનાં થતાં જાય છે, તેમ તેમના ગુણમાં વધારો થતો જાય છે, તેવી રીતે સ્નેહ પણ જેમ વધારે જુનો તેમ તે વધારે હિતકર હોય છે. જેરેમી ટેલર કહે છે, "જુનો મિત્ર જુના દારૂ જેવો છે. જે માણસે જુના દારૂનો સ્વાદ ચાખ્યો હોય છે, તેને નવા દારૂ ઉપર પ્રીતિ થતી નથી." તેવી રીતે જુના સ્નેહનો સ્વાદ ચાખ્યા પછી નવા ઉપર પ્રીતિ થતી જાય છે. લખક કહે છે, આમ હોવા છતાં પણ એટલું લક્ષમાં રાખવા જેવું છે કે જુનો મિત્ર પણ એક દિવસ તો નવોજ હતો! માટે નવો મિત્ર જો સર્વ રીતે લાયક હોય તો તેનો પણ સ્વીકાર કરવો અને તે જુનો થાય ત્યાં સુધી તેની સાથેની મિત્રતા ટકાવી રાખવી.

સમાન પ્રકૃતિવાળા સ્નેહીઓના સહવાસથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તેના જેવો શુદ્ધ આનંદ જીવનમાં બીજા કશામાં રહેલો નથી. તેવીજ રીતે એક બહુરાના જેવો દુઃખી બીજો કોઇ હોતો નથી. મિત્રનો સહવાસ આપણને કેટલો સુખદાયી હતો, તે આપણને તેનો વિયોગ થતાં જે દુઃખ થાય છે, તે વખતે સમજાય છે.

**यस्य मित्रेणसंभाषा । यस्य मित्रेणसंस्थितिः ।**
**यस्य मित्रेणसंलापस्ततो नास्ती ह पुण्यवान ॥ १ ॥**

**हितोपदेश.**

તેવીજ રીતે હિતોપદેશમાં બીજે સ્થળે કહેલું છે કે મનુષ્યનો પોતાના દીલોજાન દોસ્ત ઉપર જેટલો વિશ્વાસ હોય છે તેટલો માતા પિતા પત્નિ કે પુત્રના ઉપર પણ નથી હોતો. લોકોમાં પણ સાધારણ રીતે એમ કહેવાય છે કે 'ભાઇ કરતાં ભાઇબંધ ચઢે' કેમકે ભાઇબંધમાં એક 'બંધ' વધારે હોય છે.

જે ખરો સ્નેહી હોય છે, તે પોતાના જીવના ભોગે પણ મિત્રને સહાય્ય કરે છે. પણ એવા મિત્ર વિરલ હોય છે. માટે જેને એવો મિત્ર મળ્યો હોય, તેણે તેનું રત્નની માફક જતન કરવું જોઇએ; અને તેને પોતાના જીવ કરતાં પણ વધારે મોંઘો ગણવો જોઇએ. સાચો સ્નેહી એ રીતે ઉપયોગી છે. તેનો સમાગમ સંપત્તિને વિશેષ સુખદાયી બનાવે છે, અને વિપત્તિને સુસહ્ય બનાવે છે. **સુખના દહાડામાં મિત્રનો સહવાસ** આનંદમાં વધારો કરે છે; અને દુઃખના દહાડામાં દુઃખનો વિસારો કરાવે છે. આ પ્રમાણે બન્ને સ્થિતિમાં મિત્ર કામનો છે. માટે સન્મિત્રનો ઉમંગથી અંગીકાર કરવો જોઇએ, તેને માટે જે જે કરવું પડે તે કરવું જોઇએ, આફત વખતે તેને પડખે રહી તેનું રક્ષણ કરવું જોઇએ, સંકટ વખતે તેને સહાય્ય કરવી જોઇએ, અને દુઃખમાં તેને દિલાસો આપવો જોઇએ.

આરબ લોકોની એવી સમજ છે કે એકવાર જેને આપણે અન્ન ખવરાવ્યું, તેની સાથે દગલબાજી રાખવી એ અક્ષંતવ્ય વિશ્વાસઘાત છે. રોમન લોકોમાં એક એવી કહેવત હતી કે પાંચ મણ દશ મણ મીઠું ખવરાવ્યા વગર કોઇની સાથે દોસ્તી બાંધવી નહિ, કારણ કે જેણે આપણું એટલું બધું લુણ ખાધું હશે, તે 'લુણ હરામી' થતાં ડરશે.

મિત્રનામાં ખરેખાત હોય તેવા સદ્‌ગુણની ઉપેક્ષા કરવી, કે નાના દોષને મોટા ગણવા, એ કરતાં તેનામાં ન હોય એવા સદ્‌ગુણ કલ્પવા એ બહેતર છે. જુબેર્ટે મેડમ ડી બોમન્ટને એક વખત લખ્યું હતું કે "તારી શરીર પ્રકૃત્તિ સુધરે, એટલોજ તારામાં ફેરફાર થયેલો જોવા હું ઇચ્છું છું." અર્થાત્ 'બીજી બધી રીતે તું સકળ ગુણ સંપન્ન છે, એમ હું માનું છું.'

મિત્રના ઉપર આપણો બધી રીતનો હક છે ખરો, પણ તેની પાસે કોઇપણ ખોટું કે આબરૂને લાંછન લાગે એવું કામ કરાવવાની આશા રાખવી જોઇએ નહિ, તેમ તેણે પણ આપણી પાસે તેવું કામ કરાવવાની આશા રાખવી જોઇતી નથી. અર્થાત્ સ્નેહ દુર્ગુણનો નહિ, પણ સદ્‌ગુણનો પોષક થવો જોઇએ. તેમ આપણે ગમે એવી હલકી સ્થિતિમાં હોઇએ, તો પણ જો આપણી વૃત્તિ સારી હોય, અને આપણી ભાવના ઉંચી હોય, તો મિત્રનાં જીવન સુખમય બનાવવાનું આપણામાં પુષ્કળ સામર્થ્ય છે; એ વાત આપણે હમેશાં લક્ષમાં રાખવી જોઇએ.

જેવું હોય તેવું મોંઢા ઉપર કહી નાખનારો સ્પષ્ટ વક્તા મિત્ર ઘણા લોકોને પસંદ પડતો નથી. પણ તેનું કારણ એમ હોય છે કે તે પોતાના મિત્રના દોષ સુધારવા ખાતર તેમ બોલતો હોતો નથી, પણ ફક્ત જેવું હોય તેવું બોલી નાખવાની ખાતર છે. મગર તો તેના દોષ ઉઘાડા પાડવાની ખાતર બોલતો હોય છે. બાકી ખરા મિત્રે જરૂરના પ્રસંગે પોતાના સ્નેહીના કાન ઉઘાડવામાં જરા પણ સંકોચ માનવો કે પાછી પાની કરવી નહિ. ફક્ત તેની ફજેતી ન થાય, અને તે ઉપહાસને પાત્ર ન થાય, એવી ઢબથી બોલવું જોઇએ. ગ્લેડસ્ટન કહેતો કે " શત્રુને માઠું લગાડવાની હિંમત ગમે તે માણસ કરી શકે છે, પણ મિત્રને માઠું લગાડનારા વિરલા જવલ્લેજ મળી આવે છે. " સદ્‌ભાગ્યે મિત્રને માઠું લગાડવાના પ્રસંગ થોડા હોય છે.

આપણને અકસ્માત્ એકાદ નવી કલ્પના સ્ફૂરી આવે છે, અગર કોઇ નવો વિચાર આપણે ગ્રહણ કરીએ છીએ, ત્યારે આપણને જે આનંદ થાય છે, તે અપૂર્વ હોય છે. આથી કરીને જેને આપણે ચહાતા હોઇએ છીએ તેના સહવાસથી આપણને જે આનંદ થાય છે, તે બાજુએ મૂકીએ, તો પણ ચિત્તના પરસ્પરના સમાગમથી વિચારની આપ લેથી જે આનંદની રેલછેલ થઇ રહે છે, તે અવર્ણનીય છે.

છતાં આ બીના ખાસ લક્ષમાં રાખવા જેવી છે કે, વિચારની આપલેથી જો કે આનંદ તથા લાભ થાય છે ખરો, પણ વાદવિવાદ કરવામાં

ઘણું જોખમ રહેલું છે. પોતાના વિચારનું ખરાપણું મિત્ર પાસે સ્વીકારાવવા માટે તેની સાથે તકરારમાં ઉતરવાથી ઘણી વખત્ વિપરીત પરિણામ આવે છે. આપણા વિચાર જો કે સામાને અકારા કે અપ્રિય થઇ પડે એવા હોતા નથી, મિત્રની લાગણી દુઃખવવાનો આપણો જરા પણ ઇરાદો હોતો નથી, તો પણ હઠ ઉપર આવી જવાથી આપણી બોલવાની ઢબ એવી થઇ જાય છે કે આપણી નરમાશ ભરેલી બોલી પણ સામાને ઉદ્ધત અને અપમાન કારક લાગે છે. વળી આપણો પક્ષ સબળ છે-આપણા વિચાર ખરા છે-એવી જો આપણી ખાત્રી થયેલી હોય છે, તો આપણા આગ્રહનો અર્થ સામો એવો કરે છે કે 'મારો મત તેનાથી વિરૂદ્ધ પડે છે, તેથી તે મને મૂર્ખ કે અજ્ઞાન ગણે છે.' પોતાનો વિચાર ખરો છે, એવું ભાર મેલીને જણાવવાનો અર્થ એટલોજ થાય છે કે સામો માણસ દુરાગ્રહી છે, અને તે ખોટી હઠ લઇ બેઠો છે. મિજાજ ખોઇને બોલવાથી માઠું પરિણામ આવે, એ તો ઉઘાડુંજ છે. માટે આ વાત ચોક્સ રીતે સિદ્ધ થાય છે કે દલીલોના ખંડન મંડનથી-વાદવિવાદથી સામાના મનનું સમાધાન કરવાનું-સામાની પાસે પોતાનો વિચાર ખરો છે એવું કબુલ કરાવવાનું કામ લગભગ અશક્ય જેવું છે. મનુષ્યનો સ્વભાવજ એવો છે કે પોતાની ભૂલ કબુલ કરવી એ તેને બહુ વસમું લાગે છે. વળી જો કદાચ સામાની દલીલોના સંગીનપણાને લીધે તેને પોતાની ભૂલ કબુલ કરવી પડે છે, તો પણ મરજી વિરૂદ્ધની હા તે ના જેવીજ છે.

A man convinced against his will,
Is of the same opinion still.

જેને પોતાની મરજી વિરૂદ્ધ સામાનો વિચાર કબુલ રાખવો પડે છે, તે પોતાનો વિચાર કોઇ દિવસ છોડતો નથી. માટે મિત્રોએ કોઈ પણ દિવસ વાદમાં ઉતરવું જોઇએ નહિ. તેમ કરવાથી કોઇ વખત મિત્રતામાં હમેશને માટે ફાટ પડે છે. માટે મિત્રતા હમેશાં ચાલુ રહે એવી જેની ઇચ્છા હોય તેણે કોઇ દિવસ મિત્રની સાથે વાદવિવાદમાં ઉતરવું જોઇએ નહિ. કહ્યું છે કે:—

**इच्छेच्चेद्वि पुलांमैत्री । त्रीणितत्रनकारयेत् ।**
**वाग्वादमर्थ संबंध । तत्पत्नीपरिभाषणं ॥ १ ॥**

**ભાવાર્થ:**—મૈત્રી અખંડ રાખવાની ઇચ્છાવાળાએ, મિત્રની સાથે, વાદ, પૈસાનો વ્યવહાર,* અને તેની સ્ત્રીની સાથેની વાતચીત, એ ત્રણનો ત્યાગ કરવો.

આ સંબંધમાં લોકનું એક વચન લક્ષમાં રાખવા જેવું છે કે તત્વ જ્ઞાનને લગતા ઘણાખરા વાદ કે પક્ષ એકના એક શબ્દના ભિન્ન ભિન્ન અર્થ કરવાથી ઉપસ્થિત થાય છે. “એકજ વિચાર વ્યક્ત કરવા માટે કોઇ પણ બે માણસો ભાગ્યેજ એકજ નામ કે શબ્દનો પ્રયોગ કરતા હોય છે.” આવો પ્રકાર ફક્ત તત્વજ્ઞાનને લગતા વિષયોના સંબંધની તકરારોમાં બને છે, એમ નથી. જગત ઉપરના ઘણા ખરા કલહ ગેરસમજને લીધેજ ઉભા થયેલા હોય છે; અને માણસ માણસની વચ્ચે ગેરસમજ થવાનાં કારણ અનેક હોય છે. એક મુદ્દાનો શબ્દ બરાબર સાંભળવામાં કે સમજવામાં ન આવે, અને તેને બદલે કોઇ ભળતોજ શબ્દ સંભળાય કે સમજાય; કોઇ માણસથી આવેશમાં કે ઉતાવળમાં કંઇક બોલી જવાયું હોય તે ત્રીજો માણસ દ્વેષ બુદ્ધિથી તેમનું તેમ કે મરચું મીઠું ઉમેરીને ખોટું લાગે એવી ઢબથી કહી સંભળાવે; બોલનાર મશ્કરીમાં બોલે, અને સાંભળનાર સાચું માની બેસે; અગર હસવાનું ખસવું થઇ જાય; કંઇ મમતાને લીધે–સારી નિષ્ઠાથી સહેજ ઠપકો આપે પણ સામો માણસ સમજે કે એ દ્વેષ બુદ્ધિથી ખુતરાજીથી કે મને હલકો પાડવા માટે એમ બોલે છે, અને સારૂં લગાડવા જતાં માઠું લાગી જાય; અગર ‘ધર્મ કરવા જતાં ધેર ધાડ આવે’ આવાં આવાં અનેક કારણોને લીધે માણસોનાં મન ખાટાં થઇ જાય છે, અને કંકાસનાં બીજ રોપાય છે.

વાદવિવાદ કરવાથી કેટલીક વખત ગેર સમજ દૂર થવાને બદલે ઉલટો

---

* Short reckonings make long friends. એવી અંગ્રેજીમાં પણ કહેવત છે.

તેમાં વધારો થાય છે. ગેટિ કવિ પોતાના એક પાત્ર પાસે કહેવરાવે છે કે "મારી બેન અને મારો બનેવી બન્ને એકંદર રીતે ભલાં અને સુપાત્ર હતાં; પણ વાતચીત કરતી વખતે એક બીજાની સાથે હળીમળીને બોલવાને બદલે તેઓ એક બીજાને પોતાની વાત કબુલ કરાવવા મથતાં; અને તે પણ પોતાને કક્કો ખરો કરાવવાની હઠને લીધે નહિ, પણ બન્નેના આચારવિચારમાં મળતાપણું હોય તો સલાહ સંપથી-હળીમળીને રહી શકાય એવી શુદ્ધ નિષ્ઠાથી. છતાં આવા વર્તનનું પરિણામ એ આવતું કે એક દીલનાં થઇ રહેવાની હદ ઉપરાંતની ઇંતેજારીને લીધેજ તેઓ કોઇ દિવસ એક મતનાં થઇ શકતાં નહિ. હમેશાં બેદીલ રહેતાં. મંડળીના સમાગમનો સંપૂર્ણ લાભ લેવો હોય, તો પ્રત્યેકની વૃત્તિ કે અભિરૂચિ કેવા પ્રકારની છે એ સમજી લેવું જોઇએ એટલુંજ નહિ, પણ સંભાષણ એવી રીતનું રાખવું જોઇએ કે તે કોઇને નિરસ ન થઇ પડે તેમ તેથી કોઇને માઠું પણ ન લાગે. બધાની રૂચિ કંઇ એક તરેહની હોતી નથી, કેમકે **भिन्नरूचिर्हि लोकः** । કોઇને ઇતિહાસનો શોખ હોય, તો કોઇને વિજ્ઞાનના વિષયોનો શોખ હોય, કોઇ સાહિત્ય પ્રેમી હોય, તો કાવ્યરસિક હોય. જે ઇતિહાસને લગતી ચર્ચામાં ઘણો સારો ભાગ લઇ શકે એવો હોય, તેને વિજ્ઞાનશાસ્ત્રને લગતી ચર્ચામાં જરાપણ મઝા ન પડે એટલુંજ નહિ, પણ બીજાઓને પણ તેની પાસેથી એ વિષયમાં જરાપણ સાંભળવા લાયક મળી શકે નહિ અને વિજ્ઞાનના શોખીનની સાહિત્યની ચર્ચામાં તેવીજ સ્થિતિ થઇ પડે એ સંભવિત છે. માટે જેના સમાગમમાં આવ્યા હોઇએ, તેની વૃત્તિ કે શોખને અનુકૂળ એવા વિષયજ ચર્ચાને માટે પસંદ કરવા જોઇએ. વાતમાં ને વાતમાં કેટલાક આડા અવળા સવાલ પૂછીને સામાની વૃત્તિ અગર રૂચિ શી છે, તે જો જાણી લઇએ તો આ દુનિયામાં એક પણ એવો માણસ નહિ મળી આવે કે જેના સમાગમથી લાભ અગર આનંદ ન પ્રાપ્ત થાય. વળી કેટલાક માણસ જાતે વાંચીને જેટલું ગ્રહણ કરી શકે છે, તેના કરતાં બીજાની પાસેથી સાંભળીને વધારે ગ્રહણ કરી શકે છે.

મનુષ્ય એ સંગતિ પ્રિય પ્રાણી છે, તેને કોઇના પણ સહવાસ સિવાય

એકલું રહેવું ગમતું નથી. તેમાં કેટલાકને એકાંત નિર્જન સ્થળ વિશેષ પ્રિય હોય છે ત્યારે કેટલાંકને ભર વસ્તીમાં રહેવું વધારે ગમે છે; અને તેથી ગામડાં કરતાં શહેરમાં રહેવાનું તેઓ વધારે પસંદ કરે છે. ગામડાંમાં જાય, ત્યારે પણ એક બે મિત્રોની સાથે ખેતરોમાં ફરવાને બદલે લોકના અવર-જવરવાળા ધોરી રસ્તા ઉપર તેઓ ફરે છે. વૃક્ષોની ઘટાઓ લીલોતરીવાળાં ખેતરો કે ખળખળ વહેતા પાણીથી ગાજી રહેલા વહેળા વગેરે સૃષ્ટિ સૌંદર્યનું નિરીક્ષણ તેમને ઘણો આનંદ આપી શકતું નથી. વળી તત્ત્વજીજ્ઞાસુ કે કે ચિંતનશીલ પુરૂષોને પુસ્તકાલયો, સંગ્રહસ્થાન અને પોતાની રૂચિને અનુકૂળ સંભાષણ એ સંગ્રહસ્થાન વિશેષ પ્રિય હોય છે. આ ત્રણે સુખનાં સાધન ઉદાત્ત અને આનંદજનક છે એ સૌ કબુલ કરશેજ. પણ સિસિરો કહે છે તેમ, સમાન આચાર વિચાર વાળા મિત્રો સાથેનો વાર્તાવિનોદ અને તેમના સમાગમમાં વખત ગાળવાથી થતો આનંદ અને સુખ અવર્ણનીય છે. સંપત્તિથી મળતો આનંદ પણ તેના આગળ તુચ્છ છે.

આ વિચિત્ર જગતમાં ઘણી વખત એવો પ્રકાર નજરે પડે છે કે કેટલાક માણસો આખો જન્મારો પાસેના પાસે રહેલા હોય છે, છતાં વાસ્તવિક રીતે જાણે એક બીજાને ઓળખતાજ ન હોય, એવી રીતે એક બીજાના સ્વભાવ વગેરેથી અજ્ઞાન હોય છે. જેમને પરસ્પર કોઇ જાતનો સંબંધ હોતો નથી, એવા ત્રાહિત માણસોમાંજ એવો પ્રકાર નજરે પડે છે, એમ પણ નથી. કેટલીક વખત તો જગત જેમને એક જીવ ગણે છે, એવા સંબંધીજનો પણ એક બીજાના ગુણ સ્વભાવ વગેરેથી તેટલાજ અજ્ઞાન હોય છે. લોર્ડ લીટન કહે છે, "સંપતિમાં અને વિપત્તિમાં જીવનનાં ઘણાં વર્ષ સાથેનાં સાથે ગાળ્યાં. ઘણા દૂર દેશોમાં પ્રવાસ પણ સાથેનો સાથે કર્યો, છતાં ત્રાહિત જેવાંજ રહ્યાં, એક બીજાનાં હૃદયને ઓળખ્યાં નહિ! આટલા લાંબા પરિચય છતાં પણ બેનાં દીલ મળ્યાં નહિ, તો એવો સહવાસ શા કામનો ?

આપણે જો ખાસ કાળજી રાખીએ નહિ, તો જીવિત અત્યંત એકાંત

પ્રિય અને બીજાના સુખ દુઃખ તરફ લાગણી વગરનું થઇ જાય છે. દરેક બનતા સુધી પોતપોતાના સુખ દુઃખમાં મગ્ન રહી બીજાની સ્થિતિ તરફ ઉદાસીન તટસ્થ વૃત્તિ રાખે છે. લોર્ડ લિટન પણ એજ વિચાર પ્રદર્શિત કરે છે. તે કહે છે:—"અમે એક બીજાના પડખામાં બેઠા હતા. છતાં અમારા વિચાર કેવળ ભિન્ન ભિન્ન હતા. અમારી વચ્ચે માઇલોના માઇલોનું અંતર હોય એમ દરેકનાં વિચાર સ્વપ્ન નિરનિરાળાં હતાં. અમે અસ્નેહથી સંભાષણ કરતા જોઇ કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે, કે અમારાં હૃદય આટલાં બધાં જુદાં હશે!" બ્રાઉનિંગે વર્ષોનાં વર્ષ સુધી એકજ ઘરમાં રહેનારા એક દંપતીના જોડાનું દૃષ્ટાંત આપી જણાવ્યું છે કે એ બન્ને કોઇ દિવસ એક ખંડમાં બેગાં થઇ શક્યાં નહોતાં. એક અંદર દાખલ થવા માટે બારણામાં પગ મૂકે, ત્યારે બીજું બીજે બારણે થઈ બહાર સટકી જાય! જ્યાં મન જુદાં ત્યાં એમજ બને છે. સ્થળ પરત્વે એકલાપણું અત્યંત કષ્ટમય છે ખરૂં છતાં તે દુઃસહ નથી; પણ સ્નેહ પરત્વે એકલાપણું ખરેખર દુઃસહ છે. સ્નેહ વિનાનું જીવન બોજારૂપ થઇ પડે છે. લબક કહે છે કે તેનો પણ એક ઉપાય છે. જેને સમાન દીલનો સ્નેહી ન મળે, તેણે સૃષ્ટિ સૌંદર્ય ઉપર પ્રીતિ રાખતાં શીખવું જોઇએ. જેને સૃષ્ટિ ઉપર પ્રેમ છે, તેને બીલકુલ એકલાપણું છેજ નહિ. સૃષ્ટિ સૌંદર્ય શાન્તિ અને સ્વસ્થતાનું પોષક છે. સૃષ્ટિની લીલા નિહાળવામાં જેનું મન નિમગ્ન રહે છે, તેને આનંદનો સુકાળજ છે. છતાં વિલિયમ મોરિસે કહ્યું છે તેમ 'કોઇના પણ સહવાસમાં રહેવું એનું નામ જીવન છે, પણ એકલા રહેવું એ મૃત્યુ સમાન છે.'

છતાં જીવનમાં કેટલાક પ્રસંગ એવા પણ ઉપસ્થિત થાય છે કે જે વખતે આપણને એકલા રહેવાનું વધારે પસંદ પડે છે. ઇંગ્લાંડના રાજા વિલિયમનું મૃત્યુ થતાં મહારાણી વિકટોરીયાને જ્યારે રાણીપદ પ્રાપ્ત થયાની વધામણી પહોંચાડવામાં આવી ત્યારે, તેમની પહેલી માગણી એ હતી કે "મને બે કલાક એકાંતમાં ગાળવા દો!" છતાં એકાંત વાસ સુખકર નિવડવો કે દુઃખકર તેનો આધાર પોતાની જાતના ઉપરજ રહે છે. જેવી

જેની વૃત્તિ—જેવું જેનું વર્તન—તે પ્રમાણમાં એકાંત વાસ તેને માટે સ્વર્ગ કે નર્ક—વિશ્રાન્તિ અને શાન્તિનું સ્થળ અગર દુઃખ અને સંતાપનું સ્થળ નિવડે છે. કેટલાકને એકાંતવાસ આશિર્વાદ સમાન થઇ પડે છે તો કેટલાકને તે શ્રાપ સમાન થઇ પડે છે. એકાંત કેટલીક વખત દુષ્ટ વિચાર અને વાસનાને જન્મ આપે છે અને પોષે છે. દુષ્ટ મનુષ્યનો એકાંતવાસ તેને દુષ્કૃત્યનું સ્મરણ કરાવી તેના હૃદયમાં દાહ ઉત્પન્ન કરે છે. આ દુષ્ટ જગતથી કંટાળેલા સરળ વૃત્તિના માણસોને એકાન્ત અત્યંત પ્રિય લાગે છે. કાઉપર કવિ કહે છે કે જ્યાં જુલમ, અન્યાય, છળકપટ કે લડાઇની હારજીત, એ કશાની વાર્તાનો સંચાર થવાનો બીલકુલ સંભવ નથી, એવું નિર્જન એકાંત સ્થળ મને અત્યંત પ્રિય છે.' ટોમસ એ કેમ્પિસે કહ્યું છે કે માણસના સહવાસમાં હું જેમ જેમ વધારે રમું છું, તેમ તેમ મારૂં મનુષ્યત્વ ઘટતું જાય છે. તેમજ સિલરે પણ કહ્યું છે કે જે ખરો માણસ છે, તેણે માણસનાથી અલગ રહેવું જોઇએ. પણ આવી વૃત્તિ રાખવાનું દરેકને પાલવે એમ નથી. વિશેષમાં, જેને આપણે શુદ્ધ પ્રેમથી ચાહતા હોઇએ, એવા આપ્તજનોના સહવાસમાં રહેવું, એના જેવો આનંદ બીજે કયાં મળી શકે એમ છે? વળી કેટલીક વખત તો આપણાથી દૂર રહેલાં માણસ આપણી પાસે બેઠેલાં માણસ કરતાં વધારે નજીક હોય છે—કારણ કે તે આપણાં હૃદયમાં હોય છે; વળી માણસોનો જમાવ એનું નામ સોબત કે સહવાસ નથી. તેમ જેનું મન સ્વાધીન છે, તેને સર્વત્ર—ભરવસ્તીમાં પણ-એકાંતજ છે. માણસોનો જમાવ ચિત્તની શાન્તિને કે વિચારશ્રેણીને અવશ્ય કરીને અડચણ રૂપ છે એમ પણ નથી. કેમલ કહે છે તેમ અંધારી ગલીઓમાં તથા ઘોંઘાટ વાળા બજારમાં ફરવા છતાં પણ ઘણા માણસો પોતાના હૃદયની અંદરના ગાનની ધુનમાં નિમગ્ન થઇ રહેવાને લીધે પોતાનું નિત્યકર્મ વધારે ઝડપથી કરી શકે છે.! એમર્સન કહે છે, 'જે માણસ જનસમૂહની વચમાં રહેવા છતાં પણ સંપૂર્ણ સ્વસ્થતાથી એકાંતની મધુર શાન્તિના સુખનો અનુભવ કરી શકે છે, તેજ મોટો માણસ છે.

સંભાષણ પણ સુખ અને વિનોદનું એક સાધન છે ખરૂં, પણ તે

આડંબર વિનાનું સ્વાભાવિક, નિખાલસ અને ખુલ્લા દીલનું હોય તોજ. વળી આપણી વાતચીત સામાને રસ પડે એવી હોવી જોઇએ; અને તેને એવી બનાવવાને માટે આપણે ખાસ કાળજી રાખવી પડે છે. તેમજ વાતચીતમાં સામાને શીખવવા કે શીખામણ આપવા કરતાં આપણે પોતે શીખવા કે શીખામણ લેવાની વિશેષ ધારણા રાખવી જોઇએ. લખક કહે છે કે મારે એક મોટા વિજ્ઞાનશાસ્ત્રી સાથે દોસ્તી હતી. તે એક સમર્થ વિદ્વાન હતો, પણ તેનામાં મોટી ખોડ એ હતી કે તે કોઇ વખત પોતાની મેળે કોઇપણ વાત ઉપાડી શકતો નહિ. આ ઉપરથી લોકો તેને અત્યંત શરમાળ અને થોડાબોલો ગણતા. કેટલીક વખત તો આખું ખાણું પુરૂં થતા દરમિયાન તે એકપણ શબ્દ બોલતો નહિ. પણ સૃષ્ટિના કોઈ ચમત્કારિક પ્રશ્ને તમને ગુંચવણમાં નાખ્યા હોય, અને એ બાબતનો એની પાસેથી ખુલાસો માગો, તો તેના જેવો વિનોદી સોબતી બીજો કોઇ તમને ભાગ્યેજ મળી આવશે. તે વખતે તેના સંભાષણથી તમે સાનંદાશ્ચર્ય થયા વગર નહિ રહો. દાખલા દલીલોવડે તમારી શંકાનું એ એવી સચોટ રીતે સમાધાન કરી આપશે કે તમારી તમામ મુંઝવણ દૂર થઇ જશે. પણ મુદ્દો સાચવવાનો એટલો હોય છે કે વાત ઉપાડી આપવાની કાળજી તમારે રાખવી જોઇએ.

જેવી રીતે બે હાથ વગર તાળી પડતી નથી અગર બે માણસ વગર તકરાર થતી નથી તેવી રીતે બે માણસ વગર વાર્તાનો પ્રવાહ ચાલતો રહેતો નથી. એક બોલતો હોય તેમાં બીજાએ ભાગ લેવો જોઇએ, અગર કંઇ નહિ તો હાજીયો પણ પુરવો જોઇએ. કેટલાક બોલવા પર ચઢયા પછી અટકતાજ નથી અને બીજાને બોલવાનો અવકાશજ આપતા નથી; પણ ગમે એવો છટાદાર વકતા હોય, તે પણ જો વચ્ચે થોડીવાર દમ ખેંચી થોભે તો તેના ભાષણની અસર વધારે ઉંડે સુધી પહોંચે છે. વળી કેટલાક તો જો થોડું બોલે તોજ તેમની આવડ વગેરે માટે સારો અભિપ્રાય બાંધી શકાય છે, વધારે બોલવા જતાં તેમનું પોગળ ઉઘાડું પડી જાય છે.

**विशेषतः सर्वविदांमूसमाजे । विभूषणंमौनमपण्डितानाम् ॥**

પંડિતોની સભામાં મૌન ધારણ કરવું એજ મૂર્ખ માણસનું ભૂષણ છે.

વળી મંડળી ભરાઇ બેઠી હોય, તેમાં બધાએ સાથે બોલે એ કંઇ પાલવે નહિ. તેમજ સાંભળ સાંભળ કરવાની–સાંભળી રહેવાની ટેવ પાડવી એ બોલતાં શીખવાના જેટલુંજ મહત્વનું છે. સાંભળ સાંભળ કરે એને શીખવાનું ઘણું મળે છે, એટલુંજ નહિ, પણ તેની સોબત કોઇને કંટાળા ભરેલી લાગતી નથી. બોલવાનું બધાને મન થાય છે, અને કેટલીક વખત તો તેમના બોલવામાં કંઇ પણ સાંભળવા જેવું નથી હોતું, છતાં તેમનાથી બોલ્યા વગર રહેવાતું નથી. આથી કરીને સાંભળ સાંભળ કરનારો મંડળીના ઉપર અને ખાસ કરીને ઉપર જણાવ્યા તેવા માણસો ઉપર મોટો ઉપકાર કરે છે.

શબ્દમાં–વાણીમાં–અગાધ અને આશ્ચર્યકારક શક્તિ રહેલી છે. હીન નામના કવિએ કહ્યું છે કે ' જુની વાતોમાં આપણે સાંભળીએ છીએ કે જે ઠેકાણે ગગનચુંબી કિલ્લા તથા સુવર્ણના કલશ સૂર્યના પ્રકાશમાં ઝળકી રહ્યા હોય છે, વાજીંત્ર વાગી રહ્યાં હોય છે, અપ્સરાઓનાં નૃત્ય અને ગાયન ચાલી રહેલાં હોય છે, ગુલાબ, મોગરો અને એવાં બીજાં સુગંધીદાર અત્તર મહેકી રહ્યાં હોય છે, તથા પરિચારકો સેવામાં તત્પર રહેલા હોય છે, ત્યાં મંત્રયુક્ત એક શબ્દના ઉચ્ચાર માત્રથી સર્વ વૈભવ એક ક્ષણમાં અદૃશ્ય થઇ જાય છે, અને તેને ઠેકાણે રાખ અને નળીયાંનો ઢગલો માત્ર દૃષ્ટિએ પડે છે ! ' પરંતુ શબ્દનું સામર્થ્ય સમજવા માટે આપણે જુની જાદુની અપ્સરાઓની વાતો સંભારી કાઢવાની જરૂર નથી. વ્યવહારમાં આપણે નિત્ય અનુભવીએ છીએ કે આપણે આનંદમાં ગરક થઇ ગયા હોઇએ, તે વખતે જો કોઇ માણસ એકાદ ગુસ્સા ભરેલો કે અપમાનકારક શબ્દ બોલે, તો તરત આપણાં ગાત્ર શિથિલ થઇ જાય છે, આપણું મોં ઉતરી જાય છે, અને આપણો ઉત્સાહ ભંગ થઇ જાય છે, તેજ પ્રમાણે આપણે શોક કે ઉદ્વેગમાં હોઇએ, તે વખતે કોઇના માયાળુ કે દીલસોજ શબ્દ સાંભળવામાં આવે છે, તો આપણો શોક શમી જાય છે, આપણું દુ:ખ હલકુ પડી જાય છે, આપણા અંત:કરણમાં ઉત્સાહ પ્રકટ થાય છે, અને ગાઢ અંધકારમાં

કોઇએ દીવો ધર્યો હોય તેવો આનંદ આપણને થાય છે-આપણું ચિંતા-તિમિર દૂર થઈ આનંદનો પ્રકાશ પ્રકટ થાય છે. એક કવિએ ભાષણના સર્વ ગુણ એક શ્લોકમાં નીચે મુજબ સમાવેલા છે.

**तथ्यं पथ्यं सहेतु प्रियमितमृदुलं सारवद्दैन्यहीनं ।**
**साभिप्रायं दुरापं सविनयमशठं चित्रमल्पाक्षरंच ॥**
**बव्हर्थं कोपशून्यं स्मित युतघनदाक्षिणसंदेहहीनं ।**
**वाक्यं ब्रूयाद्रसज्ञः परिषदि समये सप्रमेयाप्रमत्तम् ॥१॥**

**ભાવાર્થઃ**—રસજ્ઞ પુરૂષે સભામાં સમય જોઇને ભાષણ કરવું-બોલવું, તે સત્ય, હિતકર, સપ્રમાણ, પ્રિય, મિત, કોમળ, અર્થવાળું, જોસભેર (દીનતાથી રહિત), અભિપ્રાયયુક્ત, દુર્લભ, વિનયયુક્ત, સરળ, મનોહર, અલ્પ, પ્રૌઢ (અર્થગાંભીર્ય વાળું) શાન્ત (નરમાશ ભરેલું-ગુસ્સા રહિત) હાસ્ય-યુક્ત, દાક્ષિણ્યયુક્ત, સંદેહરહિત, સપ્રમેય અને પ્રમાદ રહિત, એવું હોવું જોઇએ. અર્થાત્ **मुखमस्तीति वक्तव्यम्**। મોંઢુ આપ્યું છે માટે ગમે તે બોલવું જ એવો પ્રકાર નહિ રાખતાં વિચારપૂર્વક યથોચિત બોલવું જોઇએ. કેમ બોલવું તે પણ એક કલા છે, અને તે યત્નપૂર્વક સંપાદન કરવી પડે છે.

જગત ઉપર થતા અનર્થનું મુખ્ય કારણ કેટલેક અંશે ઉદાસી કે ગ્લાનિ હોય છે. જીવિતના સંબંધનો નિરૂત્સાહ ઘણાં પાપાચરણને જન્મ આપે છે. દરરોજ એકની એક કર્મકથા કુટવાની હોવાને લીધે જીવન કંટાળા ભરેલું થઈ પડે છે. તેવા કંટાળામાંથી મુક્ત થવાના ઉદ્દેશથી-મંદતા દૂર કરી હોંશ ઉત્પન્ન કરવાના હેતુથી-લોકો શરૂઆતમાં માદક પદાર્થોનુ સેવન કરવા લાગે છે. પણ નિરૂત્સાહી થઇ જવાની-જીવન વ્યાપારથી કંટાળવાની બીલકુલ જરૂર નથી. જીવન નિરસ નહિ પણ ઉત્સાહથી ભરેલું છે. આપણે જાતે વિનોદી-હોંશીલા સ્વભાવના ન હોઇએ તો તેથી કંઇ હરકત નથી; પણ બીજાઓનાં વિનોદી અને હાસ્યયુક્ત ભાષણનો હોંશથી ઉપભોગ કરતાં આપણને કોણ અટકાવનારૂં છે? એક વખત પેટ ભરીને હસી લઇએ તો

આખો દિવસ આનંદમાં વ્યતિત થાય છે. હસવાથી શરીરને તેમજ મનને બન્નેને લાભ છે. એક કવિએ કહ્યું છે કે:—

द्राक्षाम्लानमुखीजाता। शर्कराचाश्मतांगता ॥
सुभाषितरसस्याग्रे। सुधा भीता दिवंगता ॥१॥

ભાવાર્થઃ—સુભાષિતના રસ આગળ દ્રાક્ષ નિસ્તેજ થઇ ગઇ-કાળી પડી ગઈ-સાકર પત્થર જેવી થઇ ગઈ અને સુધા-(અમૃત નાસી છુટીને સ્વર્ગમાં જતી રહી. માટે ઉદાસીપણું કે નિરૂત્સાહ દૂર કરવા માટે મધપાનનું સેવન કરવાને બદલે વિનોદી સંભાષણનો આશ્રય લેવો એ વિશેષ હિતકર છે. કોઇ વિનોદી ભાષણકારનું ભાષણ સાંભળવાથી આખો દિવસ હસવું આવ્યા આવ્યા થાય છે, એ આપણા હમેશના અનુભવની વાત છે.

પણ વ્યવહારમાં એકંદર રીતે મિત્રની સાથે કોઇ જાતનો પડદો નહિ રાખતાં તેની સાથે નિખાલસપણે અને ખુલ્લા દીલથી વર્તવું જોઇએ. કેટલાક માણસોને નજીવી વાતો પણ છુપી રાખવાની ટેવ હોય છે; એ તેમની ભૂલ છે; પણ તેની સાથે જે મળે તેને આપણી તમામ હકીકત કહી દેવી, દરેકને સહેલાઇથી પોતાનો વિશ્વાસુ મિત્ર બનાવી દેવો, એ વળી વધારે ભૂલ ભરેલું છે. જે વાત જગતનાથી છાની રાખવા જેવી હોય, તે પોતાના મિત્રને જણાવી દેતા પહેલાં ઘણો વિચાર કરવો જોઇએ, અગર તે જગતનાથી છાની રાખવાની છે એવી તેને ખાસ સુચના આપવી જોઇએ. ચાર કાને થયેલી વાત ઝાઝો વખત ગુપ્ત રહેતી નથી. આપણા મિત્રના મનમાં કોઇ જાતનું કુડકપટ ન હોય, આપણને દગો દેવાનો તેનો બીલકુલ ઇરાદો ન હોય, પણ માત્ર ભોળેભાવે આપણી વાત તે પોતાના વિશ્વાસના પાત્ર માણસને કહે, અને તે તેવી રીતે એ વાત ત્રીજાને કહે, એમ છાની રાખવા જેવી વાત તરત ઉઘાડી પડી જાય છે. કેટલાક માણસો ખરેખરા સજ્જન માયાળુ અને દીલસોજ વૃત્તિવાળા હોય છે, પણ તેમનો સ્વભાવજ એવો હોય છે કે છુપી વાત તેમનાથી ઝાઝી વખત જીરવી શકાતી નથી; તેમના

પેટમાં કોઇ વાત ટકી શકતી નથી. સ્ત્રીઓના સંબંધમાં તો કહેવત થઇ પડી છે કે બિલાડીના પેટમાં ખીર ટકે તો તેમના પેટમાં વાત ટકે. ફ્રેંચ ભાષામાં પણ એક કહેવત છે કે 'છાની વાત એના જેવી ભારે ચીજ બીજી એકે નથી.' માટેજ કવિએ કહ્યું છે કેઃ—

दारेषु किंचित्स्वजनेषु किंचित् ।
किंचिद्वयस्येषु सुतेषु किंचित् ॥
वक्तुं न वा युक्तमिदं विचिंत्य ।
वदेद्विपश्चिन्महतोऽनुरोधात् ॥ १ ॥

**ભાવાર્થ:**—શાણા પુરૂષે યોગ્યાયોગ્યનો સંપૂર્ણ વિચાર કરીને અમુક વાતો પોતાની સ્ત્રીને, અમુક પોતાના સ્વજનને, અમુક પોતાના મિત્રને અને અમુક પોતાના પુત્રને એમ જેની જેવી યોગ્યતા તે પ્રમાણે કહેવી અર્થાત્ જે વાત જેને કહેવા યોગ્ય હોય તેને તે વાત કહેવી અને બીજી તેનાથી ગુપ્ત રાખવી. મિત્ર હોય તે પણ જો રહસ્ય રક્ષણમાં કુશળ હોય તોજ તેને ગુપ્ત વાત કહેવી. વળી આપણેજ જો આપણી ગુપ્ત વાત બીજાને કહી દેવાનું ભોળપણ રાખીએ, તો પછી બીજાઓ આપણી ગુપ્ત વાત સાચવી રાખે એવી આશા રાખવી એ ન્યાય પુરઃસર કહેવાય નહિ. કઇ વાત કોને કહેવાથી ઉઘાડી નહિ પડી જાય એટલું સમજવાનો વિવેક જો આપણામાં ન હોય, તો પછી જેને આપણે આપણી ગુપ્ત વાત જણાવી હોય, તેનાથી એ વાત પ્રકટ થઇ જાય તેમાં એનો દોષ કાઢવાનો આપણને હક નથી.

કાચા કાન ઘણી વખત સ્નેહ ભંગનું કારણ થઇ પડે છે. ઘણી ગેર-સમજુતીઓ અમુક માણસ આપણા સંબંધમાં અમુક વચન બોલ્યો છે કે નથી બોલ્યો એ બાબતમાં ઉભી થાય છે. કેટલીક વખત એવું કંઇ બન્યુંજ હોતુ નથી, અને એ માણસ ચોકસ રીતે એવું વચન બોલ્યાનો ઇનકાર કરે છતાં તે આપણા માન્યામાં આવતું નથી, કેટલીક વખત જે સ્વરૂપમાં એ

વાત આપણા કાન ઉપર આવી હોય છે, તે સ્વરૂપમાં તે બનેલી હોતી નથી, પણ વચલો માણસ દુષ્ટ ભાવથી, કે ગેરસમજથી કે પછી અતિશયોક્તિ કરી બોલવાની ટેવને લીધે મુળ વાતને કંઈ જુદાજ સ્વરૂપમાં આપણી સમક્ષ રજુ કરે છે. 'પડયો વડનો ટેટો' એ વાક્ય રૂપાંતરને પામીને 'મુઓ રાજાનો બેટો' એ વાક્યમાં કેવી રીતે બદલાઇ જાય છે, એ એ વાત જાણનારાઓ સમજી શકશે. તેવીજ રીતે ત્રાહિત જોડે મોકલાવેલા સંદેશા કેટલીક વખત કેવી રીતે અવળે માર્ગે ચઢી જાય છે એ સર્વ કોઇના અનુભવની વાત છે. ગીતાને બદલે ઘેટું રજુ કરનારા પણ ઘણા મળી આવે છે. એવી રીતે અનેક કારણને લીધે મુળ વાતનાં હાસ્યજનક અને કેટલીક વખત અનર્થકારક રૂપાંત્તર થઇ જતાં વાર લાગતી નથી. કાન પરંપરાથી ફેલાયલી વાતનું મુળ સ્વરૂપ ભાગ્યેજ કાયમ રહે છે. એકજ વાત નજરે જોનારા ચાર સાક્ષીઓનું નિરૂપણ એક બીજાનાથી કેટલું બધું ભિન્ન હોય છે, એ આપણા હમેશના અનુભવની વાત છે—અને તેમાં વળી દરેક માણસ પોતે જેવું દીઠું હોય તેવું યથાસ્થિત બોલતો હોય છે! અરે બીજાનું કહેલું તો શું પણ આપણે નજરે જોયેલી વાત પણ કેટલીક વખત ખોટી પડે છે! અમુક બાહ્ય સંજોગો દૃષ્ટિએ પડવાથી આપણે જેવી આપણી મનોવૃત્તિ તે પ્રમાણેના તર્ક બાંધીએ છીએ પણ ખરીખર હકીકત જુદીજ નીકળે છે. માટેજ કહેલું છે કે સાહસ કરનારાને આખરે પસ્તાવું પડે છે. માટે આપણા મિત્રના સંબંધમાં કે આપ્તજનના સંબંધમાં કોઇ વિરૂદ્ધ વાત આપણે કાને આવે તો તે એકદમ ખરી નહિ માની બેસતાં તેનો ઉદાર અર્થ ગ્રહણ કરવો જોઇએ. અને રૂબરૂમાં મળતાં તેના સંબંધમાં તે જે ખુલાસો કરે તે સ્વીકારવો જોઇએ. વિવેક દૃષ્ટિથી વિચાર કરીશું તો આ માર્ગ સર્વ રીતે પસંદ કરવા લાયક છે. કારણ કે સર્વ કોઇ કબુલ કરશે કે સર્વ જાતની વઢવાઢો—અને ખાસ કરીને અર્થ વગરની—બીન જરૂરી વઢવાઢો—મૂર્ખાઈ ભરેલી અને અનર્થકારક છે. કહેવત છે કે "કજીયાનું મેં કાળું." હવે આપણો મિત્ર કે આપ્તજન જે ખુલાસો કરે તે વાસ્તવિક રીતે ખરો હોય છતાં તે નહિ સ્વીકારીને આપણે જો તકરાર ઉભી કરીએ, તો આખરે પણ આપણને

આપણી ભૂલ માલમ પડશે અને ગેરવાજબી રીતે તકરાર ઉભી કરવા બદલ આપણને પસ્તાવો થશે. તેવીજ રીતે જો તે ખુલ્લાસો ખોટો કે જોડી કાઢેલો હોય, અગર તો વિસ્મૃતિને લીધે તે પોતાના ખોટા ખુલાસાને વળગી રહેતો હોય તોપણ તે કબુલ રાખવામાં મોટાઇ રહેલી છે. ગઇ ગુજરી વિસરી જઇ ક્ષમા કરવી એજ સાધુતાનું લક્ષણ છે. વચલા માણસના બોલવા ઉપરથી ઘણી મૈત્રીઓ તુટે છે એ આપણા દરરોજના અનુભવની વાત છે.

મિત્ર તરફથી મળતી ભેટની કિમત તેના બજાર ભાવે કે ઉપયોગીપણાને ધોરણે કરવી જોઇતી નથી, પણ કેવા ભાવથી તે અપાઇ છે તે ધોરણે કરવાની છે. ધર્માદાના કામમાં શ્રીમંતની સોનામોહોરો કરતાં રાંડીરાંડની પાઇ કે અનાજની મુઠી વધારે કિમતી ગણાય છે. કારણ કે સોના મહોરો આપી દેવામાં શ્રીમંતને કોઇ જાતનો સ્વાર્થ ત્યાગ કરવો પડતો નથી. પણ રાંડીરાંડે તો અંતરના ઉમળકાને લીધે પોતાના પેટીયામાંથી કમી કરીને આપેલું હોય છે. ભગવાન પણ ભાવના ભુખ્યા છે, પ્રેમીજન પણ પોતાની પ્રિયા તરફથી મળેલી ભેટની બજાર કિમ્મતનો વિચાર કરતો નથી, પણ તે મોકલનારના પ્રેમનોજ વિચાર કરે છે. આથી કરીનેજ પ્રેમીજનના માથાની લટ કે બીજી કોઇ પ્રેમની સંજ્ઞા જીવથી પણ વધારે વહાલી ગણાય છે. માટે સ્નેહીઓએ પણ સ્નેહી તરફથી મળતી ચીજના ઉપયોગીપણા કે બજાર કિમ્મત તરફ લક્ષ નહિ કરતાં કેવા ભાવથી તે મોકલવામાં આવી છે, તેના તરફજ લક્ષ રાખવું જોઇએ. મુલ વસ્તુનું નહિ પણ પ્રેમનું થાય છે.

સિસિરોએ યથાર્થ કહ્યું છે કે " આ જગત અને મનુષ્ય જીવન ક્ષણ ભંગુર અને ક્ષણિક છે, તેથી કરીને દરેક માણસે પોતાની પ્રીતિનું પાત્ર અને પોતાના ઉપર પ્રીતિ રાખનાર એવું એક પ્રિય મનુષ્ય અવશ્ય શોધી કાઢવું જોઇએ; કારણ કે આપણા પ્રત્યે સ્નેહ અને મમતા ધરાવનારા આપ્ત જનોના મૃત્યુ પછી આ શૂન્યવત્ થઇ પડેલા જગતમાં આપણને બીલકુલ આનંદ લાગતો નથી. " સ્નેહી એ મનુષ્યનો એક મોટો વિસામો છે; અને સ્નેહી દૂર હોય, પણ બેનાં હૃદય એક હોય, તો તે હમેશાં પાસેનો પાસેજ

છે. દિવસના અમુક અમુક વખત સ્નેહીઓના સમાગમ અને સહવાસ માટે વિશેષ અનુકૂળ હોય છે. ઇંગ્લાંડ દેશમાં ઉન્હાળાના સવાર અને શિયાળાની સાંજ વિશેષ અનુકૂળ ગણાય છે, પણ તેનો ઘણોખરો આધાર સ્નેહીઓના દૈનિકવ્યવહાર કે ધંધાના સંજોગો ઉપર અવલંબેલો છે. એકંદર રીતે કામકાજમાંથી પરવાર્યા પછીનો વખત સ્નેહીઓના સમાગમનો લાભ લેવા માટે સર્વ રીતે અનુકૂળ ગણાય.

હવે મિત્ર એકજ હોવો જોઇએ એવો કંઇ નિયમ નથી. પ્રેમ મર્યાદિત નથી; તેમ ખર્ચ્યો ખુટતો નથી. માટે મિત્રની સંખ્યાને કોઇ જાતની મર્યાદા હોઇ શકેજ નહિ. જેવી ફુરસદ અને જેવી અનુકૂળતા તે પ્રમાણે એકથી વધારે મિત્રો રાખવામાં હરકત નથી. પ્લેટો કહે છે કે પ્રેમનો પ્રદેશ અતિ વિસ્તીર્ણ અને આશ્ચર્યજનક છે. તેને કોઇ જાતની મર્યાદા નથી; અને તે કોઇ વખત ઓછો થતો નથી. તેનું રાજ્ય જડ અને ચેતન સર્વ વસ્તુઓ ઉપર છે. પ્રેમ આ લોકમાં પ્રેમીના સદ્‌ગુણોનું પોષણ કરે છે અને પરલોકમાં તેને સુખ અર્પે છે.

લેખક કહે છે કે પતિપત્ની વચ્ચેનો પ્રેમ જો કે મિત્રતાના પેટામાં આવી જતો નથી, તોપણ આ વિષયના નિરૂપણમાંથી તેને બીલકુલ ટાળી મુકવો એ ઉચિત નથી. એ પ્રેમ પણ એક વ્યક્તિના સહવાસથી બીજી વ્યક્તિને જે ઉત્કૃષ્ટ પ્રકારનો આનંદ પ્રાપ્ત થાય છે, તે જાતનો છે. સર ટી બ્રાઉન કહે છે કે સંગીતનો આનંદ દિવ્ય છે ખરો, પણ સુંદરીના મુગ્ધ વિલાસમાં જે કંઇ સંગીત રહેલું છે તેનો ધ્વનિ ઉત્તમ પ્રકારના વાદ્ય કરતાં પણ અધિક મધુર અને ચિત્તાકર્ષક છે. રંભાએ શુકને કહેલું છે કે:-

समस्तशृंगार विनोदशीला । लीलावतीकोमलकंठनाला ॥
विलासितानो नवयौवनेन । वृथागतंतस्यनरस्यजीवितम् ॥

शुक रंभा संवाद.

બેશક, યુદ્ધનાં કઠોર આયુધ કરતાં અનંગનાં પુષ્પબાણનો પ્રહાર વધારે મર્મભેદક હોય છે ખરો, છતાં સ્ત્રીઓનો પ્રેમ નિર્દય અગર છળકપટ

બારેલો એમાંથી એક જાતનો હોય છે, એવું બેકનનું વચન સર્વથા સત્ય નથી. ઓમાર ખય્યામ કહે છે: "ઓ દયિતા, વનમાં ઝાડ તળે તારી સાથે બેસવાનું હોય, પાસે એકાદ પુસ્તક હોય, એક બાજુ પાણીનો લોટો હોય તથા થોડી ભાખરી હોય, અને તું પાસે બેઠી બેઠી મધુર સ્વરથી ગાયન લલકારતી હોઉં, તે વખતે જંગલ પણ સ્વર્ગ જેવું થઇ પડે!"

પણ એ વાત લક્ષમાં રાખવા જેવી છે કે આપણો પ્રેમ કોઈ કુપાત્ર સ્ત્રી ઉપર ઢળવો જોઇએ નહિ. તેવી સ્ત્રીઓ સાથે પ્રેમમાં પડવાથી ઘણા માણસોનાં જીવન ધુળ વળી ગયાનાં અનેક દૃષ્ટાંત આપણા સાંભળવામાં આવે છે. વળી પરસ્ત્રીને તો માત સમાનજ ગણવાની છે. મેકડોનલ્ડ કહે છે તેમ, કોઇને પણ આપણા પ્રેમનું પાત્ર નહિ બનાવવું તેના કરતાં પ્રેમની ખાતર ગાંડા ગાંડા ફરવું અગર જીવ આપવો એ વધારે સારૂં છે; પણ એક વાર કોઇને આપણા પ્રેમનું પાત્ર બનાવ્યા પછી તેનો ત્યાગ કરવો, એ અત્યંત ધિક્કારવા લાયક છે.

શેકસપિયરના જેવો વ્યવહાર કુશળ પુરૂષ બીજો ભાગ્યેજ મળી આવશે. તેણે આ જગતમાં માણસે માણસની સાથે કેવી રીતે વર્તવું તે ટુંકામાં નીચે પ્રમાણે જણાવ્યું છે:—ચાહો સર્વને, વિશ્વાસપાત્ર ( સુપાત્ર હોય તેવા ) થોડાને જ ગણો, ભુંડું કોઇનુંએ કરતા નહિ; શત્રુને સામર્થ્યથી જીતો, અને મિત્રનું રત્નની માફક જતન કરો; ઓછા બોલામાં ખપો, પણ વાચાળ-પણા બદલ ઠપકાને પાત્ર થશો નહિ.

ઇર્ષ્યાખોર કે સંશયી સ્વભાવ મિત્રતાને હાનિકારક છે. એવા સ્વભાવને લીધે ઓથેલોની માફક ઘણાનાં જીવન ખરાબખસ્ત થઇ જાય છે. એવા વહેમ ઘણી વખત બીલકુલ નાપાયાદાર હોય છે; પણ એક વખત મનમાં વહેમ પેદા થયો એટલે પછી દરેક પ્રસંગ, દરેક હીલચાલ અને દરેક બોલ અને એકંદર રીતે તદન નજીવી બીના પણ એ વહેમનું પોષણ કરે છે—માની લીધેલી વાતનું સમર્થન કરે છે. કોઇના ઉપર આપણી ઇતરાજી થાય છે, ત્યારે તેના દરેક કામમાં આપણને દોષ માલમ પડે છે, પણ જો

કોઇના ઉપર આપણી મમતા હોય છે તો તેનું દરેક કામ આપણને સારૂં લાગે છે.

જેના ઉપર તમારાથી વિશ્વાસ રાખી શકાય એમ નથી, તેની સાથે મિત્રતાનો સંબંધ જોડવો જોઇએ નહિ, પણ એક વાર જેને મિત્ર માન્યો, તેના ઉપર કદી અવિશ્વાસ રાખવો નહિ.

અત્યાર સુધી એમ કહેવામાં આવ્યું છે કે શત્રુ આપણને ઘણું નુકસાન કરી જાય છે, અને મિત્ર અત્યંત લાભકર્તા છે ને તે યથાર્થ છે પરંતુ આપણી જાતના જેવો ખરો મિત્ર કે કટ્ટો શત્રુ બીજું કોઈ નથી.



# પ્રકરણ ૧૦ મું.

## દ્રવ્ય.

**आयेदुःखं व्ययेदुःखं । कथमर्थाः सुखावहाः ॥**

**सुभाषित.**

**ભાવાર્થ**:—દ્રવ્ય મેળવતાં કષ્ટ પડે છે, અને ખર્ચતાં પણ કષ્ટ થાય છે; તો પછી તેનાથી સુખ કેવી રીતે છે?

જીવનનાં જે અતિ વિશુદ્ધ અને મહત્ત્વનાં સુખનાં સાધન છે, તેમાં સાહિત્ય, સંગીત, કલા અને શાસ્ત્રજ્ઞાન એમની ગણના કરી શકાય છે. પણ એ ચાર પૈકી કોઇની પ્રાપ્તિને માટે-દ્રવ્ય આવશ્યક નથી, તેમ તેમનાથી પ્રાપ્ત થતા સુખમાં દ્રવ્ય કોઇ રીતે વધારો કરી શકતું નથી. શ્રીમંત પુરૂષના દીવાનખાનામાં અત્યંત સુંદર ચિત્ર કે પુતળાં હોય, તેના નિરીક્ષણથી એકાદ સહૃદય ચિત્રકાર કે રસજ્ઞ પુરૂષને જેટલો આનંદ થાય છે તેટલો તેમના માલીક મનાતા શ્રીમંતને નથી થતો. સોલોમન કહે છે, "એવા પદાર્થોના માલીક ગણાવાથી શ્રીમંતને પોતાની આંખો વડે જોવા કરતાં વિશેષ લાભ કયો છે?" અને તે ઉપભોગ તો માલીક નહિ એવા બીજા માણસો પણ કરી શકે છે. આવીજ વસ્તુસ્થિતિ સાહિત્ય અને શાસ્ત્રજ્ઞાનના સંબંધમાં પણ છે. આજકાલ ભૌતિક શાસ્ત્ર કેવા કેવા ચમત્કાર કરી બતાવે છે? તેનો અનુભવ કરવા માટે જે ફુરસદ અને ચિત્તસ્વાસ્થ્ય આવશ્યક છે, તે શ્રીમંત લોકોને કયારે હોય છે? તેજ પ્રમાણે સાહિત્યના ગ્રંથો વાંચવાથી મળતો આનંદ અનુભવવાને માટે પણ દ્રવ્યની નહિ પણ ફુરસદની આવશ્યકતા છે કારણ કે જે ગ્રંથો ઉત્તમ ગણાય છે તે આજકાલ ઘણા સસ્તા થઇ ગયા છે. એક અઠવાડિયાની કમાણી ખર્ચવાથી આખું વર્ષ ચાલે એટલાં પુસ્તક ખરીદ કરી શકાય છે. બેશક ભવ્ય પુસ્તક સંગ્રહ એ એક ઉમદા સંપત્તિ છે; પણ તેનો ખરો ભોક્તા તેના શ્રીમંત માલીક કરતાં

લાઇબ્રેરીયન વધારે હોય છે. ઘણી વખત તો એ શ્રીમંત એ પુસ્તકોનાં પુઠાં અને બંધારણ એ સિવાય બીજું કશું જોવા પામતો નથી. કારણ કે જો તે મોટો રાજદ્વારી કે એલચીખાતાનો વડો કે રાજ્યનો કોઇ મોટો અમલદાર હોય તો તે ઘણો ખરો વખત રાજ્ય પ્રકરણમાં ગુંથાયલો રહે છે; અને જો તે મોટો જમીનદાર હોય, તો તેને પોતાની વિશાળ જાગીર સંભાળવાની હોય છે, એ રીતે શ્રીમંત પુરૂષને પુસ્તકો વાંચવાનો ઘણોજ થોડો વખત મળે છે. આ હકીકત મુખ્યત્વે કરીને યુરોપના અમીર ઉમરાવો કે લક્ષાધિપતિઓને લાગુ પડે છે. આપણા અહીંના શ્રીમંતો તો કેવળ આળસુ અને કેટલીક વખત કેવળ નિરક્ષર હોય છે. પોતાની જાગીર સંભાળવામાં કે કોઇ પણ જાતની નોકરી કરવામાં તેમને નાનમ લાગે છે, અને ઘણું ખરૂં તો મોટી જવાબદારીના કે સાધારણ બુદ્ધિની જરૂર પડે એવા હોદ્દા ભોગવવા જેટલી આવડજ તેમનામાં હોતી નથી. એક રીતે જોતાં તેમને પુષ્કળ ફુરસદ હોય છે, પણ વાંચનનો કે કામ કરવાનો તેમને બીલકુલ ઉત્સાહ કે શોખ હોતો નથી એટલે ઉલટું દ્રવ્યજ તેમના બુદ્ધિવિકાસને અડચણ કારક નિવડે છે.

આપણે દ્રવ્ય પ્રાપ્તિને કેટલું બધું મહત્વ આપીએ છીએ, તે જ્યારે કોઇ માણુસ પોતાની બધી પુંજી ગુમાવી બેસે છે, ત્યારે આપણે કહીએ છીએ કે બિચારાનું સત્યાનાશ ગયું એમ કહેવાનો જે સાધારણ રિવાજ પડી ગયો છે ને ઉપરથી સમજાય છે. પણ ખરૂં જોતાં તો સુખી સ્થિતિના કરતાં ચારિત્ર હજાર ગણું સારૂં છે; અને મોજશોખ તો તેના આગળ બીલકુલ હિસાબમાં નથી. પૈસાથી જીવનનું બીલકુલ સાર્થક્ય થતું નથી. બેશક હોરેસ કહે છે તેમ લોકોની સામાન્ય માન્યતા એવી છે કે 'આ જગતમાં દમડી એજ સર્વોપરી છે. કારણ કે માન, સત્તા અને વૈભવ એ સઘળું તેને આધિન છે, તેમજ ફ્રેંચ લોકોમાં પણ એક કહેવત છે કે 'બધું ખરૂં પણ પૈસાના જેવું સુંદર અને ચિત્તાકર્ષક બીજું કંઇજ નથી.'

**यस्यांस्तिवित्तं स नरः कुलिनः ।**

स एव वक्ता स च दर्शनीयः ॥
सर्वे गुणाकांचनमाश्रयन्ति ॥ १ ॥

પણ ખરી રીતે જોતાં તો શીલ-સદ્વર્તન એજ સર્વથી ઉત્તમ છે. દ્રવ્ય પ્રાપ્તિથી અમુક અમુક લાભ પ્રાપ્ત થાય છે, એવા લોકોમાં જે અતિશયોક્તિ ભરેલા વિચાર ફેલાયલા છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે દ્રવ્યપ્રાપ્તિની લાલસા એ દ્રવ્યપ્રાપ્તિના જેટલીજ અનર્થકારક છે; કેટલીક વખત તો લાલસા વધારે ભયંકર નિવડે છે. દ્રવ્ય લાલસામાં બીજો દોષ એ રહેલો છે કે એને લીધે માણસ દ્રવ્યની પ્રાપ્તિ થયા પછી પણ તેનો પુરેપુરો સુખોપભોગ કરી શકતો નથી. તેના મનમાં હમેશાં એવી ભીતિ રહે છે કે મહામહેનતે મેળવેલું એ દ્રવ્ય કદાચ હાથમાંથી છટકી જશે ! શાસ્ત્રોમાં પણ દ્રવ્યની જે નિંદા કરેલી છે, તે ઘણે ભાગે દ્રવ્યલાલસાની કરેલી છે. શંકરાચાર્યે કહેલું છે કે—

मूढ जहीहि धनागम तृष्णां । कुरुतनुबुद्ध मनसि तृष्णां ॥
यल्लभसे निज कर्मोपात्तं । वित्तं तेन विनोदय चित्तं ॥ १ ॥

ભાવાર્થ:—હે મૂઢ, હે અલ્પમતિ દ્રવ્ય પ્રાપ્તિની લાલસા છોડી દે અને સંતોષવૃત્તિ સ્વીકાર. તારી જાત મહેનતવડે જે કંઇ દ્રવ્ય પ્રાપ્ત થાય તેટલામાં વિનોદ કર.

દ્રવ્ય સંગ્રહમાં બે દોષ રહેલા છે; એક તો દ્રવ્ય પ્રાપ્ત થતાં તેની પ્રાપ્તિની લાલસા વધતી જાય છે; અને બીજું પાસે દ્રવ્ય હોવાથી મનુષ્ય તેનો દુરૂપયોગ કરવાની લાલચમાં પડે છે.

કહેવત છે કે વખત્ એજ દ્રવ્ય છે; પણ ખરી રીતે જોતાં તે દ્રવ્ય કરતાં વધારે મહત્ત્વનો છે; અને તેમ છતાં વખતની માલકીના સંબંધમાં આપણે સઘળા એકજ પંક્તિ ઉપર છીએ. કોઇનો દિવસ ચોવીસ કલાકથી વધારે લાંબો હોતો નથી. હવે માણસ સરેરાસ દિવસનો ત્રીજો ભાગ એટલે આઠ કલાક નિંદ્રામાં ગાળે છે. એટલે આખા આયુષ્યનો ત્રીજો ભાગ રાજા અને રંક સર્વેનો એક સરખો પસાર થાય છે; અને વળી સુક્ષ્મદષ્ટિથી વિચારીશું

તો ગરીબ લોકોનો એટલો વખત શ્રીમંત લોકો કરતાં વધારે સુખમાં પસાર થાય છે; કેમકે દિવસના થાકને લીધે, તેમજ ફિકર ચિંતાઓમાંથી મુક્ત હોવાને લીધે તેમની નિંદ્રા શાન્ત અને સુખાવહ હોય છે; ત્યારે શ્રીમંત લોકો પથારીમાં આળોટયાં કરે છે પણ તેઓ ગાઢ નિંદ્રાના સુખનો અનુભવ કરી શકતા નથી. મહેનતુ લોકો કેવળ ભોંય ઉપર પણ પડયા એવા ઘસઘસાટ ઉંઘી જાય છે, અને શ્રીમંત લોકો અત્યંત સુકોમળ પથારીમાં પણ સ્વસ્થ નિંદ્રા લઇ શકતા નથી. હવે જમવાનો વખત લઇએ. એકંદર રીતે માણસના બે ત્રણ કલાક નહાવા ધોવામાં અને ખાધા પીધામાં જાય છે; તેમાં પણ શ્રીમંત લોકો ગરીબો ઉપર કોઇ રીતે સરસાઇ ભોગવતા નથી. કારણકે કામના થાકથી જેવી ભૂખ બરાબર ઉઘડી હોય છે, તેવો મજુર સુકો રોટલો અને ભાજી જેટલી રૂચિથી ખાય છે, તેટલી રૂચિથી આખો દિવસ આળસુની માફક બેસી રહેનાર શ્રીમંત પકવાન્ પણ જમી શકતો નથી. આ પ્રમાણે દિવસના ઓછામાં ઓછા દશ કલાકનો હિસાબ પત્યો. હવે બાયડી છોકરાં સૌને સરખાં વહાલાં હોય છે; તેથી ગરીબમાં ગરીબ મજુર પણ પોતાનાં બૈરી છોકરાં સાથે જે બે ત્રણ કલાક ગાળતો હોય, તેટલો કાળ તે રાજાના જેટલોજ સુખી હોય છે. તે ઉપરાંત અમસ્તા હરવા ફરવામાં, લુગડાં પહેરવા બદલવામાં ઇત્યાદિ પરચુરણ કામકાજમાં દરરોજના જે બે કલાક પસાર થાય છે, તે વખતમાં પણ શ્રીમંત વધારે સુખી હોવાનું કંઇ ખાસ કારણ નથી.

હવે કામના આઠ કે દશ કલાક બાકી રહ્યા. એ વખતમાં મજુર વર્ગને જ્યારે તનની મહેનત કરવાની હોય છે, ત્યારે શ્રીમંત વર્ગને મનની મહેનત કરવાની હોય છે. ( જેમને બીલકુલ કામ કરવાનું હોતું નથી એવા આળસુ શ્રીમંતોની તો વાતજ કરવા જેવી નથી! સર્વ કોઇ જાણે છે કે બેસી રહેવાથી કામ કરવા કરતાં વિશેષ થાક લાગે છે, અને મન કંટાળે એ તો જુદુંજ. કામની લહેજતમાં વખત કેમ પસાર થયો તે જણાતુંજ નથી. કામ કરનારને દિવસ ટુંકા લાગે છે, ત્યારે બેસી રહેનારને લાંબા લાગે છે. ) હવે કોઇ એમ કહી શકશે ખરો કે મનની મહેનતમાં તનની મહે-

નત કરતાં વધારે આ ંદ રહેલા છે ? રાજ્યના મંત્રીઓને અને રાજસભાના પ્રમુખોને કેટલું વધું કામ કરવાનું હોય છે, તે જેઓ અંદરખાનેથી જાણતા હોય છે તે સુતાર કે કડીયાનો ધંધો છોડી કોઇ દિવસ પ્રધાન કે મંત્રી થવાનું પસંદ કરશે નહિ ! કેટલાંક માનાસક કામમાં વધારે આનંદ રહેલો હોય છે ખરો, પણ તેને અંગે જવાબદારી અને ચિંતા પણ તેટલાજ પ્રમાણમાં હોય છે, તેને લીધે આનંદ તો ક્યાંય જતો રહે છે !

આ વિવેચન ઉપરથી એકંદર રીતે એટલું તો ચોકસ રીતે સિદ્ધ થાય છે કે આયુષ્યના બે તૃતીયાંશ ભાગ દરમિયાન ગરીબ કરતાં શ્રીમંત કે સત્તાધીશ કોઇ રીતે વધારે સુખી હોતા નથી; અને બાકીના ત્રીજા ભાગના સંબંધમાં કંઇ નહિ તો ઓછામાં ઓછું એટલું તો કહી શકાશે કે શ્રીમંત વર્ગ, ગરીબ વર્ગ કરતાં વિશેષ સુખી હોય એમ ચોકસ રીતે પુરવાર થતું નથી.

હવે કોઇ કદાચ એમ કહેશે કે એ બધું તો ખરૂં પણ દુઃખીયાનું દુઃખ ભાગવાથી અને દાન કરવાથી જે આનંદ થાય છે, તે આનંદનો ઉપભોગ ગરીબ લોકો ભાગ્યે જ કરી શકે–એ આનંદ તો શ્રીમંત લોકોના નસીબમાંજ લખાયલો છે. બેશક દાન કરવાથી થતો આનંદ એ દ્રવ્યને અગે રહેલાં સુખોમાં સૌથી શ્રેષ્ઠ અને અત્યંત વિશુદ્ધ છે છતાં ગરીબ લોકો પણ ઉદાર અને દાનશીલ થઈ શકે છે. શ્રીમંત પુરૂષ સુવર્ણનું દાન કરવાથી જેટલો સંતોષ અનુભવે છે, તેટલો જ સંતોષ ગરીબ રાંડીરાંડ રોટલાનો કકડો કે પૈસો ભુખથી રીબાતા ભીખારીને આપવાથી અનુભવે છે, અને બેમાં જો કંઇપણ તફાવત હોય, તો તે અત્યંત જુજ છે. વળી પારકાનું દુઃખ ભાગવામાં દીલસોજી ભરેલી લાગણી અને માયાળુપણું એ દ્રવ્ય કરતાં વિશેષ ઉપયોગી થઇ પડે છે; અને એ બાબતમાં ગરીબી કોઇ રીતે આડે આવતી નથી. ઉલટું પોતાની સ્થિતિ ઉપરથી સામાની સ્થિતિનું અને તેની જરૂરીઆતોનું તે વધારે સારૂં અનુમાન કરી શકે છે; અને ધનના મદથી મુક્ત હોવાને લીધે તેમના હૃદયમાં દયાની લાગણીને વહેલો જન્મ મળે છે.

વળી પાસે પૈસો હોય તો મનમાં જેની ઇચ્છા થાય તે મેળવી શકાય એ

વાત ખરી પણ જીવનને આવશ્યક એવી ચીજો તો થોડીજ છે. આથેન્સ શહેરના બજારમાં ફરતાં એમ્બ્રિયન બોલ્યો હતો કે 'આ દુકાનોમાં મારે જરૂરની નહિ એવી કેટલી બધી ચીજો ભરી રાખેલી છે !' વધારામાં સોના-રૂપાના ટુકડા કે માલમતા એ ખરી સંપત્તિ નથી. બાઇબલમાં કહ્યું છે કે 'હે મનુષ્ય! તું એમ ધારે છે કે શ્રીમંત છું અને મારે પુષ્કળ રિદ્ધિસિદ્ધિ છે તેથી મારે કશાની ગરજ નથી; પણ તને ખબર નથી કે તું અત્યંત દીન, દુઃખી, દરિદ્રી અને અંધ છું ! " ભર્તૃહરિ કવિએ યથાર્થ કહ્યું છે કે **मृत्पिण्डो जलरेखया वलयितः सर्वोऽप्ययं नन्वणुः ॥** જળરેખાથી વિંટળાયલો આ માટીનો દડો ( પૃથ્વી ) એક અણુ સમાન છે. આકાશ એવું વિશાળ છે કે તેમાં આપણી પૃથ્વી એક અણુ જેવડી કયે ખુણે પડી રહી છે, તેની બીજાને માહિતી પણ હોતી નથી. એવી પૃથ્વીનું કદાચ ચક્રવર્તીપણું પ્રાપ્ત થાય તેમાં પણ ગર્વ વહન કરવા જેવું કશું નથી, તો પછી ધનપ્રાપ્તિનો મદ કેવો અયોગ્ય કહેવાય ? વળી આપણે જેમને નિર્ધન ગણી તુચ્છકારી કાઢતા હોઇએ છીએ, તે કેટલીક વખત બીજી દૃષ્ટિથી જોતાં કોટયાધિપતિના કરતાં પણ વિશેષ સમૃદ્ધિવાન હોય છે-તેમની ભાવનાઓ શ્રીમંતોના જેટલીજ બલ્કે વધારે ઉચ્ચ હોય છે, અને તેમને પણ શ્રીમંતોના જેટલોજ બલ્કે વધારે સત્સમાગમ હોય છે. જે વસ્તુઓ ક્રયવિક્રયની ચીજોની માફક બજારમાં વેચાતી નથી, તેજ વસ્તુઓ મનુષ્યજીવનને અંગે ખરેખરી કિંમતી ગણાય છે. ટ્રેહર્ન કહે છે તેમ " પૈસો અને સંપત્તિ ઇંદ્રિવર્ણાના ફુલ જેવાં છે, અને સત્તા અને પ્રતિષ્ઠા પવન ભરેલા ખાલી પરપોટા જેવી છે. આરબ લોકોમાં એક કહેવત છે કે " સત્કર્મ એજ માણસની ખરેખરી સંપત્તિ છે. મનુષ્ય જ્યારે મરી જાય છે, ત્યારે આ દુનિયાના લોકો એમ પૂછે છે કે તે પોતાની પાછળ કેટલી પુંજી મુકતો ગયો છે, પણ દેવદૂતો તેનાં સત્કર્મોનીજ ચોકસી કરે છે. " માટે સદ્વર્તન એજ આ દુનિયા ઉપરની સૌથી કિંમતી ચીજ છે.

વળી દ્રવ્યની ખાતર આરોગ્ય, ચિત્ત સ્વાસ્થ્ય કે વખતનો ભોગ આપવો, એ એક રીતે જોતાં ખોટનો ધંધો છે; માટે તેમ કરવું એ ડહાપણ

ભરેલું નથી; કારણ દ્રવ્યવડે સુખને શાન્તિ ખરીદ કરી શકાતાં નથી. આથી કરીને આરોગ્ય કે ચિત્તની શાન્તિનો ભોગ આપીને પ્રાપ્ત કરેલું દ્રવ્ય મોંઘું પરવડયું ગણાવું જોઇએ, જગતમાં સૌથી અગત્યની ચીજો જોવા જઇએ તો સ્વચ્છ હવા, ચોખ્ખું પાણી, સારો ખોરાક, નિરામય શરીર પ્રકૃતિ અને પવિત્ર અંતઃકરણ એટલાં છે; પણ આ સઘળાં શ્રીમંત અને મજુર બન્નેને સરખાં સાધ્ય છે. તેવીજ રીતે સુખની બાધક બાબતો જોવા જઇએ તો પાપ, તથા શારીરિક અને માનસિક પીડા છે; અને દ્રવ્યવડે તેમનો પરિહાર થઇ શકતો નથી એટલુંજ નહિ, પણ કેટલીક વખત દ્રવ્યજ તેમની ઉત્પત્તિનું મૂળ કારણ થઇ પડે છે.

બેકને કહ્યું છે કે "જગનિયંતા વરસાદ સૂર્યનો પ્રકાશ વગેરે સામાન્ય લાભ સજ્જન અને દુર્જન બન્નેને સરખા પ્રમાણમાં આપે છે; પણ સંપત્તિ, સન્માન, અને સદ્ગુણ એવા ખાસ લાભ કેટલાક પસંદ કરેલા માણસોનેજ આપે છે." સિસિરો કહે છે કે "માલીકને લીધે ઘરની શોભામાં વધારો થાય છે, પણ ઘરને લીધે માલીકની શોભામાં વધારો થતો નથી; માટે ભવ્ય મંદિરમાં રહેતો હોય તે પુરૂષ પ્રતિષ્ઠિત હોવોજ જોઇએ એવો કંઇ નિયમ નથી.

જે નિયમ છુટક વ્યક્તિને લાગુ પડે છે, તેજ નિયમ આખી પ્રજાને પણ લાગુ પડે છે. રાજ્યનું ખરૂં દ્રવ્ય સોના રૂપાના ઢગલામાં રહેલું નથી, પણ સદ્વર્તનશાળી, સુખી, અને તંદુરસ્તી વ્યક્તિઓની સંખ્યામાં રહેલું છે. જે રાજ્યમાં શ્રીમંત પુરૂષો વિશેષ હોય તે સુખસંપન્ન કે શ્રીમંત ગણાય નહિ, પણ જ્યાં સદાચરણી અને સુખી પુરૂષો વિશેષ હોય તેજ સુખસંપન્ન અને સમૃદ્ધિવાન ગણાવું જોઇએ. દ્રવ્ય મદ વ્યક્તિનો જેવી રીતે નાશ કરે છે તેવીજ રીતે આખી પ્રજાનો પણ કરે છે. લખક કહે છે કેટલાક માણસો એમ ધારે છે કે ઇંગ્લાંડ દેશ સમગ્ર રીતે એવો તવંગર છે, કે તેનું રાષ્ટ્રિય દ્રવ્ય અખુટ કહીએ તો પણ ચાલે. લખક કહે છે ઇંગ્લાંડ દેશની સંપત્તિ વિપુલ છે ખરી પણ તે અખુટ નથી. છુટક વ્યક્તિની આર્થિક સંપત્તિને જેવી રીતે મર્યાદા હોય છે, તેવીજ રીતે રાષ્ટ્રિય સંપત્તિને પણ મર્યાદા છે.

પણ એ વાતનું ઘણા માણસોને વિસ્મરણ થઇ જાય છે. સંકટના વખતમાં દરેક દેશ કરકસરથી રહે છે, પણ જે પ્રજા સંપત્તિના વખતમાં પણ કરકસરથી રહે તે પ્રજાનેજ શાણી ગણી શકાય. શાણપણ વગરનું દ્રવ્ય નકામું છે. તેમજ ' પૈસો મારો પરમેશ્વર ' કરનારો માણસ અત્યંત તિરસ્કારને પાત્ર છે. તેના જેવો પામર પુરૂષ બીજો કોઇ નથી.

ધનવાનપણામાં મુખ્ય લાભ એ રહેલો છે કે જેની પાસે ધન હોય છે તે પૈસા સંબંધી કાળજીમાંથી મુક્ત થાય છે.—કાલે શું ખાઇશું એની એને ફીકર હોતી નથી, પણ તેને બદલે ધનપ્રાપ્તિનું પરિણામ જો એવું આવે કે આપણી ધનતૃષ્ણામાં વધારો થાય, અને આપણે આપણા સ્વાર્થનો જ વિચાર કરવા શીખીએ, તો એ ધન લાભકારકને બદલે હાનિકારક છે એમજ માનવું જોઇએ. ધનમાં ઘણા દુર્ગુણ રહેલા છે. હાથમાં પૈસો આવ્યો એટલે ચેનબાજી ઉડાવવાનું કે આડંબર કરવાનું મન થાય છે. વળી ધનનો મદ ચઢે છે એ તો જુદો. કેટલાક શ્રીમંતોને એટલો ઉન્માદ ચઢેલો હોય છે કે તેઓ એમ સમજે છે કે ગરીબ લોકો આપણા તળે ખુંદાવા માટેજ સર્જાયલા છે, આવાં કારણોને લીધેજ એક ઠેકાણે જે કહેવામાં આવ્યું છે કે ગરીબાઇમાં ફક્ત બે સદ્ગુણ આવશ્યક છે પણ શ્રીમંતાઇમાં ઘણા સદ્ગુણોની જરૂર પડે છે, એ યથાર્થ છે. ગરીબ માણસનામાં જો ઉદ્યોગીપણું અને ખંત એ બે ગુણ હોય તો તે સુખી જીવન ગાળી શકે છે; પણ શ્રીમંતનામાં જો ઉદારપણું, દાનશીળપણું, મિતાચાર, દીર્ઘદષ્ટિ, ઇંદ્રિયદમન ઇત્યાદિ ગુણ હોય તોજ તે અંકુશમાં રહી શકે છે, નહિ તો તેનું અધઃપતન થયા વગર રહેતું નથી. અધિકાર અને દ્રવ્ય એ બે કેટલાં ભયંકર છે અને તેમને લીધે કેટલા બધા અનર્થ ગુજરે છે, તે પ્રત્યેક દેશના ઇતિહાસ ઉપરથી સમજાય છે, રોમના કેટલાક શહેનશાહ બચપણમાં સારા હતા, પણ ગાદીએ બેઠા પછી ધન અને અધિકારના મદને લીધે તેઓ ભ્રષ્ટ થયા. નેપોલિયન પણ આખરે અત્યંત ગર્વિષ્ઠ થયો હતો.

જે માણસો દ્રવ્ય અને કીર્તિ સંપાદન કરવાના પ્રયાસમાં પોતાનું આખું જીવન ખરાબખસ્ત કરી નાખે છે, તેમને ફેનીલન એક અત્યંત સુશોભિત

પણ જેમાં બેસવાથી ખાત્રીપૂર્વક ખડકની કડાણમાં ગબડી પડાવાનું છે, એવા રથમાં બેસી પસાર થનારા રથની સાથે સરખાવે છે. આ પ્રમાણે જો કે દ્રવ્યનો અતિ લોભનિંદ્ય અને ત્યાજ્ય છે ખરો, પણ ન્યાય માર્ગથી દ્રવ્ય સંપાદન કરીને ભવિષ્યને માટે બચાવવા માટે કરકસરથી રહેવું, એ કોઇ પણ રીતે અઘટિત નથી. ઇશ્વરે આપણને જે ચર્મચક્ષુ આપ્યાં છે, તે અંતર્ચક્ષુના વિકાસને માટે આપેલાં છે, અને આપણને જે અંતદૃષ્ટિ આપી છે તે દીર્ઘદૃષ્ટિને માટે આપેલી છે.

પૂર્વવયમાં જો આપણે બીન જરૂરી ચીજો ખરીદવામાં આપણી પુંજી ખર્ચી નાખીશું તો વૃદ્ધાવસ્થામાં જે વસ્તુઓ વગર આપણને ચાલવાનું નથી એવી વસ્તુઓ પણ વેચી નાખવી પડશે; અર્થાત્ પૂર્વ અને મધ્યમ વયમાં આપણે એવી વ્યવસ્થાથી રહેવું જોઇએ કે જેથી કરીને આપણે વૃદ્ધાવસ્થામાં દેવામાંથી તેમજ પૈસા સંબંધી કાળજીમાંથી મુક્ત રહી શકીએ. આજની આવક ખર્ચી નાખવા કરતાં ગઇ કાલની બચતમાંથી ગુજરાન ચલાવવું એ વધારે પસંદ કરવા લાયક છે; પણ આજના ગુજરાનનો આધાર આવતી કાલની પેદાસ ઉપર રાખવો, એ મૂર્ખાઇ ભરેલું છે- અર્થાત્ કાલે કમાઇશું એવી આશાએ આજની જરૂરીઆતો માટે દેવું કરવું એ મૂર્ખાઇનું લક્ષણ છે. શાણા માણસે ચાલતી કમાણીને હાથ નહિ અડકાડતાં પહેલાં બચાવેલી પુંજીમાંથીજ ગુજરાનનું ખર્ચ કાઢવું જોઇએ. આજનો ઉડાઉ તે આવતી કાલનો નિર્ધન છે, કારણ કે ઉડાઉ માણસ નિર્ધન થયા વગર રહેતો નથી.

રેબીલેસ નામના એક મનુષ્ય દ્વેષી અને ચાર્વાકવાદીનું મૃત્યુપત્ર તેના મરણ બાદ ફોડીને વાંચી જોતાં તેમાં નીચે મુજબનું લખાણ હતું "મારે ઘણું કર્જ છે; મારી પાસે ફુટી બદામ નથી; મારી બાકીની પુંજી હું ગરીબ લોકોને અર્પણ કરૂં છું."

તમે જો કોઇ ધંધા રોજગારમાં જોડાયા હો, તો એકદમ પૈસાદાર થઈ જવાની ઉતાવળ કરશો નહિ, અને ખાસ કરીને એટલું લક્ષમાં રાખજો કે સટ્ટો તો કોઇ દિવસ ભુલ્યે ચુકયે પણ કરશો નહિ. જે માણસ જુગાર રમવા કે સટ્ટા કરવાનું શીખે છે તે વહેલો મોડો ખુવાર થયા વગર રહેતો

નથી; જે ખરા પરસેવાની કમાઈ હોય છે, તેજ લાંબી મુદત ટકી રહે છે; બાકી હરામ હાનતથી મેળવેલું ધન ઉલટું બીજા ધનને ઘસડતું જાય છે. વળી આ સૂત્ર ધ્યાનમાં રાખવા જેવું છે કે જુજ નફો બહોળી પુંજી કરી આપે છે. કવિએ યથાર્થ કહેલું છે કે'—

जलबिंदुनिपातेन । क्रमशःपूर्यते घटः ॥
सहेतुःसर्वविद्यानां । धर्मस्य च धनस्य च ॥ १ ॥

ભાવાર્થઃ—ટીપું ટીપું સતત પડતું રહેવાથી ઘડો ભરાઇ જાય છે; એજ નિયમ સર્વ વિદ્યાઓ, ધર્મ અને ધન એ બધાંને લાગુ પડે છે.

વળી, સુખના દિવસોમાં પણ દુઃખના દહાડાનાં પગલાંના ધબકારા સંભળાતા હોય એવી રીતનું વર્તન રાખવું જોઇએ; તેમજ દુઃખના દહાડામાં સુખના દહાડા પાછા આવશેજ એવી દૃઢ શ્રદ્ધા રાખવી; તેમ કરવાથી બીજું કંઇ નહિ તો મનને સાંત્વન અને ધીરજ મળે છે. "ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો." કારણ કે જેની પાસે ધૈર્યરૂપી ધન નથી તેના જેવો નિર્ધન બીજો કોઇ નથી.

જમીનની માલકી પણ દ્રવ્યની માફક સુખને માટે આવશ્યક છે એવી સમજણ પણ ભૂલ ભરેલી છે. મોટા અમીર ઉમરાવો વર્ષના કેટલાક માસ પર્વત ઉપર કે દરિયા કિનારે ગાળે છે; અને આખું વર્ષ એ મહિના આવવાની વાટ જોતા બેસી રહે છે. હવે, એમના મનમાં કોઇ દિવસ એવો વિચાર નથી આવતો કે એ પર્વત કે દરિયો આપણી પોતાની માલકીના નથી; તેમ માલકીના નહિ હોવાને લીધે સૃષ્ટિ સૌંદર્યના નિરીક્ષણથી પ્રાપ્ત થતા આનંદમાં જરાપણ ન્યુનતા રહેતી નથી. જેના કબજામાં પોતાની માલકીનાં જંગલ, ઉદ્યાન, શીતળ ટેકરીઓ, સરોવર કે નદીઓ હોય છે, તેને સાંથની આવક પરત્વે વિશેષ પ્રાપ્તિ થાય છે ખરી, પણ તેમના નિરીક્ષણથી પ્રાપ્ત થતા સૃષ્ટિ સૌંદર્ય જન્ય આનંદમાં તે તેને કોઇ રીતે વિશેષ લાભકારક નથી તેમજ સૃષ્ટિ સૌંદર્યના નિરીક્ષણથી જેને આનંદ થતો હોય છે, તે

આકાશ ચંદ્ર, તારા, સૂર્યાસ્ત, સૂર્યોદય, ઉષા વગેરેના દર્શનથી આનંદમાં ગરકાવ થઇ જાય છે; અને એ તો સ્પષ્ટ છે કે એ કોઇની માલકીનાં નથી.

ભોજનના સુખનો પણ એવોજ પ્રકાર છે. એ સુખમાં ગરીબ કે શ્રીમંતનો ભેદ રહેલો નથી. ઉલટું ગરીબ માણસ પોતાનો સાદો ખોરાક શ્રીમંતના કરતાં વિશેષ સ્વાદથી લઇ શકે છે. જમણવાર કે મિજબાનીને અંગે રહેલા સુખનો વિચાર કરીશું તો તેમાં પણ જમનારના કરતાં જમાડનારને વધારે આનંદ થતો હોય એમ જણાતું નથી. જમાડનારને જો કંઇક વિશેષ આનંદ થતો હોય તો તે પોતે જમાડનાર છે એવી ભાવનાથી થતો હોય છે; બાકી જમણ તો બન્નેને સરખું સ્વાદિષ્ટ લાગતું હોય છે. સારાંશ કે ભોજનથી મળતા સુખમાં પણ ગરીબો શ્રીમંતો કરતાં કોઇ રીતે પાછળ પડતા નથી.

વળી ગરીબ કરતાં શ્રીમંતને ફિકર ચિંતા વિશેષ હોય છે. ફ્રેન્ચ ભાષામાં એક એવી કહેવત છે કે "થોડી પુંજી, થોડી કાળજી." મોટાની જવાબદારીઓ મોટી હોય છે. નિર્ધન માણસ રાતે ઘસઘસાટ ઉંઘી જાય છે, પણ તવંગર પુરૂષ નિરાંતે ઉંઘી શકતો નથી. તેના મનમાં પોતાની દોલતનો અનેક રીતે નાશ થવાની નિરંતર ચિંતા રહે છે. તેમ છતાં દ્રવ્ય કોઇ પણ રીતે ઇષ્ટ કે ઉપયોગી નથી એમ નથી. ધનનો જો વિવેક પુરઃસર વ્યય કરવામાં આવે તો, તે ઘણું સુખ આપી શકે છે. લક્ષ્મી શાણા માણસની દાસી થઇને રહે છે, પણ મૂર્ખ માણસને ઉલટો પોતાનો દાસ બનાવે છે. બેડી સોનાની હોય તોપણ આખરે તો તે બેડીજ. લોભી માણસ કોઈ દિવસ ધનથી ધરાતો નથી; આખી દુનિયાનું રાજ્ય મળે તો પણ કૃપણ મનુષ્ય કદી સુખી થઇ શકતો નથી. બેકન કહે છે 'ધન એ સદ્‌ગુણના સરંજામ જેવું છે. લશ્કરને માટે સરંજામ ઉપયોગી છે ખરો કારણ કે તેના વગર ચાલે નહિ, તેથી તેને પાછળ મૂકીને આગળ વધવાનું લશ્કરને પાલવતું નથી; છતાં તે એકંદર રીતે લશ્કરને આગળ વધતું અટકાવે છે, અને કેટલીક વખત તેની સંભાળ લેવા જતાં હાથમાં આવેલી જીત ગુમાવી બેસવાનું થાય છે, તેવીજ રીતે દ્રવ્ય પણ સદ્‌ગુણને પ્રતિબંધ કારક છે. એક'

રીતે જોતાં 'ઠાલી કોથળી ટટ્ટાર રહી શકતી નથી' (નિર્ધન મનુષ્ય લાંબી મુદત સુધી પ્રમાણિક રહી શકતો નથી ) છતાં દ્રવ્યજ સદ્ગુણના માર્ગમાં અડચણરૂપ થઈ પડે છે. પોતાની જરૂરીઆતો પુરી પડે એ ઉપરાંતનું વધારાનું ધન કશા કામનું નથી, ઉલટું તે મદાંધપણાને જન્મ આપે છે.'

**यद्ददासि विशिष्टेभ्यो । यश्चाश्नासि दिनेदिने ॥**
**तते वितमहंमन्य । शेषं कस्यापि रक्षसि ॥१॥**

**ભાવાર્થ:**—જેટલું તું પોતે ભોગવીશ, અગર સુપાત્રને દાન કરીશ, તેટલુંજ ધન તારૂં છે એમ હું ગણું છું બાકીનું ગમે તેનું છે તે તું માત્ર સાચવી જાણે છે.

એગિસને કોઇએ એક વખત કહ્યું કે 'અમુક માણસ તમારા દ્રવ્યની અદેખાઇ કરે છે,' ત્યારે તેણે જવાબ દીધો કે "એમ કરવાથી તેમનો સંતાપ બેવડાય છે. એક તો તેમને પોતાની નિર્ધનતા બદલ સંતાપ થતો હોય છે, અને બીજો મારી શ્રીમંતાઇ બદલ." એટલે કે જે માણસો પોતે નિર્ધન હોવાને લીધે સામા માણસના તવંગરપણા બદલ અદેખાઇ કરે છે, તેમને તેથી સુખ થવાને બદલે ઉલટું બેવડું દુ:ખ થાય છે.

કેટલાક માણસો એમ સમજતા હોય છે કે **सर्वेगुणा कांचन माश्रयन्ति** તેથી પૈસાવાળો માણસજ માણસના લેખામાં છે પણ જેનામાં મનુષ્યત્વનો અભાવ હોય છે, તેનામાં દ્રવ્યને લીધે બીલકુલ મનુષ્યત્વ આવતું નથી. થેમીસ્ટોકિલસને એક માણસે પૂછ્યું કે 'મારી છોકરીને માટે બે માગાં આવ્યાં છે તેમાંથી હું કયું સ્વીકારૂં ? એક વર સુશીલ અને ગરીબ છે. બીજો તવંગર પણ શીલહીણ છે. ત્યારે તેણે જવાબ દીધો કે 'હું તો પૈસાને પરણાવવા કરતાં માણસને પરણાવવાનું પસંદ કરૂં."

# પ્રકરણ ૧૧ મું.

## કુદરતની બીક.

સૃષ્ટિનું વૈચિત્ર્ય તથા રમણીયપણું જોઇને કેટલાકના હૃદયમાં પ્રેમ, આદરભાવ અને સાનંદાશ્ચર્યની લાગણી ઉત્પન્ન થાય છે; ત્યારે કેટલાક તટસ્થની માફક તેના તરફ અનાદર ધરાવે છે; પણ પુરાતન કાળના લોકો કુદરતની લીલા જોઇને બીક પામતા, અને હાલ પણ જંગલી પ્રજાઓ અને અજ્ઞાન માણસો તેનાથી ભય પામે છે. ધુમકેતુ કે સૂર્યગ્રહણ જેવા અસાધારણ બનાવોને પ્રાચીન કાળના લોકો આગામી ઉત્પાતસૂચક ચિન્હ સમાન ગણતા એટલુંજ નહિ, પણ તારા ખરવા કે મેઘનો કાટકો થવો એવા સાધારણ બનાવોને લોકો વિધાતાની અવકૃપા કે કોપનાં ચિન્હ સમાન ગણતા. મેઘની ગર્જના કે કાટકો થાય તો લોકો કહેતા કે ઇંદ્ર કોપ્યો, અને દરિયામાં તોફાન થાય તો કહેતા કે વરૂણદેવ કોપ્યા; તેમજ હવે 'કંઇક અનર્થ થશે' 'અનિષ્ટ ગુજરશે' એવી અનિશ્ચિત બીકને લીધે લોકો ઘણા ગભરાઇ જતા. આપણા દેશમાં તો હાલ પણ એવી લાગણીવાળા ઘણા માણસો છે, એ વાચકને માહિતજ હશે.

જેમ અજ્ઞાન વધારે તેમ બીક પણ વધારે. જંગલી માણસો કુદરતની પ્રત્યેક હીલચાલને કોઇ કોઇ અદૃશ્ય શક્તિનાં વ્યાપારરૂપ ગણે છે, અને તેથી પત્થર, પર્વત, અગ્નિ કે પાણીની પુજા કરવાનો વહિવટ એવી લાગણીને પરિણામે શરૂ થવા પામે છે. અજ્ઞાન માણસો એમ ધારે છે કે માણસના હાથથી તે તે શક્તિઓનું જાણ્યે અજાણ્યે અપમાન થઇ જતાં તેમને 'ફુંકું પડી જાય છે' માટે જો પુજા વગેરેથી તેમના ક્રોધનું શમન કરવામાં ન આવે તો તેઓ તમામ વસ્તીનો ઘાણ કાઢયા વગર રહે નહિ. સ્પ્રોટ કહે છે કે વેન્કુઅર નામના ટાપુના વતનીઓ ત્યાંના એક પર્વતનું નામ મોંઢે બોલતા નથી, કેમકે તેમના મનમાં એવી ધાસ્તી પેસી ગયેલી છે કે જો

આપણે તેનું નામ દઇશું તો તે આપણને સમુદ્રમાં ફેંકી દેશે ! એવીજ કોઇ બીકને લીધે આપણા દેશમાં હજુ પણ વરનું નામ વહુથી અને વહુનું નામ વરથી દેવાતું નથી. એ રિવાજ નાબુદ કરવાના નિશ્ચયવાળાને પણ ઘણા જમાનાના સંસ્કારને લીધે નવો વહિવટ પાડતાં સંકોચ થાય છે ! તમામ જંગલી પ્રજાઓ અને સુધરેલા દેશમાંના અભણ માણસો ભૂત પ્રેત, જાદુ, મુઠ, મંત્ર વગેરેની વાતો સાચી માને છે; અને તેને લીધે તેઓ હમેશાં બ્હીતા રહે છે. આસ્ટ્રેલિયા, બ્રાઝિલ, આફ્રિકા વગેરે દેશોના જુના વતનીઓ એમ માને છે કે માણસનું મોત થાય છે તે કોઇએ મૂઠ મારી હોય કે કંઇ ચેટક કર્યું હોય તેથી થાય છે–કુદરતી રીતે કોઇનું મોત થતું જ નથી. મૂઠ મારવાથી કે મંત્ર પ્રયોગથી કોઇનો જાન લઇ શકાય છે, એવી માન્યતા હજુ પણ આપણા દેશમાં થોડે ઘણે અંશે રહેલી છે. ન્યુહેબ્રિડિસમાં કોઇ માણસ માંદો પડે છે, ત્યારે લોકો એમ ધારે છે કે કોઇએ તેને મૂઠ મારી છે. આથી તેઓ મોટેથી શંખ ફુંકી વગેરે અવાજ મારફતે તેને જણાવે છે કે 'તું હવે તારો પ્રયોગ બંધ કર સવારે તારે માટે ઉતાર મૂકી આવીશું.' આપણા દેશમાં પણ જો છોકરાં ચકલા આગળ રડે કે પડી જાય તો તેમની માતાઓને એવી બીક લાગે છે કે કોઇ ભૂત કે પ્રેત વળગશે, માટે સંધ્યાકાળે ચકલા આગળ ઉતાર મુકી આવી તેની પાછળ પાણીનું કુંડાળું કરે છે. દૃષ્ટિવિકારને લીધે મંદવાડ થવાની બીક તો દરેક બાળકની માને હોય છેજ.

ચિત્રકાર પાસે પોતાની છબી ચિતરાવવાની કે ફોટો પડાવવાની બાબતમાં પણ જંગલી લોકોમાં વિલક્ષણ પ્રકારની સમજણ હોય છે. તેઓ એમ સમજતા હોય છે કે જો આપણી છબી ચિત્રકાર કે બીજા કોઇના હાથમાં જશે, તો તે આપણા ઉપર કોઈ જાતની સત્તા પ્રાપ્ત કરશે, અને તેથી તેઓ પોતાનો ચહેરો ઉતારી લેવા દેતા નથી. કેન નામનો એક મુસાફર એક વખત અમેરિકન ઇન્ડિયન લોકોના ત્રાસમાંથી તેમનો ફોટો પાડી લેવાની ધમકી આપીને છટકી જવા પામ્યો હતો કેટ્લિન નામનો એક સાહેબ એક વખત જંગલી લોકોના સરદારના મોંઢાની એક બાજુ દેખાય

એવી છબી પાડવા જતાં મોટા જોખમમાં આવી પડયો હતો, કારણકે તે સરદારને એવી ધાસ્તી લાગી કે એવી રીતની છબી પાડવાથી મારૂં અર્ધું મોંઢું નાશ પામશે. તેવીજ રીતે માથાની લટ, આંગળીઓના નખ, પહેરેલા વસ્ત્રની ચીંદરડી, કે ખાતાં વધેલું અન્ન, એમાંનું કંઇ જો દુશ્મીના હાથમાં જઇ ચઢે, તો તે તેના ઉપર મંત્ર પ્રયોગ અજમાવી માલીકને હેરાન કરી શકે છે એવી દહેશત ઘણા લોકોને લાગતી હોય છે. કેટલાકના માનવા પ્રમાણે માણસનું નામ કે તેના પગલાંમાંની ધુળ પણ આ કામને માટે પુરતું ગણાય છે. આપણા લોકોમાં કેટલેક ઠેકાણે એમ મનાય છે કે કોઈ માણસનું અડદના લોટનું પૂતળું બનાવીને તેને જેટલો ત્રાસ આપીએ તેટલો ત્રાસ તે માણસને પ્રત્યક્ષ થાય છે. બ્રિટિશ કોલમ્બયાના ઇન્ડિયન લોકો પોતાનું નામ બીજાને કહેતા નથી, કારણ કે તેમને એવી દહેશત હોય છે કે નામ જાણનાર માણસ આપણાં ઉપર અમુક પ્રકારની સત્તા પ્રાપ્ત કરે છે. અલ્ગોન્કિવન નામના જંગલી લોકોની એક જાત છે. એ લોકો પોતાનું ખરૂં નામ ફકત પોતાના નજીકના સગાને અને દિલોજાન દોસ્તોનેજ જણાવે છે અને બીજા લોકો તેમને કોઇ સાંકેતિક નામથી ઓળખે છે. આપણા દેશની સ્ત્રીઓમાં એવો વહેમ હોય છે કે ધણીનું નામ દઇને બોલાવવાથી તેનો આવરદા ઓછો થાય છે. અને તેને માટે શિષ્ટ પુરૂષોનું વચન પ્રમાણ તરીકે આગળ ધરવામાં આવે છે:—

**आत्मनाम गुरोर्नाम । नामातिकृपणस्यच ॥**
**आयुष्कामो न गृह्णीयात् । जेष्ठापुत्रकलत्रयोः ॥ १ ॥**

**ભાવાર્થ**:—જેને લાંબુ આયુષ્ય ભોગવવાની ઇચ્છા હોય તેણે પોતાનું, પોતાના ગુરૂનું, અત્યંત કૃપણનું, પોતાના વડીલ સંતાનનું અને પોતાની પત્નિનું એટલાનું નામ બોલવું નહિ ( અને તેજ પ્રમાણે સ્ત્રીએ પોતાના પતિનું નામ નહિ બોલવું એ સમજી લેવાનું છે. ) અમુક દુષ્ટ માણસનું નામ સવારના પહોરમાં લીધાથી ખાવા ન મળે, એમ લોકો આજકાલ ફકત મશ્કરીમાં બોલે છે, પણ પહેલાં લોકો એ વાતને સાચી માનતા હશે એનું તે ઉપરથી સૂચન થાય છે.

કેટલાક દેશોમાં લોકો ગુજરનાર માણસનું નામ દઈને બોલતાં ડરે છે. એકંદર રીતે જંગલી લોકોના મનમાં એવી દહેશત પેસી ગએલી હોય છે, કે અમુક અમુક આચરણથી અમુક અમુક દેવદેવીઓને 'ભુંડું પડી જાય છે' અગર તો અમુક અમુક ક્રિયાઓ મારફતે શત્રુઓ આપણા ઉપર અમુક અમુક જાતની સત્તા પ્રાપ્ત કરી શકે છે; આમ હોવાથી 'રખેને કોઈ જાતના જોખમમાં તો નહિ આવી પડીએ,' એવી દહેશતના માર્યા તે બિચારા હમેશાં ફિકર ચિંતામાં રહે છે અને કેટલીક વખત તો તેવા જોખમમાંથી મુક્ત થવા માટે ઘણી ઘણી માનતાઓ માને છે અગર પોતાના દેહને અનેક રીતે દમે છે, તેમ કેટલીક વખત પોતાના માની લીધેલા શત્રુનો ત્રાસજનક રીતે જીવ લે છે.

આવી દહેશત ફક્ત જંગલી લોકોમાંજ હોય છે કે હતી, એમ પણ નથી. પ્રાચીન કાળના રોમન લોકો સુધારાવધારામાં ઘણા આગળ વધ્યા હતા, છતાં તેમને પણ કોઈ અજાણી કે નવાઈની વસ્તુ દેખી થરથરાટ વછુટતો. સૃષ્ટિમાં બધે તેમને ગૂઢ તત્ત્વ ભરેલું લાગતું, અને તે દેખી તેમને એટલી બધી દહેશત લાગતી કે અંદર કોઈ દેવ દેવીનું સત્ત્વ હશે એમ ધારી તેઓ તેની પુજા કરતા. ગ્રીક લોકો તેવું દેખી બીહતા નહિ પણ મનુષ્ય જીવન અને કુદરત વચ્ચેનો સંબંધ સમજાવી શકે એવી દંતકથાઓ ગોઠવી કાઢતા.

રોમ શહેરનું ખરૂં નામ વેલેન્શિયા હતું, પણ જો તે નામ શત્રુના જાણવામાં આવે તો તે તેના ઉપર મંત્ર પ્રયોગ કરી આપણા શહેરનો નાશ કરી શકે એવી દહેશતથી તે નામ તેમણે ગુપ્ત રાખ્યું હતું. પાછળથી વેલેરિયસ સોરાનસ નામના એક માણસે તે નામ શત્રુને જણાવી દીધાથી તેને દેહાંત દંડની સજા કરવામાં આવી હતી. યુરોપખંડમાં છેક હમણાંના કાળ સુધી લોકો એમ માનતા કે ગ્રહ અને નક્ષત્રો મનુષ્ય જીવન ઉપર ભારે સત્તા ધરાવે છે, અને જે મનુષ્યના ઉપર તેમની દૃષ્ટિ હોય તેનું તેઓ અનેક રીતે અનિષ્ટ કરી શકે છે. આપણા દેશના લોકો હજુ પણ આ વાત માને છે, એ આપણા જ્યોતિષ શાસ્ત્ર અને જન્મોતરીઓ કરાવવાના તથા

ગ્રહ શાન્તિ કરાવવાના રિવાજો ઉપર સિદ્ધ થાય છે.* આપણા લોકોના મનની નિર્બળતા એટલે બધે અંશે પ્રતીત થાય છે કે કોઇ માંદુ પડ્યું તો તેનાં જુદાં જુદાં કારણ કલ્પે છે.

वैद्या वदंति कफपित मरुद्विकारान् ।
ज्योतिर्विदो ग्रहगणं परिवर्तयंति ॥
भताभिषंग इति भतविदो वदन्ति ।
प्राचीन कर्मबलवन्मुनयो वदन्ति ॥१॥

**ભાવાર્થ:**—વૈદ લોકો કહેશે વાત-કફ-પિતનો બગાડ થયો છે, જોષીઓ કહેશે ગ્રહ નડે છે, ભુવા કહેશે ભૂત વળગ્યું છે, અને શાસ્ત્રી પુરાણી કહેશે પૂર્વ જન્મનાં કર્મ ફરી વળ્યાં છે.

યુરોપખંડમાં મધ્ય યુગમાં લોકો આપણી માફક ભૂત પ્રેતની વાતો માનતા. તેઓ માનતા કે ભૂતલોક ઉપદ્રવી હોય છે અને તેમને ભુંડું કરતાં વાર લાગતી નથી. પર્વત, જંગલ, સરોવર, સ્મશાન એ સર્વ ભૂત, પિશાચ, ખવીસ, જંખણી, ચુડેલ, વગેરે ઉપદ્રવી ભૂતાવળથી ભરપૂર હોય છે એમ લોકો માનતા. આવી માન્યતાથી કેટલો બધો અનર્થ થતો તે વખતની તવારીખથી સ્પષ્ટ માલુમ પડે છે. કેવળ અભણ અને અજ્ઞાન લોકો આવા વહેમનો ભોગ થઇ પડતા એમ પણ નહોતું. ઇંગ્લાંડનો પહેલો જેમ્સ રાજા પણ એમ માનતો હતો કે મીણનું પૂતળું બનાવી તેના ઉપર કોઇ માણસનું નામ લખી તે પૂતળાને ઓગાળી નાખવામાં આવે, તો તેથી તે માણસનો પણ નાશ થાય. આજકાલ શાસ્ત્રીય જ્ઞાનનો સર્વત્ર પ્રકાશ થવાથી આવી અનર્થકારક માન્યતાઓ નષ્ટ થવા પામી છે.

પર્વત ઉપરની સૃષ્ટિની લીલા નીરખી આજ આપણને આનંદ થાય છે,

* યુરોપ ખંડમાંથી પણ જન્મોતરીઓ કરાવવાનો રિવાજ હજુ સુધી તદન નાબુદ થયો નથી. ઉલટું તેને કેટલેક અંશે નવું જીવન મળવા લાગ્યું હોય એમ જણાય છે.

પણ તેજ દેખાવ પ્રાચીન કાળના લોકોને બીહામણો લાગતો-અને તે જોઈ તેમના હૃદયમાં થરથરાટ વછુટતો. લીયોનાર્ડો ઋનિ નામનો એક પ્રવાસી પોતાના આર્લ બર્ગ પર્વતના પ્રવાસનું વર્ણન કરતાં લખે છે:—

એ પ્રચંડ અને વિકાળ પર્વત અને ખડકની હારો દેખીને મને થરથરાટ વછુટતો, અને આજ પણ તેમનું સ્મરણ માત્ર થતાં મારી છાતી ધડક ધડક થાય છે." સને ૧૧૮૮ માં રોમ જવા માટે નીકળેલા માસ્ટર જોન ડિ બ્રેમ્બલ નામના કેન્ટરબરીના એક સાધુને માર્ગમાં આલ્પ્સ પર્વતનું ગ્રેટ સેંટ બર્નાર્ડ નામનું મોટું શિખર ઓળંગતાં અત્યંત બીક લાગી હતી એટલું જ નહિ, પણ તેણે પોતાના જીવિતની આશા છોડી ઇશ્વરની પ્રાર્થના કરવા માંડી હતી કે, 'હે પ્રભુ, મને એકવાર આ પર્વત ઉપરથી સાજો સમો ઘેર પહોંચાડ એટલે હું મારા જાતિ બંધુઓને ચેતવણી આપું કે જેને જીવવાની અભિલાષા હોય તેણે ભુલ્યે ચુકયે પણ આ ભયંકર પર્વત ઉપર કદી પગ મુકવો નહિ."

તે કાળમાં સૃષ્ટિના દેખાવથી બધા માણસો બ્હીતા એમ કંઇ નથી; પણ જે માણસો નહોતા બ્હીતા તે પણ તેની ખરી ખુબી સમજી શકતા નહિ. જુના લેખકોને સૃષ્ટિ સૌંદર્યનો બરાબર પરિચય નહોતો. તેમનાં ગ્રંથોમાં પુષ્પ, વૃક્ષ, અને પર્વતોનાં જે વર્ણન આવે છે, તે થોડે ઘણે અંશે પરંપરાથી ચલાતા આવેલા એક ઢબનાંજ હોય છે. મેડમ ડિ સ્ટીલને તેના એક મિત્રે ચામોનિ શિખરની મુલાકાત કરાવી, તે પ્રસંગે તેણે પાછા આવતાં ગુસ્સાથી કહ્યું: 'મારે કયા પાપનું પ્રાયશ્ચિત કરવાનું હતું જે મને એ ભયાનક પ્રદેશનું દર્શન કરાવ્યું!" નિકોલ પોતાના એક ગ્રંથમાં કહે છે કે તે કાળમાં જો કોઇ પોતાના મકાન આગળ બાગ બનાવતો તો તે ઉપભોગની ખાતર નહિ પણ માત્ર આડંબર અને શોભાની ખાતર બનાવતો. ગોલ્ડસ્મિથ કહેતો કે સ્કૉટલાંડ કરતાં હોલાંડ દેશ વધારે રમણીય છે, કારણ કે સ્કૉટલાંડના બેડોળ પર્વત મુસાફરની દૃષ્ટિને અંતરાયરૂપ થઇ પડે છે. ડૉકટર જોન્સન કહેતો કે ઇંગ્લાંડ જવાનો રાજમાર્ગ એ સ્કૉટલાંડનો સૌથી રમણીય પ્રદેશ છે! ગિલ્પીને પોતાના કમ્બરલાંડના પર્વત અને સરોવર વિષેના ગ્રંથ

માં લખ્યું છે કે:—" અત્યંત વિસ્તીર્ણ અને ઉંચા પર્વતોની વચમાં આવેલું વિન્ડરમીર નામનું સરોવર ભીષણતાના ખોળામાં બેઠેલા સૌન્દર્ય જેવું શોભે છે!......પર્વતોનાં અસંખ્ય શિખર આપણી દષ્ટિને કંટાળો આપે છે, અને તેમના અવલોકનથી આપણી સાદાઇ અને ગૌરવની ભાવના ગ્લાનિને પામે છે. દૂર ઉભા રહી જોઇએ તોજ એ બેડોળ ડુંગરા રળીયામણા લાગે છે; દષ્ટિથી વેગળા જવાથી એ ડુંગરાની કુરૂપતા નષ્ટ થાય છે, અને તે જોવા યોગ્ય બને છે."

સૃષ્ટિ સૌંદર્યની ખરી ખુબી સમજવા માટે આપણે તેમનું નિરીક્ષણ કવિની દષ્ટિથી કરવું જોઇએ એટલુંજ નહિ, પણ આપણામાં વૈજ્ઞાનિકનું માર્મિકપણું પણ થોડું ઘણું હોવું જોઇએ—આપણે થોડુંક વૈજ્ઞાનિક જ્ઞાન ધરાવવું જોઇએ. થિયોબોલ્ડ કહે છે કે:—પર્વતની આંતર રચના જ્યાં સુધી આપણને બરાબર સુજ્ઞાત થતી નથી, ત્યાં સુધી આપણે તેની ખરી ખુબી સમજી શકતા નથી."

કેટલાક માણસને અવલોકન કરવાની અંતર્દષ્ટિ બીલકુલ હોતી નથી. જેથી તેઓ છતી આંખે આંધળા જેવા રહે છે. આખો દિવસ જંગલમાં કે દરિયા કિનારે કે બાગમાં ભટકે તો પણ જાણે કંઇજ ન દીઠું હોય એમ તેમના હૃદય ઉપર સૌંદર્યના બીલકુલ સંસ્કાર પડતા નથી.

ટેનિસન કવિ એકંદર રીતે રસિક અને સહૃદય હતો, છતાં તેણે એક ઠેકાણે કહ્યું છે કે 'કુદરત રૂધિર પ્રિય અને ક્રૂર છે.' આ ઉક્તિ વાસ્તવિક નથી. જંગલમાં હિંસક પ્રાણીઓનો વાસ હોય છે, અને તેઓ એકબીજાને ફાડી ખાય છે, તેટલા માટે કુદરતના રાજ્યમાં સર્વત્ર ક્રૂરપણુંજ ભરેલું છે એમ કહેવું એ ગેરવાજબી છે. મનુષ્યો લાંબા મંદવાડ ભોગવી રીબાઇ રીબાઇને મરણ પામે છે, તેના પ્રમાણમાં જંગલનાં પ્રાણીઓનાં અચાનક મરણ ઓછાં ત્રાસકારક છે. વનનાં પ્રાણીઓ કમોતે મરે છે, કારણ કે બળવાન પ્રાણી નિર્બળ પ્રાણીને મારી ખાય છે. પણ કમોતે મરવામાં મરણનું દુ:ખ ઓછું લાગે છે. લિવિંગ્સ્ટોન પોતાની જાત ઉપર ગુજરેલા એક પ્રસંગનું વર્ણન કરતાં

લખે છે કે 'હું એક ટેકરી ઉપર ઉભો હતો, એવામાં એક સિંહ એકાએક મારી ગરદનપર ચઢી બેઠો, તેની સાથે અમે બન્ને નીચે પડયા. આ અણધારેલા હુમલાથી હું બેહોશ થઇ ગયો અને અર્ધ બેભાન અવસ્થામાં પડયો. મારી સમક્ષ જે બનતું તે બધું મને બરાબર માલમ હતું, પણ મારામાં ભય કે દુઃખની લાગણી બીલકુલ રહી નહોતી. સિંહ મારા ઉપર ચઢી બેઠો હતો છતાં મને તેની બીલકુલ બીક લાગતી નહોતી. ઘણું કરીને હિંસક પ્રાણીઓનાં ભોગ થઇ પડતાં તમામ પ્રાણીઓ આજ સ્થિતિ અનુભવે છે.

પર્વતના શિખર ઉપરથી પડવાના પોતાના અનુભવનું વર્ણન આપતાં વ્હિમ્પર કહે છે કે મોટી ઉંચાઇએથી નીચે પડી જવાથી જે મોત નિપજે છે, તે કેવળ દુઃખરહિત હોય છે, તેમજ લખક પોતાના બુડી જવાના અનુભવ ઉપરથી કહે છે કે બુડી મરવાથી પણ મરણનું દુઃખ બહુ જણાતું નથી. આ પ્રમાણે અકાળમૃત્યુ કરતાં ઓછાં દુઃખદ હોય છે, એવો લખકનો મત છે.

વળી પશુ પંખીનાં જીવન માણસનાં જીવન કરતાં વિશેષ સુખરૂપ હોય છે. કારણકે તેમને કોઇ જાતની ફિકરચિંતા હોતી નથી, અને એકંદર રીતે તેમનું જીવન દુઃખથી મુક્ત અને આનંદથી ભરપૂર હોય છે. પક્ષીઓ હમેશાં કલ્લોલ કરતાં હોય છે, તેમને આપણે કોઇવાર ચિંતાતુર થઇ બેઠેલાં જોતાં નથી. ખરી શાસ્ત્રીય દૃષ્ટિથી જોઇશું તો પશુ સૃષ્ટિ અને બાહ્ય પ્રકૃતિ તુચ્છકારી કાઢવા યોગ્ય નહિ પણ પ્રેમાસ્પદજ લાગશે. આપણે કુદરતની ખુબી સમજવાનું અને તેના નિરીક્ષણથી આનંદ માનવાનું શીખ્યા તે શાસ્ત્રીય જ્ઞાનને લીધેજ છે. એ જ્ઞાનનો વિકાસ થવાથી સૃષ્ટિમાં આપણે જે ભૂત પ્રેતાદિના ઉપદ્રવની કલ્પના કરતા હતા તે નિર્મૂળ થવા પામી છે એટલુંજ નહિ પણ આપણા હૃદયમાં સૃષ્ટિ ઉપર પ્રેમ ઉત્પન્ન થવા પામ્યો છે.



# પ્રકરણ ૧૨ મું.

## સૃષ્ટિ પ્રેમ.

વસંત ૠતુ જો આખી ઉમ્મરમાં એકજ વખત આવતી હોત; સૂર્યનો ઉદય અસ્ત દર રોજ નહિ થતાં વરસમાં એક વખત થતો હોત, મેઘ ધનુષ્ય સૈકામાં એક વખતજ દેખાતું હોત; અને સુંદર પુષ્પ અને ઝાકળનાં બિંદુ હીરા માણેકના જેટલાં મોંઘાં હોત; તો એ બધાં આપણને કેટલાં બધાં આશ્ચર્યકારક લાગત અને તેમના દર્શનથી આપણને કેટલો બધો આનંદ થાત!

પણ દયાળુ પરમેશ્વરે એ બધું આપણને બહોળે હાથે આપેલું છે તેથી આપણે તેમની અવગણના કરીએ છીએ. કહેવત છે કે **अति परिचयादवज्ञा** હમેશના પરિચયની વસ્તુ અવજ્ઞા કરવાલાયક થઈ જાય છે. પણ આપણે જો સૌંદર્યની બરાબર કિંમત કરવાની ટેવ પાડીશું તો હમેશના થઇ પડેલા સૌંદર્યની કિમ્મત આપણે વધારેજ આંકીશું. ગેટી કવિ કહે છે કે મેઘ ધનુષ્ય એટલું બધું ચિત્રવિચિત્ર અને ચિત્તાકર્ષક છે, પણ જો તે પા કલાક કરતાં વધારે વાર ટકતું હોત તો લોકો તેની સામું પણ ન જુઅત. **नवनव गुण रागी प्रायशः सर्वलोकः** નવી નવી વસ્તુઓ ઉપર લોકોને વિશેષ મોહ હોય છે. પણ ખરૂં જોતાં તો હમેશના પરિચયની—સામાન્ય ગણાતી ચીજોજ સૌથી વધારે ઉપયોગી અને સર્વોત્તમ હોય છે. જેનું હ્રદય અને દૃષ્ટિ સંસ્કારી હોય છે, તેને એ ચીજો જોઇ નવો નવો આનંદ થયા વગર રહેતો નથી. એ કવિ કહે છે:—"ગિરિની ગુફામાં વિકસિત થયેલું ક્ષુદ્ર પુષ્પ, પવનની લહરીમાં ખેંચાઇ જઈ મારા કાન સાથે અથડાતું પક્ષીનું સાદામાં સાદું ગાયન, આ દર રોજનો સૂર્ય, આ ગગન, આ પવન, અને આ સંધ્યા, એ બધું મારે માટે જાણે સ્વર્ગનાં દ્વાર ઉઘાડતાં હોય એમ જણાય છે." સર વોલ્ટર સ્કોટ કહે છે કે આ જગતમાં જે અત્યંત આવશ્યક અને સાચવી રાખવા યોગ્ય વસ્તુઓ છે, તે અસાધારણ કે દુર્લભ નથી હોતી પણ સાધારણ હોય છે.

વિધાતાએ પોતાના કુશળ હાથથી નિર્માણ કરેલાં અનેક રંગ, આકાર અને સુવાસવાળાં પુષ્પ, તથા તેમના હાથથી અનેક પ્રકારે થતી લોકસેવા, એ બધું જેને આશ્ચર્યકારક નથી લાગતું, તે મનુષ્યજ નથી. અશોક, ચંપક, તમાલ, મધુમાલતી, વનજ્યોત્સ્ના, ઇત્યાદિ કલ્પવૃક્ષ અને લતાઓનાં નામ માત્રજ એટલાં શ્રુતિ મનોહર છે કે તે નામ સાંભળવાની સાથેજ મનુષ્યના હૃદયમાં મનોહર સંસ્કાર જાગૃત થાય છે. એ નામ સાંભળતાં વેંતજ તેમની કોમળ અને મધુર સુગંધીઓનું આપણને સ્મરણ થાય છે તથા તેમના ગુલાબી, કીરમજી, સફેદ, પોપટીયા ઇત્યાદિ રંગ આપણી આંખો આગળ ખડા થઇ જાય છે; તથા તેમનો ઉપભોગ કરનારી વિલાસી પરીઓ તથા અપ્સરાઓનું આપણને સૂચન થાય છે. સંસારની દુગ્ધાઓથી કંટાળેલો મનુષ્ય વૃક્ષની ઘટામાં બેઠેલા પક્ષીનું મનોહર અને મધુર ગાયન સાંભળી પોતાનું તમામ દુઃખ વીસરી જાય છે.

સિસિરોનો અભિપ્રાય એવો જણાય છે કે વનશ્રીનાં આપણે જે વખાણ કરીએ છીએ તેનું કારણ બીજું કંઈ નહિ પણ આપણા નિવાસ-સ્થાન પ્રત્યેનો સ્વાભાવિક પક્ષપાત એ હોય છે. "જો આપણે ડુંગરાવાળા અને અરણ્યમય પ્રદેશમાં લાંબા કાળપર્યંત રહેલા હોઇએ છીએ તો ત્યાંનો દેખાવ પણ આપણને આહ્લાદક લાગે છે" આ અભિપ્રાય વાસ્તવિક નથી. વનશ્રી જાતેજ રમણીય છે, અને તેથી તેના દર્શન માત્રથીજ આપણાં હૃદય પ્રફુલ્લિત થાય છે. વળી વિશાળ અને ઉત્તુંગ પર્વતોનાં ગંભીર સ્વરૂપ દૃષ્ટિએ પડતાં મનુષ્યને સહજજ આનંદ થાય છે. કોટાન કોટી વર્ષ પર્યંત મસ્તકપર મુશળધાર વરસાદ વરસવા છતાં પણ જે જરા પણ નમ્યું આપતું નથી, એવું ખડક, તથા અસંખ્ય વાવાઝોડાંને જરા પણ મચક નહિ આપનારાં ગિરિશૃંગ નિહાળતાં આપણાં હૃદય હર્ષિત થાય છે એમાં જરા પણ આશ્ચર્ય નથી. બાઇબલમાં યથાર્થ કહ્યું છે કે 'તું ગિરિશૃંગ તરફ દૃષ્ટિ રાખ, ત્યાંથી તને સહાય્ય પ્રાપ્ત થશે.'

સૃષ્ટિસૌંદર્ય ઉપર આપણી પ્રીતિ ઉત્પન્ન કરાવવામાં સૃષ્ટિ શાસ્ત્રવેત્તાઓ

જેટલે અંશે કારણભૂત છે તેટલેજ બલ્કે તેથી વધારે અંશે પ્રકૃતિના ઉપાસક કવિઓ પણ કારણભૂત છે. રસ્કિન કહે છે: નદીઓને પાણી પુરૂં પાડવું, અને હવાને શુદ્ધ કરવી, એટલીજ કામગીરી પર્વતોએ કરવાની છે એમ નથી. ઉલટું એ તો તેમની લોકસેવાનું કનિષ્ઠ અંગ છે. પોતાના વિશાળપણાવડે મનુષ્યના હૃદયને આશ્ચર્યચકિત કરી નાખી તેની દૃષ્ટિ ઉપરનાં મોહનાં આવરણ દૂર કરી તેમની અંતર્દૃષ્ટિ ઉઘાડવી, અને વિધાતાની અજબ કરણીની મનુષ્યને ખાત્રી આપીને તેના હૃદયને ઇશ્વરાભિમુખ કરવું, એ તેમની સર્વોત્કૃષ્ટ પ્રકારની લોકસેવા છે. વળી તે અત્યંત ચાતુર્યવાળા શિલ્પ કામના નમુના જેવા છે. એક તો તેમના આશરા હેઠળ જવાથી મનુષ્યને શાન્તિ અને વિશ્રાન્તિ મળે છે, અને બીજું તે સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને સર્વ કથા મનુષ્યને કહી સંભળાવે છે. ”

તેજ પ્રમાણે જેમનાં આંતરચક્ષુ ઉઘડેલાં છે, તેમને અંતરિક્ષ-આકાશ એ વિસ્મય, કૌતુક અને આશ્ચર્યના ભંડાર જેવું ભાસે છે. દિવસે સૂર્યને જોઇ તેના તેજસ્વી અને પ્રચંડ સ્વરૂપનાં જેટલાં વખાણ કરીએ એટલાં ઓછાં છે એમ આપણને લાગે છે; વળી તે જેમ જેમ ક્ષિતિજ સમીપ જતો જાય છે તેમ તેમ તેનું બિમ્બ મોટું અને રમણીય થતું જાય છે. વળી આખરે જ્યારે તે અસ્તાચલની પાછળ જતો રહે છે, અને રાત્રિપતિ ચંદ્ર પોતાનાં શીતળ કિરણોવડે પૃથ્વીને નવરાવે છે, તથા ગગનમાં અસંખ્ય તારાઓ ચમક ચમક થઇ રહે છે, તે વખતે આપણને એમ લાગે છે કે સૂર્યનો મહિમા રાત્રિના મહિમા આગળ જરા પણ હિસાબમાં નથી. સૃષ્ટિ ઉપરનો પડદો ખસેડીને સૂર્ય આપણને જેટલું દૃષ્ટિગોચર કરે છે, તે કરતાં વધારે તે પોતાના તેજવડે આપણી દૃષ્ટિથી તિરોહિત કરે છે. દિવસે દૃષ્ટિને અગમ્ય એવાં ઘણાં વાનાં રાત્રિ પ્રગટ કરે છે. મનુષ્યને શાન્તિ અને વિશ્રાન્તિ મળે એ હેતુથી ઇશ્વરે જાણે રાત્રિ નિર્માણ કરી હોય એમ લાગે છે.

સેંટ બેસિલ કહે છે:—“ તમે જો એકાદ નિર્મળ રાત્રિએ આકાશમાંના તારાગણનું સૌંદર્ય એકી ટસે જોઇ રહીનેજ કદી પણ ન કરમાય એવાં

પુષ્પોવડે આકાશને શણગાર્યું છે, તેમજ જેણે એવી અદ્દભૂત રચના કરી છે કે એ ચમત્કારિક દેખાવ જેટલો મનોરંજક અને સુંદર છે તેટલોજ નિયમાધિનવર્તી છે, તેવા આ વિશ્વના ચતુર કારીગરના સંબંધી વિચાર કરવા લાગશો તો તમને એમ લાગશે કે જેની નાશવંત કૃતિ આટલી બધી મોહક છે, તે જાતે કેવો અગાધ શક્તિવાળો અને અલૌકિક સ્વરૂપવાળો હોવો જોઇએ !" એક ઠેકાણે એમ કહેવામાં આવ્યું છે કે 'આકાશ ઇશ્વરનો મહિમા પ્રગટ કરે છે' પણ તેના દયાળુપણાનો તે આપણને બીલકુલ ખ્યાલ આપી શકતું નથી. પણ લખક એ મત સાથે મળતો થતો નથી. શેખ સાદી કહે છે તેમ તેની આજ્ઞાથી તેના કંચુકી જેવો સવારનો પવન પૃથ્વી ઉપર લીલા રંગની શેતરંજી પાથરી દે છે; વાદળાં નાના કુમળા અંકુરોને પૃથ્વીના પારણામાં ઝુલાવે છે અને ઉછેરે છે; તથા મોટાં વૃક્ષોને લીલા રંગના વાગા પહેરાવે છે; અને વસંત રૂતુમાં તેમની ડાળીઓને માથે પુષ્પ અને મંજરી-ઓના મુગટ ધરાવે છે; તેના પ્રભાવથી પુષ્પમાંનો રસ મધુર મધ બની જાય છે, અને રાઇના કણ જેવડું બી મોટું વૃક્ષ બની જાય છે.' વળી શાસ્ત્રીય જ્ઞાનના વિકાસને લીધે સૃષ્ટિનું અગાધપણું પ્રત્યેક ક્ષણે પ્રતીત થાય છે. નરી આંખે જોતાં હથેળી જેવડો દેખાતો સૂર્ય કદમાં આપણી પૃથ્વી કરતાં લાખો ઘણો મોટો છે, અને તેની આસપાસ સાતે ગ્રહો પોતાના ઉપગ્રહોની સાથે નિરંતર ફર્યાં કરે છે. એવો જે સૂર્ય તે પણ અંતરિક્ષમાં ફરતી અનેક સૂર્ય માળાઓમાંનો એક છે, તથા બીજા અમર્યાદ તેજના ગોળાઓની સાથેની સરખામણીમાં તે માત્ર રાઇના દાણા જેવડોજ છે. વળી આખું બ્રહ્માંડ યુગોના યુગો થયાં ચોકસ નિયમોને અનુસરીને ફર્યાં કરે છે છતાં તેમાં જરા પણ ભૂલ થતી નથી. એક નાના સરખાં ઉપગ્રહની ગતિમાં સહેજ ફેરફાર થવાથી કેટલું બધું વિપરીત પરિણામ આવે એનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આ અખિલ નાટકનો ચતુર સુત્રધાર કેવો હશે, તે શોધી કાઢવાના વિચાર આપણા હૃદયમાં સ્વાભાવિક રીતેજ સ્ફુરે છે. અને આપણે નમ્ર થઇ તેની ભક્તિ કરવા લલચાઇએ છીએ.

શાસ્ત્રીયજ્ઞાનનો પ્રતાપ આટલો બધો હોવા છતાં વર્ડઝવર્થ કવિએ

એક ઠેકાણે કહ્યું છે કે ' તમારી શાસ્ત્ર અને કળાની વાતો એટલેથી અટકાવો, એ શુષ્કજ્ઞાનનો વિસ્તાર કરવાનું જરાપણ પ્રયોજન નથી. મારે તો ફક્ત પ્રેમાળ અને દયાર્દ્ર હૃદયનીજ જરૂર છે ' આ પ્રહાર લખક સાંખી શકતો નથી. વર્ડ્ઝવર્થના ઉપર લખેલા એક પત્રમાંથી તે નિચેનો એક ફકરો વાચક વર્ગની જાણ માટે પ્રસિદ્ધ કરે છે:—" મહેરબાન સાહેબ, તમે પર્વતના ચમત્કારી ઉદ્ગાર અમને કહી સંભળાવ્યા છે, તથા તેમની ભાષા અમને સમજાવી છે, અને તેમ કરી હજારો મનુષ્યોનાં હૃદય હર્ષિત કર્યા છે, તેમ ભવિષ્યની પ્રજા પણ એ ગાન સાંભળી ઉચ્ચગ્રાહી અને ઉચ્ચાશયી થશે એમાં જરાપણ સંશય નથી. પણ પૃથ્વીની અંધકારમય ગુફાઓમાંથી નીકળતો બીજો એક ગેબી અવાજ તમારા સાંભળવામાં આવ્યો નથી. એ અવાજ શાણપણ પ્રોત્સાહન અને આનંદથી ભરેલો છે. સામાન્યદૃષ્ટિને અગમ્ય એવી અસંખ્ય વાતો તે આપણને કહી સંભળાવે છે; સૃષ્ટિનાં રહસ્ય પૃથ્વી ઉપર મનુષ્યનું પહેલ વહેલું આવવું થયું ત્યાર પહેલાંની ઇશ્વરની કૃતિઓ જડ પદાર્થોમાં જીવ પેદા થયો ત્યાર પહેલાંના ચૈતન્યની સ્થિતિ; જેમાં જરા પણ ફેરફાર થઇ શકે એમ નથી એવા નિયમો; અને પદાર્થોમાં રહેલો એક રાગ જેને લીધે વખતના વહેવાની સાથે આપણી વિચાર શક્તિ વિસ્તૃત થઈ શકે છે, અને જેને લીધે આખરે જડવાદનાં બંધન તુટી જઇ સર્વત્ર જ્ઞાન અને પ્રેમનું સામ્રાજ્ય પ્રવર્તશે—એ બધી વાતો એ ગેબી અવાજ આપણને કહી સંભળાવે છે." સૃષ્ટિનું અવલોકન શોધક બુદ્ધિથી કરવાથી ફક્ત ગમ્મત અને આનંદ થાય છે, એટલુંજ નહિ, પણ મનુષ્યને ઘણી ઉપયોગી બાબતોનું જ્ઞાન થાય છે, તેથી આખરે મનુષ્ય ઇશ્વરના તરફ આકર્ષાય છે, અને તે હર્ષથી ગાજી ઉઠે છે, " ઓ પ્રભુ તારા પ્રત્યેક કાર્યમાં અપાર શાણપણ રહેલું છે. અનંત વિશ્વ એ એનું મંદિર છે, અને પૃથ્વી એ એની વેદી છે. સ્વચ્છ હવા શરીરને ગુણકારી છે એટલુંજ નહિ, પણ મનને પણ ગુણકારી છે."

આજ સુધીમાં જે મોટી શોધો હાથ લાગી છે, તે પાશેરામાં પહેલી પુણી જેવી છે પણ તેમને લીધે બીજી ઘણી શોધોનાં દ્વાર ખુલ્લાં થઇ ગયાં

છે. પૃથ્વી ઉપરનો કોઇ પણ પદાર્થ એવો નથી કે જેના તમામ ગુણ આપણે સંપૂર્ણ રીતે જાણી શક્યા હોઇએ. આ દુનિયા ઉપરની કોઇ પણ વનસ્પતિ કે પ્રાણી એવું નથી કે જેની પાછળ એક કલાક તો શું પણ આખો જન્મારો ગાળવામાં આવે તો તેનો પુરેપુરો બદલો ન મળી રહે. શાસ્ત્રીય જ્ઞાનના અભાવને લીધે માણસો કેટલા બધા સુખથી બેનસીબ રહેતા હોય છે એ જોઇ ખેદ થયા વગર રહેતો નથી.

બેશક આ સંસાર શોક અને સંતાપથી ભરેલો છે, અને તેથી માણસ જન્મે ત્યારથીજ તેના નસીબમાં દુઃખ લખાયલું હોય છે; પણ તેથી ગમગીન કે ઉદાસ રહેવાનું તેના નસીબમાં લખાયલું છે એમ માનવાનું કંઇ કારણ નથી. માણસ ઉદાસ રહે તેમાં તેનો પોતાનોજ દોષ છે. જેને વિજ્ઞાનશાસ્ત્રમાં જરા પણ રસ પડતો હોય તે કદી દીલગીરીમાં રહેતોજ નથી. જેમને આંખો છે, તેમને તો પ્રત્યેક ક્ષેત્ર, પ્રત્યેક ઉદ્યાન, પ્રત્યેક નિર્ઝર, અને પ્રત્યેક તળાવ આનંદ આપ્યા વગર રહેતું નથી. વગડામાં ફરતાં વનશ્રીના અવલોકનથી કેટલો બધો આનંદ થાય છે, એનો જેને અનુભવ હશે તે મનનો ઉદ્વેગ કે કંટાળો દૂર કરવા માટે કોઇ દિવસ દારૂના પીઠાનો આશ્રય નહિ લે; વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસથી કેટલો બધો રસ પડે છે એ જેને માલમ હશે, તે કોઇ દિવસ જુગાર ખેલવામાં કે હોડ બકવામાં આનંદ નહિ માને. શાસ્ત્રના છંદમાં પડેલો માણસ કદીપણ ખુવાર થતો નથી; ઉલટું તે સંતુષ્ટ થયેલા ઇષ્ટદેવની માફક પોતાના ભક્તને અનેક પ્રકારના આશિર્વાદથી નવાજે છે. જે માણસ સૃષ્ટિની સાથે પ્યારમાં પડે છે, તેને તે ઉમદા બક્ષીસો ભેટ કરે છે. સૃષ્ટિ એ કેવળ સૌંદર્યનું પ્રદર્શન છે એમ નથી; પણ તે શિક્ષણની શાળા પણ છે. સત્યની શોધમાં નીકળેલા મહાત્મા ગૌત્તમબુદ્ધે મનુષ્યની વસ્તીનો ત્યાગ કરી સૃષ્ટિનો આશ્રય લીધો હતો એ સુપ્રસિદ્ધ છે.

રસ્કિનને સૃષ્ટિના સૌંદર્ય ઉપર ઉપાસ્ય દેવના જેટલી પ્રીતિ અને શ્રદ્ધા હતી; અને તેણે પોતાના ઉપદેશથી ઘણા માણસોને તેના ઉપાસક બનાવ્યા છે, એ કહેવાની જરૂર નથી. શિલરે પોતાના એક નિબંધમાં જણાવ્યું છે કે

સૌંદર્યની ભાવના કર્તવ્યની લાગણીનું જરાપણ પોષણ કરતી નથી. આના જવાબમાં રસ્કિને બરાબર જણાવ્યું છે કે જે માણસ શાન્ત અને સમતોલ મન રાખીને વગડામાં ફરવા નીકળે છે, તેને વનમાંના પ્રત્યેક પાષાણ, પુષ્પ પત્ર કે ધ્વનિ પાસેથી પ્રોત્સાહન કે કર્તવ્યપરાયણતા પ્રાપ્ત થયા વગર રહેતી નથી.

સૃષ્ટિસૌંદર્ય હૃદયમાં આનંદ અને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે એટલુંજ નહિ, પણ તે આભારની લાગણીને પણ જન્મ આપે છે. માણસોના રાજકીય, ધાર્મિક, કે જીવનને લગતા વિચારોમાં મતભેદ હોવાનો સંભવ છે ખરો, પણ વનશ્રીની શોભા અને વસંતઋતુની બહાર સર્વને એક સરખો આનંદ આપે છે. વસંત ઋતુમાં આપણામાં નવું જીવન આવતું હોય એમ લાગે છે; આપણાં મન હર્ષથી પ્રફુલ્લ થઇ પુષ્પમંજરીઓની માફક નાચવા લાગે છે. કવિ કહે છેઃ—

विकसितसहकार–भारहारी ।
परिमलपुञ्जित–गुञ्जितद्विरेफः ॥
नव किसलयचारुचामरश्री
हरति मुनेरपि मानसं वसंतः ॥ १ ॥

**ભાવાર્થઃ**—ખીલેલાં આમ્રપુષ્પનો હાર ધારણ કરનાર, સુગંધને લીધે આકર્ષિત થયેલા ભમરાઓને ગુંજારવ કરવા પ્રેરનારા, અને કોમળ વૃક્ષ પલ્લવરૂપી ચમ્મર વડે રાજા સરખા શોભનારા વસંત ઋતુ મુનિ લોકોનાં મનને પણ વિવશ કરી નાખે છે. છતાં ઘણા માણસો આવ્યા એવા પાછા જાય છે, અને આ દુનિયા એ શું ચીજ છે એનો તેમને બીલકુલ ખ્યાલ હોતો નથી.

કીટ્સે યથાર્થ કહ્યું છે કે શહેરમાં ગોંધાઇ રહેલા લોકોને માટે ગામડાંની ખુલ્લી અને સ્વચ્છ હવામાં સ્વચ્છંદે ફરવું એ અમૃત સમાન છે. પરંતુ દુર્ભાગ્યે સૃષ્ટિસૌંદર્ય અને તેના ભોક્તાની વચ્ચે એટલા બધા અંતરાય

આવી રહેલા છે કે તેનો ખરો ઉપભોગ બહુજ થોડા માણસો કરી શકે છે. ધુળ, વરસાદ, વાવાઝોડાં એ સૃષ્ટિના સૌંદર્યમાં કેટલોક વિક્ષેપ પાડે છે, અને એ બધા અંતરાય દૂર થાય તો દૃષ્ટિના દોષ, મગજના તંતુના દોષ, જઠરાગ્નિની મંદતા ઇત્યાદિ અનેક શારીરિક તથા માનસિક અંતરાય આપણી આડે આવે છે.

પ્રકૃતિનું આપણે જેમ જેમ વિશેષ નિરીક્ષણ કે અવલોકન કરતા જઇએ છીએ, અને તેનું મોહકપણું તથા સૌંદર્ય વિશેષ વ્યક્ત થતું જાય તેમ તેમ તે આપણને વિશેષ આહ્લાદક લાગતી જાય છે. વળી આ જગત આટલું બધું વૈચિત્ર્યવાળું છતાં જગન્નિયંતાએ તેને કેવું સંપૂર્ણ બનાવ્યું છે તે પણ આપણે સમજી શકીએ છીએ. રૂસોએ એક ઠેકાણે કહ્યું છે કે સૃષ્ટિ પદાર્થોમાં સૌંદર્ય હોવાનો સંભવ નથી તે વાજબી નથી. આપણે એટલું તો કબુલ કરવું જોઇએ કે કેટલીક વસ્તુઓ બીજી વસ્તુઓ કરતાં વધારે સુંદર હોય છે; પણ એકંદર રીતે તમામ સૃષ્ટિ સુંદર છે. ખરૂં બોલીએ તો માણસજ સૃષ્ટિની શોભાનો નાશ કરે છે; કેટલીક વખત તો તે નકલ કરવા જતાં પણ ગોથું ખાઇ જાય છે. મુળ પદાર્થ સુંદર છતાં તેની નકલમાં બેડોળપણું દાખલ કરીને માણસ મુળ પદાર્થના સાદર્યમાં ઘટાડો કરે છે.

રસ્કિન કહે છે કે ' સૃષ્ટિના સૌદર્ય મારફતે જગનિયંતાએ જે ઇષ્ટ હેતુ સિદ્ધ કરવાની ધારણા રાખેલી છે, તે તેની હલકામાં હલકી અસલ કૃતિ વડે જેટલે અશે સિદ્ધ થાય છે, તેટલે મનુષ્યની સર્વોત્તમ નકલથી સિદ્ધ થતો નથી. " પ્રકૃતિનો એક નિયમ એવો છે કે પ્રત્યક્ષ નિરીક્ષણથી પદાર્થો જેટલો સુંદર લાગે છે, તે કરતાં મનમાં તેમની કલ્પના કરવાથી તે વિશેષ સુંદર લાગે છે. તેજ પ્રમાણે આપણે જેમ જેમ વિશેષ વિચાર ' કરીશું તેમ તેમ આ સૃષ્ટિ આપણને વધારે સુંદર લાગશે. આપણી દુનિયા કરતાં વધારે આશ્ચર્યકારક અને ચમત્કારી તથા ચિત્ત શુદ્ધિકર બીજી કોઇ દુનિયા હોઇ શકે એવું આપણી કલ્પનામાં આવી શકશે નહિ. અકબર બાદશાહ કહેતો કે

ઇશ્વરે આપણા ઉપયોગને માટે જે શેતરંજી પાથરી મૂકી છે, તે બહુજ વિશાળ છે, અને તેમાં તેણે જે રંગ પૂર્યા છે, તે પણ તેવાજ સુશોભિત છે. ' સૃષ્ટિની પ્રિય સખીઓ જે ૠતુઓ તે તેને માટે દર વખત નવાં નવાં પુષ્પના હાર બનાવી લાવે છે, તથા તેને નાના પ્રકારનાં ધાન્ય તથા મેવાની મીજબાની આપે છે' જેફરિઝ કહે છે ' ક્ષેત્રોને પુષ્પોવડે અલંકૃત કરવા માટે વસંત ૠતુમાં ચલ્લીઓ આફ્રિકા દેશમાંથી સૂર્યનાં કિરણોને પોતાની પાંખો ઉપર બેસાડીને લઇ આવે છે."

કેટલાક એમ કહે છે કે સૃષ્ટિ એકંદર રીતે રમણીય છે ખરી પણ તેના રંગ ચિત્રકારો ચિતરે છે એટલા બધા ભભકાદાર નથી. બેશક કુદરતનો રંગ સર્વદા એક સરખો ભભકાદાર નથી હોતો. તેના રંગ કેટલીક વખત અત્યંત ચળકાટ ભરેલા હોય છે, અને કેટલીક વખત સૌમ્ય અને કોમળ હોય છે. છતાં તે રંગ સમયોચિત હોવાથી રમણીય લાગ્યા વગર રહેતા નથી. કુશળમાં કુશળ ચિત્રકાર પણ કુદરતની બરોબરી કરી શકે એવા રંગ આલેખી શકતો નથી સૂર્યોદય, સૂર્યાસ્ત, અને સંધ્યાના રંગ કેવા ઉજવળ અને મનોહર હોય છે, તે બરાબર અવલોકન કરનારજ જાણી શકે છે.

રમણીયતાની વ્યાખ્યા એક રસજ્ઞ પુરૂષે નિચે મુજબ આપી છે. **क्षणे क्षणे यन्नवतामूपैति । तदेवरूपंरमणीयतायाः ॥** પ્રત્યેક ક્ષણે નવું નવું મોહકપણું પ્રગટ કરવું એજ રમણીયતાનું વિશિષ્ટ લક્ષણ છે. આ વ્યાખ્યા સૃષ્ટિના સૌંદર્યને પૂર્ણાંશે લાગુ પડે છે. વર્ષની પ્રત્યેક ૠતુની અને દિવસના પ્રત્યેક કલાકની સુંદરતા નિરનિરાળી હોય છે. તેમાં વળી કોઇ કોઇ સમય તો સૌથી વિશેષ મોહક અને સોહામણી હોય છે.

બાળકોમાં સૃષ્ટિ પ્રેમ અને નવા નવા પદાર્થો ઉપરનો આદરભાવ નૈસર્ગિક હોય છે, અને તે અનેક વસ્તુઓનો સંગ્રહ કરવાની ટેવ મારફતે વ્યક્ત થાય છે. આવો વસ્તુ સંગ્રહનો નાદ સ્તુત્ય છે, અને પ્રકૃતિના અધ્યયન માટે મ્યુઝીયમ અગર સંગ્રહસ્થાન ખાસ આવશ્યક ગણાય છે. પણ તેની સાથે એટલું યાદ રાખવાનું છે કે સંગ્રહ એ સાધ્ય હેતુ નથી પણ માત્ર

એક સાધન છે. પુસ્તકાલયની માફક એ પણ અભ્યાસને માટે ઉપયોગી છે; પણ પુસ્તકો પણ જો વંચાય નહિ તો પુસ્તકાલય નકામું છે, તેમજ સંગ્રહ સ્થાન પણ શોભાને માટે કે મિત્રોને બતાવવા માટે રાખવામાં આવે તો તે નિરૂપયોગી છે. સંગ્રહમાંની પ્રત્યેક વસ્તુનું કાળજીપૂર્વક અધ્યયન કરીને જ્ઞાન સંપાદન કરવામાં આવે તોજ સંગ્રહથી લાભ છે. વળી ખાસ પ્રકૃતિજ્ઞાનની દૃષ્ટિથી જોઇશું તો પ્રાણીઓને મારી નાખવાથી તથા વનસ્પતિઓને ઘરની અંદર ભરી રાખવાથી તેમના અવલોકનથી પ્રાપ્ત થતો અર્ધો આનંદ નષ્ટ થઇ જાય છે.

બજારમાં અને રમકડાંની દુકાનોમાં ઘણી ચતુરાઇ ભરેલા કોયડા અને સમસ્યાઓની રમતો વેચાતી હોય છે, અને તે જોઇ નાનાં બાળકોને અને કેટલીક વખત મોટા માણસોને પણ ઘણી ગમ્મત પડે છે. પણ એવાં રમકડાં કરતાં હજારગણો મનોરંજક અને બુદ્ધિ ચાતુર્યવાળા કોયડા કુદરત વિના મૂલ્યે પૂરા પાડે છે. એ કોયડા છોડવાની કોશેશ કરનારને ઘણો રસ પડયા વગર રહેશે નહિ. પ્રત્યેક શાસ્ત્રની પ્રત્યેકશાળામાં એવા હજારો કોયડા હોય છે, તેમાંથી આપણે ભૂગોળ અને પ્રાણિજીવનને લગતા થોડા કોયડા પસંદ કરીએ.

૧ વેલ્સમાં અને સરોવરના પ્રદેશમાં એટલા બધા પર્વતો કેમ હશે ?

૨ કેટલાક પર્વત એક બાજુ છેક ઉભા ઢોળાવવાળા અને બીજી બાજુ વધારે ઢોળાવવાળા શાથી હોય છે ?

૩ ટેમ્સ અગર બીજી ગમે તે નદીના પ્રવાહની દિશા શા ધોરણે નિર્માણ થઇ હશે ?

૪ ઇગ્લાંડની ખાડી કેટલાં સૈકા થયાં પડી હશે ?

૫ કેટલાંક સરોવર ઘણાં ઉંડાં શાથી હોય છે ?

૬ બીચવૃક્ષનાં બીજ ત્રિકોણ કૃતિ અને સિકમોરનાં ગોળ શાથી હશે ! અગર ચોખાના દાણા લાંબા અને બે બાજુ અણીદાર તથા તુવેર ગોળ કેમ હશે ?

૭ વડનાં પાંદડાં પહોળાં અને ગોળ તથા આંબા વગેરેનાં પાંદડાં લાંબાં તથા સાંકડાં શાથી હશે ?

૮ કેટલાંક પુષ્પ સૂર્ય વિકાસી અને કેટલાંક ચંદ્રવિકાસી શાથી હશે ?

૯ ફુલને વળી શા સારૂં ઉંઘવું પડતું હશે ?

૧૦ ધોળાં અને પીળાશ પડતાં રંગવાળાં ફુલ એકંદર રીતે સુગંધ-વાળાં હોય છે એનું શું કારણ હશે ?

૧૧ વાઘના શરીર ઉપર ચટાપટા અને ચિત્તાના શરીર ઉપર ખુદા શાથી હશે.

૧૨ જાનવર અને પશુ જુદા જુદા રંગનાં શાથી હશે ?

૧૩ માછલાં ઉપરથી કાળાં અને નિચેથી ફીકા રંગનાં શાથી હશે ?

૧૪ કેટલાંક ઇંડાં ગોળ અને કેટલાંક લંબ ગોળ તથા અણીદાર શાથી હશે ! ઇત્યાદિ ઇત્યાદિ.

જેઓ પોતાની આંખોનો ઉપયોગ કરી જાણે છે, તેમને આવા અસંખ્ય પ્રશ્ન સુઝી આવશે. એમાંના કેટલાકના ઉત્તર આપણે આપી શકીએ એમ છે, પણ બાકીનો મોટો ભાગ આપણને નિરૂત્તર બનાવી મૂકે છે.

કેટલાક માણુસો શોખની ખાતર જનાવરો અને પક્ષીઓ પાળે છે; પણ કોઇ તેમનો લક્ષપૂર્વક અભ્યાસ કરતું નથી. કેટલાક શાસ્ત્રકારોનો એવો અભિપ્રાય છે કે પશુઓ કેવળ બોલતાં ચાલતાં યંત્ર જેવાં છે, અને તેમનામાં બીલકુલ બુદ્ધિ કે સમજણ નથી. કેટલાક કહે છે કે તેમનામાં થોડી ઘણી વિચારશક્તિ અને સારૂં નરસું સમજવાની શક્તિ છે. છતાં બેમાં બે ઉમે-રીએ તો ચાર થાય એવું સમજવાની તેમનામાં શક્તિ હોય કે સુંદર વસ્તુ દેખી તેમને મનુષ્યની માફક હર્ષ થતો હોય એ કંઇ સમજાતું નથી. માટે પ્રાણીઓની સમજશક્તિનો આવો પ્રશ્ન અભ્યાસનો એક ઉમદા વિષય પુરો પાડે છે. અને એ પ્રશ્નનો સંતોષકારક ખુલાસો મળી શકે તો મનુષ્ય સૃષ્ટિને ઘણો લાભ છે. કબુતર, કુતરાં, વગેરેનામાં જેટલી સમજશક્તિ છે તેટલી ઉપયોગમાં લેવાથી કેટલો બધો લાભ થાય છે તે સર્વે કોઇ જાણે છે. કોઇ

પણ પ્રાણીનું સંપૂર્ણ જીવનવૃત્તાંત હજી સુધી આપણા જાણવામાં આવ્યું નથી, એ સર્વ કોઇ કબુલ કરશે.

તેવીજ રીતે વનસ્પતિનો વિષય લઇએ, તો પાન, ફુલ અને ફળ એમને લગતાં કેટલા બધા પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે એમ છે. આ દુનિયા ઉપરની કોઈ પણ સૃષ્ટ વસ્તુ હેતુ વગરની નથી; અને તેથી કરીને પાંદડાંના જે તરેહ તરેહના અનેક ઘાટ કર્યા છે, તેમાં પણ કંઇક કારણ રહેલું હોવું જોઇએ. રસ્કિન કહે છે પાંદડાંના ઘાટ એટલા બધા વિચિત્ર અને તરેહ તરેહના છે કે તે જાણે આપણને તેમનું બારીક નિરીક્ષણ કરવા લલચાવતા હોય એમ જણાય છે. એ ભેદ કર્તાએ જાણી બુજીને અને હેતુ પુરઃસરજ કરેલા હોવા જોઇએ; અને એ હેતુ શોધી કાઢવા એ અત્યંત આનંદનું કામ છે એટલુંજ નહિ, પણ ફાયદાકારક પણ છે.

તેજ પ્રમાણે ફળ અને બીજના આકાર તથા રંગ પણ કેવા સુંદર તથા જુદા જુદા પ્રકારના હોય છે! તથા બધાં સ્વાદિષ્ટ હોય છે, છતાં પ્રત્યેકનો સ્વાદ કેવો નિરનિરાળો હોય છે, સાકર, કેરી, સિતાફળ, દ્રાક્ષ, ખારેક એ દરેકની મીઠાશમાં જુદો જુદો સ્વાદ રહેલો હોય છે.

આપણે જુદાં જુદાં પ્રાણીઓ અને છોડ હમેશાં જોતા હોઇએ છીએ, છતાં તેમના સ્વભાવ અને સ્વરૂપનું વર્ણન જ્યારે કોઇ વિદ્વાન અવલોકનશીલ પુરૂષ કરી બતાવે છે, ત્યારેજ આપણી આંખો ઉઘડે છે. રસ્કિને ખીસકોલીનું જે સુંદર વર્ણન કર્યું છે તે જુઓ. "બીજું કોઇ પણ પ્રાણી ખીસકોલીના જેવું સુંદર, આનંદી કે ચમત્કારિક નથી. ખીસકોલી સર્વ પ્રકારે નિરૂપદ્રવી છે; ખાવા પીવામાં તે કોઇને હાનિ કરતી નથી; તેનામાં જરાપણ નિર્દયપણું નથી; તે બિલાડીના બચ્ચા જેવી રમતીયાળ, વાંદરા કરતાં વધારે ચાલાક, પક્ષી કરતાં વિશેષ લાવણ્યતાવાળી, અને મનોહર; અને હરણ કરતાં પણ ચપળ છે. તે વિજળીના કરતાં પણ વધારે ઝડપથી એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર અને બીજી ઉપરથી ત્રીજી ઉપર એમ આખો દિવસ કુદાકુદ કરી મુકે છે. તેની ગતિ પણ કેવી વિચિત્ર છે.—ઘડીમાં તે કૂદકા મારે છે, ઘડીમાં તીરની

નાફક સડસડાટ કરતી દોડી જાય છે, અને ઘડીમાં પોતાની ગતિ બદલી નાંખે છે. કોઇ વખત તે તમારી આગળ ને આગળ દોડી જાય છે, કોઇ વખત તમારી દૃષ્ટિ ચુકાવી બાજુ ઉપર લપ્પાઇ જાય છે, અને કોઇ વખત ઉચું ડોકું કરી તમને જોયાં કરે છે; અને કોઇ વખત તમારો ગણુસારો સાંભળતી બેસી રહે છે. તે જાણે સ્વર્ગની અપ્સરા જ નાનું સીકડું રૂપાળું રૂપ ધારણ કરીને નાનાં છોકરાંને ગમ્મત કરાવવા માટે પૃથ્વી ઉપર ઉતરી આવી હોય એમ લાગે છે!” એ કુશળ લેખકે સાપનું પણ તેવુંજ ચમત્કારિક વર્ણન કરેલું છે.

સારાંશ, રસિક અને સહૃદય પુરૂષોને આ સૃષ્ટિ પ્રત્યેક ડગલે આનંદ-મયજ લાગે છે. શાણા અને સદ્વર્ત્તનશાળી પુરૂષોને આ સૃષ્ટિ દૈવી સત્ત્વથી ભરેલીજ લાગે છે. પણ તેનું ખરૂં સ્વરૂપ સમજવા માટે આપણે તેના તરફથી પ્રેમની દષ્ટિથી જોવું જોઇએ; સૃષ્ટિ ઉપરના ચમત્કાર કેટલાકને અલૌકિક લાગે છે, પણ તેમની સમજફેરને લીધે છે. દરેક નવી શોધ આપણા આશ્ચર્યમાં વધારો કરે છે. એક કોયડો ઉકેલતાં બીજો વધારે સહેલો થાય છે. સૂક્ષ્મ-દર્શક યંત્ર અને દૂરબીન આપણને નવી નવી સૃષ્ટિઓ શોધી આપે છે. તેવીજ રીતે બીજાં નવાં નવાં યંત્ર વડે, પહેલાં અલૌકિક જેવી લાગતી બાબતો આપણને સમજાવા લાગી છે.

આગળના લોકો એમ માનતા કે આપણી પૃથ્વી એ એક વિચિત્ર વસ્તુ છે, અને તે સમસ્ત વિશ્વ મંડળના મધ્યબિંદુ જેવી છે. પણ આપણને સમજાયું છે કે તે માત્ર એક નાનો ગ્રહ છે, અને એક નાના તારાની પાછળ ભ્રમણ કર્યા કરે છે; તે નાના તારા જેવા અને તેથી મોટા કરોડો તારા આકાશમાં રહેલા છે; છતાં તે આપણી નાનકડી પૃથ્વી અસંખ્ય ચમ-ત્કારોથી ભરપૂર છે; અને તે અનેક પ્રકારના સૌંદર્યથી અલંકૃત છે. રૂસો કહે છે કે આ પ્રત્યક્ષ જગત મર્યાદાવાળું છે પણ આપણી કલ્પના નિર્મર્યાદ છે, એ કદાચ ખરૂં હશે, પણ આપણી સૃષ્ટિની મર્યાદા આપણી દૃષ્ટિમર્યાદાથી એટલી બધી દૂર છે કે તેનું અસ્તિત્વ ન સ્વીકારીએ તોપણ ચાલે. આપણી

ઇંદ્રિયો અદ્ભૂત છે, છતાં આપણે એમ કબુલ કરવું જોઇએ કે આપણી આજુબાજુ એવા એવા ચમત્કાર રહેલા છે કે જેની પ્રતીતિ કરાવે એવી કોઇ પણ ઇંદ્રિય આપણે ધરાવતા નથી.

આપણી સમજ એવી છે કે સુંદર વસ્તુ દષ્ટિએ પડતાં પ્રત્યેક માણુસ તેનું સૌંદર્ય સમજી શકે છે, પણ આ સમજ ભૂલભરેલી છે. સૃષ્ટિના મંદિરમાં ઉભા રહેનારા ઘણા માણુસો આંધળા અને બહેરા હોય છે. લુઇ કાર્નેરો નામનો મદ્યપાનનિષેધની હીલચાલનો એક પ્રવર્તક સો વર્ષનું આયુષ્ય ભોગવવા ભાગ્યશાળી નિવડયો હતો, છતાં તેણે પોતાના ૯૧ મા વર્ષે એક ગ્રંથ લખ્યો છે તેમાં તે કહે છે કે 'હું ઘરડો થયો ત્યાં સુધી આ જગત્ સુંદર છે એવું મને સમજાયું નહોતું.' ગ્રીક લોકો કલાકૌશલ્ય અને શિલ્પવિદ્યાના જ્ઞાનમાં એટલા બધા આગળ વધ્યા હતા, છતાં સૃષ્ટિસૌંદર્યની બાબતમાં એ લોકો કેવળ જડભરત હતા એમ કહીએ તોપણ ચાલે. જે લોકો સૃષ્ટિનું સૌંદર્ય સમજી શકે છે, તેમને દુઃખ કોઇ જાતનો સંતાપ કરી શકતું નથી. એવા લોકો નિર્મળ ભુરા આકાશ તરફ કે તારાગણુ તરફ, કે ઘુઘવાટ કરતા સમુદ્ર તરફ કે પર્વતના શિખર તરફ દષ્ટિ કરે છે કે તરતજ તેમનાં સંસારનાં સંકટ પલાયન કરી જાય છે. સ્વચ્છ અને વાદળાં વગરના દિવસે શાન્તિના સમયમાં ખુલ્લા મેદાનમાં કે ઉપવનમાં વિશ્રાન્તિ લેવા છતાં પણ જે ચિંતાનું શમન ન થાય તે ચિંતા અત્યંત ઘોર ગણાવી જોઇએ. ખરૂં બોલીએ તો જેને ઇશ્વરે આંખો આપેલી છે, તેનું મન ઉદ્વેગમાં શી રીતે રહી શકતું હશે તે સમજાય એમ નથી.

સૃષ્ટિને જયાં સુધી મનુષ્યનો હાથ અડકતો નથી ત્યાં સુધી તેનાં સૌંદર્યમાં જરાપણુ ઘટાડો થતો નથી. કુદરતના પ્રભાવને લીધે ખંડેરો પણુ શોભાયમાન લાગે છે! કુદરતમાંથી સુંદર વસ્તુઓ એક પછી એક લઇ લેશો, તો પણુ જે ભાગ બાકી રહેશે, તે પણુ શોભાયમાનજ હશે. તમારા કૃત્યથી થયેલા ઘા અગર કાપા આપોઆપ રૂઝાઇ જશે અને સૃષ્ટિ ટુંક મુદતમાં હતી તેવી ને તેવી શોભાયમાન થઇને રહેશે.

" કોઈ તવગર પુરૂષના સંગ્રહાલયમાં સુંદર ચિત્રો કે શિલ્પ કામની કારીગરીનો મોટો જથ્થો હોય, પણ તે કદી તેમની સામું પણ જોતો ન હોય, અગર કોઇની પાસે કિંમતી પુસ્તકોનો મોટો સંગ્રહ હોય છતાં તેમાંનું એક પણ પુસ્તક તે કદી ઉઘાડતો ન હોય, તો આપણે તેને કેવો કહીશું? આપણે તેના માર્મિકપણા બદલે કેવો અભિપ્રાય બાંધીશું! પણ કુદરતનાં ચમત્કારના સર્વના નિરીક્ષણ માટે હમેશાં ખુલ્લાજ રહે છે, અને તે માણસની સર્વોત્તમ કૃતિ કરતાં પણ વિશેષ આશ્ચર્યકારક અને સુંદર છે, છતાં ફક્ત થોડાજ માણસો તેમનું અવલોકન કરવાની કાળજી રાખતા હોય છે, એ કેટલું બધું ખેદકારક છે!

જગત ઉપરનું પ્રત્યેક સ્થળ કળા કૌશલ્યની કારીગરીની અસંખ્ય કૃતિઓથી ભરપુર છે, છતાં જે માણસ તે રહસ્ય સમજી લેવાની શક્તિ નથી ધરાવતો, તેને મન તે સઘળું નકામું છે. ખરેખર આ જગત ઉપર નિર્દોષ આનંદનાં સાધન એટલાં બધાં વિપુલ નથી કે જેથી આપણને આવા એક સર્વોત્કૃષ્ટ સાધનનો અનાદર કરવાનું પાલવે! ઇશ્વરે સર્વને આંખો આપી છે, પણ ઘણા માણસો તેમનો ઉપયોગ કરી જાણતા નથી. છતી આંખે તેઓ જોઇ શકતા નથી.

કુદરતનો આદરભાવ પૂર્વક અભ્યાસ કરવાથી મનુષ્ય જીવનને અંગે રહેલા સુખ સાધનોમાં કેટલો બધો વધારો કરી શકાયો છે, તે ફક્ત વિજ્ઞાન શાસ્ત્રીઓજ સમજી શકે છે.

કજીયા અને કંકાસ, વિગ્રહ અને વિગ્રહની વાતો, પાર્લામેન્ટની ચુંટણીઓ અને રાજકીય ચળવળો, એ બધાના આ જમાનામાં કુદરતનો અભ્યાસ આપણા હૃદયને શાન્તિ અર્પે છે. પુસ્તકો આનંદ અને મોજના અખુટ ભંડાર રૂપ છે, અને તે ભંડાર ઉઘાડતાં જરા શ્રમની જરૂર પડે છે એ વાત ખરી, પણ શેલી કહે છે તેમ જે માણસ કુદરતને સચોટ પ્રશ્નો પૂછવાની શક્તિ નથી ધરાવતો, તેને તે પોતાના સુંદર રહસ્ય સમજાવવાની બીલકુલ દરકાર રાખતી નથી, અને જે માણસ તેના તરફ પ્રીતિની દૃષ્ટિથી જોતો નથી, તેની સામે તે જોતી પણ નથી.

શાસ્ત્રજ્ઞાન આપણને આ સંસારનાં સંકટ સહન કરવાની શકિત આપે છે. આ સૃષ્ટિ કેટલો બધો કાળ વીત્યા પછી હાલની સંપૂર્ણ જણાતી સ્થિતિએ પહોંચી છે, તેનો, તેમજ દૂરબીન અને સૂક્ષ્મદર્શક યંત્રો વડે જે દૂરના અને સૂક્ષ્મ પદાર્થ આપણે જોઇ શકીએ છીએ, તેનો આપણે જયારે વિચાર કરીએ છીએ, ત્યારે આપણી જાત આપણને અત્યંત ક્ષુદ્ર લાગે છે, અને આપણે આપણી જાતને વિસરી બાહ્ય સૃષ્ટિનો વિચાર કરતાં શીખીએ છીએ.

આપણે એવા અલ્પમતિવાળા અને ક્ષુદ્ર છીએ કે જે જગતમાં આપણે વસીએ છીએ, તેનો ખ્યાલ અંશતઃ પણ આપણી બુદ્ધિમાં આવી શકવાનો નથી, છતાં આપણે જે કંઇ થોડું ઘણું જોઈ અગર જાણી શકીએ છીએ, તે ઉપરથી આ જગત કેવું ચમત્કાર પૂર્ણ અને વૈભવશાળી હોવું જોઇએ તેની આપણે કલ્પના કરી શકીએ છીએ.

સેનેકા કહે છે કે જે માણસ આકાશ તરફ દષ્ટિ કરે છે તેને તેજના અસંખ્ય ગોળા તથા તેમનાં ભ્રમણ દેખીને અચંબો લાગ્યા વગર રહેતોજ નથી. કુદરતનું અવલોકન વ્યાવહારિક દૃષ્ટિથી ઉપયોગી છે એટલુંજ નહિ, પણ તે આલ્હાદજનક પણ છે; તેમજ તે આપણને આ સંસારનાં મોટાં સંકટ સહન કરવામાં અત્યંત મદદગાર થઇ પડે છે.

આપણે જે જગતમાં વસીએ છીએ તે સુંદર, મનોરંજક, અને ગમ્મતથી ભરપુર છે; અને તેની આસપાસ આઘે સુધી વિશાળ, શાન્ત, ભયંકર, ગૂઢ, અંધકારમય અનંત પ્રદેશ આવી રહેલો છે, પણ આપણે જો આપણું અંતઃકરણ શુદ્ધ રાખીશું, આપણો ઘરસંસાર ઉજ્જવળ, સુખમય તથા વિશ્વાસ અને પ્રેમના પાયા ઉપર અવલંબેલો રાખીશુ તેમજ આપણી બુદ્ધિનો ઉપયોગ કરીશું, તો અનંત વિશ્વનાં ગૂઢતત્વ આપણને ભયાનક નહિ લાગે, તથા આપણા હૃદયમાં શાન્તિનું સામ્રાજ્ય અચળ રહેશે.



# પ્રકરણ ૧૩ મું.

## વર્તમાનકાળ.

वर्तमानेन वर्तन्ते । नराःपण्डित बुद्धयः ।
श्वःकार्यमद्य कुर्वीत । पूर्वाण्हत्रापराह्णिकम् ॥ १ ॥

**મહાભારત.**

**ભાવાર્થઃ**—બુદ્ધિમાન પુરૂષો વર્તમાનકાળને લક્ષમાં રાખીનેજ સર્વે વ્યવહાર કરે છે. આવતી કાલનું કાર્ય હોય તો આજ કરવું ઘટે છે, અને આજ પાછલા પહોરમાં જે કામ કરવાનું હોય તે પહેલા પહોરમાં કરવું ઘટે છે.

नकश्चिदपि जानाति । किं कस्य श्वो भविष्यति ।
अतःश्वःकरणीयानि । कुर्यादद्यैव बुद्धिमान् ॥ १ ॥

**સુભાષિત.**

**ભાવાર્થઃ**—કાલ કેવી થશે તે કોઇ જાણી શકતું નથી, માટે શાણા પુરૂષોએ આવતી કાલનાં કર્તવ્ય આજજ કરી નાંખવાં જોઇએ.

આવતી કાલનો ગર્વ કરીશ નહિ; 'કેમકે વચમાં આડી રાત તેની શી વાત.' એક દહાડામાં શું થઇ જશે તેની કોઇને ખબર નથી.

જે નાવિક ભરતીનો સમય સાચવી લે છે, તેની દરિયાની સફર સુગમ નીવડે છે; તેવીજ રીતે મનુષ્યના જીવનમાં પણ એવા કેટલાક અનુકૂળ સંજોગો આવી જાય છે કે જે માણસ તેનો પૂરે પૂરો લાભ લઇ લે છે, તે સમૃદ્ધિવાન થઇ જાય છે, પણ જે માણસ તે સંયો સાધી લેવાનું ચુકે છે, તેની જીવન યાત્રા સંકટમય અને નિષ્ફળ નીવડે છે. શેકસપીયર કાળના ત્રણ મુખ્ય વિભાગ છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન, તેમાંથી ભૂતકાલ એટલે જે કાળ પસાર થઇ ગયો તે, તે ગયો તે ગયોજ, ફરીથી આપણા હાથમાં

આવતો નથી. ભવિષ્યકાળ એટલે જે કાળ હવે પછી આવશે તે. તે આવે તો આપણો, પણ તે આવશેજ એવી ખાત્રી નથી. માટે વર્તમાન એટલે ચાલતો કાળ તેજ આપણો રહ્યો.

ટોમસ એ કેમ્પિસ કહે છેઃ—

વર્તમાનકાળ જ કાર્યમાં પ્રવૃત્ત થવાનો યુદ્ધમાં ઝંપલાવાનો અને તમારી જાતને સુધારવાનો સર્વોતમ સમય છે, તે કાર્યને માટે જો તમે આજ તૈયાર નહિ હો તો કાલે થશો અગર હશો એવી શી ખાત્રી ?

જ્યાં સુધી તમને લાગે વળગે છે ત્યાં સુધી આવતી કાલ બીલકુલ ના પણ આવે! આવતી કાલ દેખવાનું તમારા નસીબમાં ના પણ લખ્યું હોય!

તમે જાણે હજાર વર્ષનું આયુષ્ય ભોગવવા ભાગ્યશાળી થવાના હો, એવા ધોરણે તમારો કાર્યક્રમ ગોઠવતા ના; પણ બીજીજ પળે તમારા આયુષ્યની દોરી તુટી જવાની છે એવી ભાવનાથી કાર્યમાં તત્પર રહો, અને જીવનનું સાર્થક કરો. મુલતવી રાખવાનાં ફળ હમેશાં માઠાંજ હોય છે, એ સતત લક્ષમાં રાખજો. વળી જે કાર્યની શરૂઆત યથા ઘટિત અને સમયોચિત હોય છે, તે સિદ્ધ થઇ ચુક્યું એમ ગણાય છે. પણ જે કાર્ય મુસ્કેલ કે દુર્ઘટ ગણી મુલ્તવી રાખવામાં આવે છે, તે જ્યારે પણ હાથમાં લેવામાં આવે છે ત્યારે પ્રથમના કરતાં દુર્ઘટ લાગે છે.

યુવાવસ્થા પણ ચીરસ્થાયી નથી; તેનો અંત પણ સત્વર આવે એ સંભાવિત છે. માટે તેનો વ્યય પણ દ્રવ્યની માફક કરકસરથી કરવો ઘટે છે. કસીને પુરેપુરો બદલો લીધા સિવાય એક પણ પળ હાથમાંથી પસાર થવા દેવી નહિ—અને પ્રત્યેક પળ કેટલી કિંમતી છે, તે જે લોકો મરણ પથારીપર પડયા હોય તેમને પૂછી જોશો તો બરાબર સમજાશે માર્કંડરૂષિ જેવા દીર્ઘાયુષી પુરૂષો પણ આખરે કાળનો ભક્ષ થયા વગર રહેલા નથી.

હોરેસ કહે છે આપણી કાયા કાચા કુંભ જેવી હાડમારીના પિંજર જેવી છે. આપણે જેટલું આયુષ્ય ગાળ્યું તેમાં દૈવ આવતી કાલનો વધારો થવા દેશે એ કોણ જાણી બેઠું છે ?

ગ્રીસ દેશમાં પુરાતન કાળમાં સાત શાણા થઈ ગયા છે, તેમાં પિટાકસ નામનો એક શાણો હતો, તે સર્વને એવી સલાહ આપતો કે "સમય સાધી લેવો."

શેક્સપિયર કહે છે "નાની ચીણગારી પગવડે મસળીને બુઝાવી શકાય છે, પણ તેની ઉપેક્ષા કરીને જો તેને આગળ વધવા દઈએ તો મોટી નદીના પાણીવડે પણ તે શાન્ત થઇ શકતી નથી." બીજા શબ્દોમાં લૌકિક ભાષામાં બોલીએ તો "એક ટાંકો નવ ટાંકાની ગરજ સારે છે,"

વખતની કરકસર દ્રવ્યની કરકસરના જેટલીજ બલ્કે તેથી પણ વધારે કિંમતી છે. ગુમાવેલું દ્રવ્ય કોઇ દિવસ પાછું મળવાનો સંભવ હોય છે, પણ ગુમાવેલો વખત કદી પણ પાછો આવતો નથી. માટેજ આપણાં શાસ્ત્રોમાં તેમજ બાઇબલમાં જીવનના ક્ષણભંગુરપણા બદલ વખતો વખત ઠોકી ઠોકીને કહેવામાં આવેલું છે.

દરેક ભાષામાં મુલતવી રાખવાની ટેવને વખોડી કાઢનારી અને તાતે ઘાએ કામ આટોપી લેવાની, બોધ આપનારી ઘણી કહેવતો હોય છે, તેમજ ચાલતી પળનો સર્વોત્તમ ઉપયોગ કરી લેવાની શીખામણ આપનારાં પણ ઘણાં વચન હોય છે. કેટલાક ઉદ્ગાર કેવળ ખેદમય હોય છે, બર્ન્સ કવિ કહે છે કે સઘળા વિષયભોગ પૂર્ણ વિકાસને પામેલા અફીણના પુષ્પ જેવા કે નદી ઉપરના બરફ જેવા છે. પુષ્પને તમે હાથ લગાડશો કે તરતજ તેનો વિકાસ નષ્ટ થાય છે, અને સૂર્યપ્રકાશ પડતા બરફ ઓગળી જાય છે. આપણા કવિઓ જીવનને સંધ્યાના રંગના જેવું ક્ષણભંગુર અને કમળના પત્ર ઉપર પડેલા ઝાકળના બિંદુ જેવું અસ્થિર વર્ણવે છે.

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
તારો ત્યાંલગી જાણજે, જ્યાં સુધી શ્વાસોશ્વાસ.

બેકન કહે છે:—આ જગત પાણીના પરપોટા જેવું છે, અને મનુષ્યનું આયુષ્ય ક્ષણિક છે. એક કવિ કહે છે બાળકને મોટું થતું દેખી તેનાં મા

બાપ હર્ષ પામે છે, પણ તેમને ખબર નથી કે તે મૃત્યુની સમીપ જતું જાય છે. સ્કોટ કવિ કહે છે કે પર્વતના શિખર ઉપરથી ઝાકળ બિંદુને ઉડી જતાં અગર નદી ઉપરના ફીણને શમી જતાં અગર પાણી ઉપરના પરપોટાને ફુટી જતાં જેટલી વાર લાગે છે, તેટલીજ વાર આપણા આયુષ્યની દોરીને તુટતાં લાગે છે, અર્થાત્ બન્ને સરખાં નાશવંત છે.

કોઇ આજ ગયું તો કોઇ કાલે જવાનું, એમ સર્વને મરવાનું છે; અને એવું નાશવંત આયુષ્ય પણ અલ્પ ટુંકું છે, માટેજ શાણા પુરૂષનું કર્તવ્ય એ છે કે આ જગત ઉપર જેટલો કાળ રહેવાનું હોય, તેટલા કાળમાં જીવનનું અને તેટલું સાર્થક કરી લેવું. બિશપ હેલર કહે છે; ભૂત અને ભાવી સુખ ભોગ શા કામના છે? પ્રસ્તુત કાળના ભોગવિલાસજ આપણા છે, પસાર થતી પળનો જે સૌથી સારો ઉપયોગ કરી લે છે, તેજ શાણો પુરૂષ છે.'

જેરેમી ટેલર કહે છે. " ઇશ્વિર આજે તારી આગળ જે સુખ સાધન રજુ કરે, તેનો તું યથેચ્છ ઉપભોગ કર, તેમ જે સંકટ મોકલે તે શાન્તપણે અને બરબડ કર્યા વગર સહન કર; કારણ કે આજનો દિવસજ આપણો પોતાનો છે. ગઇ કાલ પરત્વે આપણે મુએલાજ છીએ, અને આવતી કાલ પરત્વે આપણો જન્મ પણ થયો નથી તેથી કરીને જે માણસ વર્તમાનકાળ-નોજ યથેચ્છ ઉપભોગ કરે છે, તે બન્ને રીતે સુખી છે, ચાલતો વખત જો સુખદાયી હોય તો તેનો તે પુરેપુરો આનંદ ભોગવે છે, અને જો તે કષ્ટમય હોય તો તેનો તેટલાથીજ અંત આવે છે."

બિશપ ફુલર કહે છેઃ " કોઇ માણસ નાની વયમાં મરણ પામે, પણ જો તેણે પોતાનું જીવન સારી રીતે ગાળ્યું હોય તો તે દિર્ઘાયુષીજ ગણાય છે. જે કાળનો દુરૂપયોગ થાય છે, તે કાળને જીવ્યાની ગણતરીમાં લેવાતો નથી, પણ તે એળે ગુમાવેલો ગણાય છે."

વિષ્ણુશર્મા કહે છેઃ

**यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै ।**
**र्विज्ञान-विक्रम-यशोभिरभाज्यमानं ॥**

**तन्नाम जीवितमिह प्रवदन्ति सन्तः ।**
**काकोऽपि जीवति चिराय बलिं च भुंक्ते ॥१॥**

**ભાવાર્થ:**—જ્ઞાન, પરાક્રમ, અને કીર્તિ એમના ઉપાર્જનમાં ગાળવામાં આવેલું જીવન અલ્પ હોય તોપણ તેનું નામ જ જીવન છે, એમ શાણા પુરૂષો કહે છે. નહિતર કાગડા પણ પોતાનું પેટ ભરે છે અને લાંબો કાળ જીવે છે. વળી ગયો વખત ફરી પાછો આવતો નથી. જે પળ તમે નકામી ગુમાવશો તે પાછી બોલાવવા માટે તમે ગમે એટલાં ફાંફાં મારશો પણ પાછી આવશે નહિ, માટે પ્રાપ્તસંધીનો યથાયોગ્ય લાભ લઇ લેવો-તેનો સૌથી સારો ઉપયોગ કરી લેવો, એ મનુષ્યનું ખાસ કર્તવ્ય છે.

જીવવાનું એકંદર રીતે સૌને વહાલું લાગે છે, પણ ઘણા માણસોને પોતાનો વખત કેમ ગાળવો એની સુઝ પડતી હોય એમ જણાતું નથી. અમુક સંજોગોમાં આપણે કયો માર્ગ ગ્રહણ કરવો કે કયું કામ હાથ ઉપર લેવું, એનો નિશ્ચય કરવામાં જરા પણ ઉતાવળ કે દોડાદોડ કરવી નહિ, પણ શું કરવું એનો એક વાર મનની સાથે નિશ્ચય કર્યા પછી, તે કામ પાર પાડવા માટે તરતજ વગર વિલંબે વળગી પડવું, એટલે તે પૂર્ણ કરવા માટે તમારે ઉતાવળ કરવી પડશે નહિ. કોન્ગ્રીવે પણ કહ્યું છે કે 'તમે જો શાણા હો તો કોઇપણ કામ આવતી કાલ ઉપર મુલતવી રાખશો નહિ, કેમકે આવતી કાલનો સૂર્યોદય તમે નજ દેખી શકો એમ પણ કદાચ બને." થિબ્સના સુબા આર્કિયાસની સામે કાવતરૂં રચવામાં આવ્યું હતું, તેની સૂચના કરનારો એક પત્ર તેને એક દિવસ મળ્યો તેમાં ફક્ત એટલુંજ લખેલું હતું કે 'સાવધ રહેજો.' પણ 'કાલે સૌ થઈ રહેશે,' એમ કહી તેણે તે પત્ર વાંચ્યા વગર બાજુએ મુકી દીધો: તેના પરિણામે તેણે પોતાનો જીવ ગુમાવ્યો. લોર્ડ ચેસ્ટરફિલ્ડે કહ્યું છે કે ન્યુકેસલના ડ્યુકે એક દિવસ સવારનો એક કલાક વ્યર્થ ગુમાવ્યો, અને બાકીનો આખો દિવસ તે કલાકની શોધમાં ગુમાવ્યો.

પ્રત્યેક કાર્ય યોગ્ય સમયે જ થવું જોઇએ, અને તેને માટે નક્કી કરી રાખેલા વખતમાં તે પૂરૂં કરી નાંખવું જોઇએ, કે જેથી કરીને તે બીજાં કામની આડે આવે નહિ. આથી કરીને એક દિવસમાં જેટલાં કામ કરવાનાં હોય, તેમનો ક્રમ તથા દરેકની પાછળ ગાળવાનો વખત સવારમાં ઉઠયા તેવાજ કે આગલી રાતે નક્કી કરી રાખવો જોઇએ. જો આપણે તેમ નહિ કરીએ તો આપણો ઘણો કિંમતી વખત નકામો જશે, અને જો કે તેમાં સઘળો દોષ આપણો પોતાનોજ હોય છે, તો પણ આપણે બેન્જામિન કોન્સ્ટંટની માફક પાછળથી બરબડવા લાગીશું કે "મારો વખત કેવી રીતે નકામો પસાર થાય છે તે મને સમજાતું જ નથી. કોઇ પ્રકારે કામનો મેળજ બેસતો નથી! મારૂં જીવન કેવું દુર્ઘટ છે!"

જે માણુસ પોતાનું કામ નિયમિત રીતે કરતો નથી, તેને ક્રમે કર્યો કામનો ઉકેલ પડતો નથી. પણ જે માણુસ પોતાનું કામ નિયમિત રીતે અને વ્યવસ્થાસર કરે છે, તે માણુસ ચારગણું કામ કરવા છતાં પણ આખો દહાડો નવરો અને નવરો જ માલમ પડે છે. આગળ ઉપર શું કામ કરવાનું છે, તેનું આગળથી ધોરણ નક્કી કરી રાખનાર માણુસ કોઈ દિવસ મુઝાતો નથી; પણ 'વખત આવ્યે થઇ રહેશે' કરી પડી રહેનારા માણુસો આખરે ગભરાઇ જાય છે. કહ્યું છે કે **यद्भविष्यो विनश्यति** થવાનું હશે તે થશે એમ બોલનારો નાશને પામે છે.

આયુષ્ય અલ્પ છે એટલુંજ નહિ પણ અનિશ્ચિત પણ છે. આપણુને બીજી ક્ષણુનો ભરોંસો જ નથી. આવતી કાલે શું બનશે એની આપણુને ખબર નથી એટલુંજ નહિ પણ આવતી કાલ આપણે દેખીશું કે નહિ, એની પણ આપણુને ખાત્રી નથી. બેક્ષ્ટર કહેતો કે 'હું જ્યારે ધર્મોપદેશ કરવા બેસતો ત્યારે એવા ભાવથી બોલતો કે જાણે મને ધર્મોપદેશ કરવાની બીજી તક મળવાની જ નથી અને હું તથા શ્રોતૃવર્ગ બન્ને બીજી ક્ષણે મૃત્યુનો ભોગ થઇ પડવાના છીએ! વિષ્ણુશર્મા કહે છેઃ **गृहीतइवकेशेषु। मृत्युनाधर्ममाचरेत्** કેશ પકડીને આપણુને ખેંચી જવા માટે મૃત્યુ તત્પર થઇ રહ્યું હોય, એવી સમજણુથી જ ધર્માચરણુ કરવાં.

આપણે જ્યારે અનેક કાર્ય કરવાનાં હોય છે, ત્યારે કયા કાર્યથી શરૂઆત કરવી, એની આપણા મનમાં કોઇ કોઇ વખત ઘણી અમુઝણુ રહે છે. આ બાબતમાં સર્વોત્તમ માર્ગ એ જણાય છે કે જે કાર્ય સૌથી ઓછું રૂચિકર હોય તે પહેલું હાથ ઉપર લેવું. કેમકે જે દેખીતું અરૂચિકર હોય છે, તે કેટલીક વખત પરિણામે ઘણું લાભકારક નીવડે છે, તેમજ તેનું સ્મરણ મનમાં આનંદ ઉત્પન્ન કરે છે. વળી જે વખતે સર્વ શક્તિઓ અને મન તાજાં અને થાકયા વગરનાં હોય છે, તે વખતે એવાં કામ ઝટ સિદ્ધ થાય છે; અને જે કામ આપણને રૂચિકર લાગતાં હોય છે, તે કામ થાકયા પછી હાથ ઉપર લેવામાં આવે તો પણ હોંશે હોંશે કરાય છે.

કેટલાક લોકો યુવાવસ્થાને પુષ્પની માળાની સાથે અને વૃદ્ધાવસ્થાને કાંટાના મુગટની સાથે સરખાવે છે. શેકસપિયરના શબ્દોમાં બોલીએ તો યુવાવસ્થા ભોગવિલાસથી ભરપુર છે અને વૃદ્ધાવસ્થા ફિકરચિંતાથી ભરપુર છે. છતાં યુવાવસ્થામાં પણ ઉદ્વેગ અને ચિંતાને માટે સ્થાન અને અવકાશ હોય છેજ;–કારણ કે તરૂણ પુરૂષોને દુનિયાદારીનો બરાબર અનુભવ હોતો નથી, તેથી કમભાગ્યે જો તેમને સારા સલાહકાર અને માર્ગદર્શક મળતા નથી, તો તેમના હાથે ઘણી ભૂલો થવાનો સંભવ છે; અને તેને પરિણામે તેમને પશ્ચાતાપ થયા વગર રહેતો નથી. તેમને હજી ઘણાં વર્ષ ગાળવાનાં હોય છે, તેથી જો તેઓ મોહ કે આવેશને વશ થઇ કોઇ અવિચારી કે ઉતાવળું પગલું ભરી બેસે છે, તો તેમનું બાકીનું જીવન સંકટમાં પસાર થવાનો ઘણો સંભવ રહે છે. તેથી ઉલટું જો આપણે આપણી પ્રથમાવસ્થા સારી રીતે અને શાણપણથી ગાળી હોય છે, તો વૃદ્ધાવસ્થામાં આપણને નિવૃત્તિમય જીવન ગાળવાનો હક પ્રાપ્ત થાય છે, વળી આપણે મિત્રો સંપાદન કરેલા હોય છે, તેમના સહવાસમાં આપણો કાળ આનંદમાં વ્યતીત થાય છે, તો તે પણ બહુ વખત ટકવાનાં નથી એ વિચારથી આપણા મનમાં હિમ્મત રહે છે. આપણા મનમાં તે વખતે જો કોઇ પણ ચિંતા રહેલી હોય તો તે આપણા દેશને માટે આપણા બંધુ અને આપ્તજનોને માટે હોય છે, પણ આપણી જાતને માટે તો નથીજ હોતી.

જેઓ વખતનો સારો ઉપયોગ કરે છે, તેમના પ્રત્યે તે માયાળુ પણે વર્ત્તે છે, પણ જેઓ તેને વ્યર્થ ગુમાવે છે અગર તેનો દુરૂપયોગ કરે છે, તેમના તરફ તે નિષ્ઠુરપણે વર્ત્તે છે. અર્થાત્ કાળ નિર્દય પણ છે અને દયાળુ પણ છે. તેણે હજારો માણસોનાં જીવન ખરાબખસ્ત કરી નાંખ્યાં છે, તેમ હજારોને તેણે સુખની પરાકાષ્ઠાએ પહોંચાડયા છે. સારાંશ જેણે કાળનો જેવો વ્યય કર્યો હોય છે, તેવું ફળ તેને પ્રાપ્ત થાય છે. હિતોપદેશમાં કહ્યું છે:—

**लोके गुरुत्वं विपरीततावा । स्वचेष्टितान्ये च नरं नयंति ॥**

અર્થાત્:—આ લોકમાં પોતાનીજ કૃતિ વડે ઉંચ કે નીચ દશા પ્રાપ્ત થાય છે. કેટલાક માણસોનું વર્તન એવું હોય છે કે શરૂઆતમાં તેઓ સુખી અવસ્થા ભોગવે છે, પણ પાછળથી દુ:ખમાં પડે છે.

આયુષ્ય ક્ષણિક છે માટે જે ઘડી જાય છે, તેજ આપણી છે, બીજી પળ કોણે દીઠી છે ? આવાં વચન ઉપરથી કેટલાક એવો સાર ગ્રહણ કરે છે કે બસ ચેનબાજી ઉડાવવી, એજ ખરૂં છે. કાલ કોણે દીઠી છે ? **आप मुवा पीछे डुब गइ दुनिया** માટે જેટલું ભોગવી લીધું એટલુંજ આપણું છે. પાછળ શું થશે એ કોણ જોઇ બેઠું છે ? ' આ વિચારસરણી અત્યંત હાનિકારક છે. ગઇ પળ પાછી આવવાની નથી એ વાત ખરી, પણ પ્રત્યેક પળની કૃતિનું ફળ ચીરસ્થાયી છે. માટે દરેક પળ સત્કાર્યમાંજ યોજવી જોઇએ: કૃતિના પરિણામ તરફ નજર કર્યા વગર ગમે તેમ વર્તવું એવો કોઇનો ઉપદેશ છેજ નહિ. આયુષ્ય ટુંકું છે માટે ડહાપણ ભરેલો માગ એટલોજ છે કે તેનો દુરૂપયોગ નહિ કરતાં તે સત્કર્મ કરવામાં વ્યતીત કરવું જોઇએ—આપણે જે કર્મ કરીશું તે ઉડી જવાનાં નથી, પણ તેના સંસ્કાર પાછળ રહી જવાના છે. આપણી કૃતિનાં ફળ ભોગવ્યા સિવાય છુટકો નથી. અને વળી તે ફળ આપણે એકલાનેજ ભોગવવાં પડવાનાં છે એમ પણ નથી; બીજાનાં જીવન ઉપર પણ તેની ચીરસ્થાયી, અને દીર્ઘ પરિણામી અસર થયા

વગર રહેતી નથી. માટે 'સત્ય પૂર્ણ જીવન જીવો, અને બીજાં જીવનને સંસારનાં સંકટની સામે હિંમતથી બાથ ભીડતાં શીખવો.' ? સેનેકા કહે છે ગત કાળને સ્મરણ મારફતે વર્તમાન કાળને ઉપભોગ મારફતે અને "ભવિષ્ય-કાળને શાણપણ અને દીર્ઘદષ્ટિવડે આપણે આપણો બનાવી શકીએ છીએ." દીર્ઘ દૃષ્ટિ અને દૃઢ નિશ્ચય એ બેનો સુયોગ કરવામાંજ જીવનનું રહસ્ય રહેલું છે. લગ્નની બાબતમાં અવિચારી પગલું ભરવાથી જેમ પાછળથી આખી ઉમ્મર પસ્તાવાનું થાય છે, તેમ જીવનના પ્રત્યેક વ્યવહારમાં અવિચારીપણે ચાલનાર માણસ પસ્તાયા વગર રહેતો નથી; તેની સાથે એ પણ યાદ રાખવા જેવું છે જે માણસ અનુકૂળ પવન કે વરસાદની રાહ જોઇ બેસી રહે છે, તેને વાવેતર કરવાની અનુકૂળ તક પ્રાપ્ત થતીજ નથી. તેમ જે માણસ વાદળાંની ગતિ જોતો બેસી રહે છે તેને કોઇ દિવસ લણવા વારો આવતો નથી. અર્થાત્ આયુષ્ય ક્ષણિક છે માટે કોઇપણ પળ ઉતાવળથી ખર્ચી નાંખ-વામાં જેવી રીતે શાણપણ રહેલું નથી, તેવી રીતે કોઇપણ પળ એળે પણ જવા દેવી એ પણ મૂર્ખાઇ ભરેલું છે. ભર્તૃહરી કવિએ યથાર્થ કહ્યું છે કે:-

गुणवदगुणवद्वा कुर्वता कार्यमादौ ।
परिणतिरवधार्यां यत्नतः पण्डितेन ॥
अतिरभसकृतानां कर्मणामाविपत्ते
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ १ ॥

**ભાવાર્થ**:—સારૂં કે નરસું કોઇપણ કામ આરંભ કરતા પહેલાં શાણા માણસે પરિણામનો પુખ્તપણે વિચાર કરવો જોઇએ; કેમકે જેઓ બહુ ઉતાવળ કરીને કાર્યનો આરંભ કરે છે, તેમને આખો જન્મારો પસ્તાવો થાય છે.

લોકોમાં આજકાલ એવો પવન વાયેલો છે કે જે હોય તે કહે છે કે ગયો જમાનો સારો હતો અને ચાલુ જમાનો ખરાબ છે. પહેલાં સત્યયુગમાં

સર્વે વાનાં સારાં હતાં અને હાલ કળિયુગમાં જ્યાં ત્યાં દુષ્ટતાજ પ્રસરેલી છે. આ ભાવના ઉચિત નથી. પ્રત્યેક માણુસ પોતાના કાળનો કર્ત્તા છે, અને તેજ સારો અગર નરસો બનાવી શકે છે. સત્યયુગ પણુ આજ છે, અને કળિયુગ પણુ આજ છે. આપણી જેવી ભાવના હોય છે, તેવી ભાવના કાળની પણુ થાય છે. માટે સર્વેએ તેને સત્યયુગ બનાવવા માટે યત્ન કરવો જોઇએ. કાળ અમુલ્ય છે એટલુંજ નહિ, પણુ તેની અસર કોઇ પણુ રીતે નાબુદ થઇ શકતી નથી. ભૂતકાળને કોઇ સુધારી શકતું નથી, તેના ઉપર કોઇની સત્તા ચાલતી નથી.



# પ્રકરણ ૧૪ મું.

## શાણપણ.

**किंवैदग्ध्यमशोकः**

( रत्नमाला )

**ભાવાર્થ**:—ખરૂં શાણપણ કયું ?–કોઇ પણ વાત બદલ શોક ન કરવો તે.

શાણપણ ક્યાંથી પ્રાપ્ત થશે ? અને બુદ્ધિનું સ્થાન કયું છે ? જવાબઃ–ઇશ્વરની બીક એ શાણપણ છે; અને અનાચારથી અલગ રહેવું એનું નામ બુદ્ધિ છે.

જૉબ.

એમ કહેવામાં આવેલું છે કે શાણપણના ઝરામાંથી એક ઘુંટડો ભરવા દેવા માટે ચાટન એ નામના માણસે મિમિર નામના રાક્ષસને પોતાની એક આંખ કાઢી આપી હતી. સદ્‌ભાગ્યે શાણપણનો સ્વાદ ચાખવા માટે જેનો કદી પણ બદલો મળી શકે એમ નથી એવો ભોગ આપવાની હાલના વખતમાં બીલકુલ જરૂર નથી. આપણે સઘળા જો કે બૃહસ્પતિ કે શુક્રાચાર્ય–સોલન કે સોલોમન–જેવા શાણા થઇ શકીએ એમ નથી, તોપણ અભ્યાસ વડે આપણે આપણી વિવેકબુદ્ધિ દૃઢ અને વિશાળ કરી શકીએ એવી સ્થિતિમાં તો છીએજ, તેમજ આપણે બીજાના અનુભવનો લાભ લઇ શાણપણનો માર્ગ ગ્રહણ કરવા શક્તિમાન થઇએ એમ છે. જુના તત્ત્વવેત્તાઓએ શાણપણાની વ્યાખ્યા એવી આપી છે કે દૈવી તથા માનુષી બાબતોનું એટલે વ્યવહાર તથા પરમાર્થ એનાં સ્વરૂપનું, તથા તેમની ગતિ કેવી રીતે નિર્માણ થાય છે તેનાં કારણોનું યથાર્થ જ્ઞાન એજ શાણપણ છે.

સિસરો કહે છે એ જ્ઞાનને જે માણુસ તુચ્છ ગણે છે તે માણુસ શાને પ્રશંસા પાત્ર ગણાતો હશે, તેની હું કલ્પના પણ કરી શકતો નથી.

પર્કાસ કહે છે 'વિવેક બુદ્ધિ અને સ્પષ્ટ વાચા, એ બે બાબતોમાં માણુસ પશુ કરતાં ચઢીયાતું છે.' આ બેમાં વિવેક બુદ્ધિ એ મનુષ્યનું ખાસ વિશિષ્ટ લક્ષણુ છે. એકલી વકતૃત્વશક્તિ કેટલીક વખત મોટાં સંકટ અને ગંભીર અનર્થને જન્મ આપે છે. ભાષણુકારે પોતાના વિચારો શ્રોતૃમંડળને જણાવવા એ જેટલું અગત્યનું છે, તેટલીજ અગત્ય ભાષણુકારને શ્રોતૃમંડળના વિચારોને જાણી લેવાની છે. વળી કોઈ માણુસ બોલે તે તો સર્વ કોઇ સાંભળી શકે છે, પણુ ખરા રાજદ્વારીની ચતુરાઇ જે લોકો નથી બોલતા તેમના અંતઃકરણુના વિચારો જાણી લેવામાં રહેલી છે.

જેટલું બોલવું ઉચિત હોય તે કરતાં વધારે બોલી નાખવા બદલ પોતાની જાતને ઠપકો આપવાનો પ્રસંગ લગભગ દરેક માણુસને પ્રાપ્ત થતો હશે; પણુ જરૂર કરતાં થોડું બોલ્યા બદલ પસ્તાવું પડે એવા પ્રસંગ તો વિરલજ હોય છે. કહેવત છે કે 'સબસે બડી ચુપ' એ મુજબ મૌન એ ચોખ્ખું સોનું છે, પણુ સંભાષણુ કોઇ કોઇ વખત રૂપા કરતાં પણુ ઉતરતું નીવડે છે. આંખ અને કાન હમેશાં ઉઘાડા રાખવા જોઇએ, પણુ મોંઢું ઘણી વખત બંધ રાખવામાં શાણુપણુ રહેલું હોય છે. સેંટ બર્નાર્ડનું એક સૂત્ર હતું કે ભાષણુકારે ભાષણુ કરતાં પહેલા આગળ, પાછળ, ઉંચું અને ચારે તરફ જોઇને સર્વ વાતનો વિચાર કરીને મોંમાંથી બોલ કાઢવો જોઇએ.' શેઠની શીખામણુ ઝાંપા સુધી' એવો પ્રકાર ઘણી વખત બને છે. શ્રોતૃગણુ મૂર્ખ હોય છે તો અત્યંત કિંમતી ઉપદેશ પણુ નકામો જાય છે. કેટો કહે છે, મૂર્ખ લોકો શાણા માણુસ પાસેથી જેટલો બોધ લે છે, તે કરતાં શાણા માણુસો મૂર્ખ માણુસો પાસેથી વધારે શીખી લે છે.

રાજ્ય પ્રકરણુને લગતા કામકાજમાં ધીમાશ કરતાં ઉતાવળની પાંતીની બીક વધારે રાખવાની હોય છે. ઉતાવળે અને પુખ્ત વિચાર કર્યા વગર બાંધવામાં આવેલા કાયદા અત્યંત હાનિકારક નીવડે છે. એવા કામમાં ઉતાવળ

કરતી એ શાણુપણું ભરેલું નથી. સૃષ્ટિના કાર્યમાં ઉતાવળ આપણા દીઠામાં કોઇ દિવસ આવતી નથી. જે માણસ વગર વિચાર્યું બોલે છે અગર ચાલે છે, તેને પાછળથી પસ્તાવું પડે છે. મેડમ ડિ સેવિગ્ની કહે છે "કામકાજમાં આપણે શરૂઆતમાં જો થોડી ધીરજ રાખીશું તો આપણે મોટા પસ્તાવામાં-થી બચી જઇશું." આ શીખામણ અત્યંત કિંમતી છે, પણ તે પ્રમાણેનું વર્તન રાખવું એ એક મોટું મુશ્કેલ કામ છે. બ્રાઉનિંગ કહે છેઃ—'સંકટ સહન કરવું એ સહેલું નથી, અને વહેમને નિર્મૂળ કરવો એ ઉતાવળે બનતું નથી.' જીવન વ્યવહારમાં એવા ઘણા પ્રસંગ ઉપસ્થિત થાય છે કે જે વખતે આપણને એમ થાય છે કે બેસી રહેવાને બદલે કંઇપણ કરવું જોઇએ. પણ એ 'કંઇપણ' જો યથોચિત 'કંઇપણ' નથી હોતું તો ઉલટો વધારે અનર્થ થાય છે. એવા સંયોગોમાં જે માર્ગ ગ્રહણ કરવા યોગ્ય હોય, તેને બદલે ગમે તે માર્ગ ગ્રહણ કરવામાં આવે, તો આપણી ગુંચવણમાં ઉલટો વધારો થાય છે. લૉર્ડ મેલ્બોર્ન કહેતો તેમ એવે પ્રસંગે 'એ કામ એમનું એમ રહેવા દઇએ તો કેમ?' એ પ્રશ્ન ઘણી વખત શાણપણ ભરેલો માર્ગ સૂચવે છે. લખક કહે છે કે હાલના કાયદાનો મોટો ભાગ પહેલાંના હાનિ-કારક કાયદાઓને રદ કરનારા કાયદાનો બનેલો છે. એ કાયદા કેટલાક ખરે-ખર હસ્તી ધરાવનારા અનર્થને નાબુદ કરવાના ઇરાદાથી બાંધવામાં આવ્યા હતા પણ તે વખતે સર્વ વાતનો સંપૂર્ણ વિચાર કર્યા વગર ઉતાવળથી પગલાં ભરવામાં આવેલાં હોવાથી અનર્થ અટકવાને બદલે ઉલટો તેમાં વધારો થયો હોય છે. ઘડીયાળીની ચતુરાઇ ઉતાવળું ચાલે એવું ઘડીયાળ બનાવવામાં રહેલી નથી, પણ ખરેખરો વખત આપી શકે એવું ચાલનારૂં ઘડીયાળ બના-વવામાં રહલી છે.

કોઇપણ કામ દોડાદોડ કરીને પુરૂં કરી નાંખવામાં શાણપણ રહેલું નથી; પણ તેમાં જો ગુંચવણ આવી પડે, તો તે તેમને તેમ રહેવા દઇ વચમાં એક રાત પસાર થવા દેવામાં લાભ રહેલો હોય છે. રાત્રિની શાંત નિદ્રામાં આપણી કર્મેન્દ્રિયો જ્યારે વિશ્રાન્તિ લે છે, તે વખતે પણ આપણું મગજ બે માલૂમપણે કામ કર્યે જાય છે; અને આગલે દિવસે ગુંચવાયલું

કોકડું ઉકેલવાનો ઉપાય શોધી કાઢે છે તેની શાણી સલાહને માટે નહિ થોભતાં આપણે જો ગમે તે રીતે કામ પુરૂં કરી નાખવાની ઉતાવળ કરીએ તો પાછળથી આપણને પસ્તાવો થયા વગર રહેતો નથી; માટે જો તેવી ઉતાવળ નહિ કરતાં વચમાં એક રાત પસાર થવા દઇ સવારે જે માર્ગ સુઝી આવે તે પ્રમાણે ચાલવાની ટેવ રાખીએ, તો આપણે મોટા પસ્તાવામાંથી બચવા પામીએ છીએ. ઉતાવળે કામ કરી પાછળથી ઉજાગરા કરવા કરતાં કામ અધુરૂં મૂકી ઉંઘ લેવી એ વધારે ડહાપણ ભરેલું છે. ગ્રેશિયન કહે છે, મનુષ્યની સ્મરણ શક્તિ એટલી બધી અવિવેકી છે કે તે ખરી અણીને પ્રસંગે આપણને દગો દે છે, એટલુંજ નહિ, પણ જે વાત આપણે ભુલી જવા માગતા હોઇએ છીએ તે પણ આપણને વારંવાર યાદ દેવડાવે છે. કંઇ પણ નહિ કરવું એ સહેલું છે, પણ કરેલું નાબુદ કરવું એ અત્યંત મુશ્કેલ અને કેટલીક વખત અશકય છે. માટે કોઇપણ પગલું ભરતા પહેલાં પુખ્ત વિચાર કરવો જોઇએ કે જેથી પાછળથી પસ્તાવો કરવો પડે નહિ.

રોસિફોકાલ્ડ કહે છે, પોતાના હાથથી કંઇ ભૂલ થાય છે, ત્યારે દરેક માણસ પોતાની યાદદાસ્તનો વાંક કાઢે છે, પણ પોતાની બુદ્ધિ કે વિચાર શક્તિનો વાંક કોઇ કાઢતું નથી.' હવે બુદ્ધિ કે શાણપણનો પાયો જ્ઞાન છે; અને જ્ઞાન એ કોઇ સાધારણ કે સોંઘી વસ્તુ નથી. રાજાઓ મોટા દ્રવ્ય ભંડાર ખર્ચી નાંખે કે પોતાની સઘળી રાજસત્તાનો ઉપયોગ કરે, છતાં તે પ્રાપ્ત થઇ શકતું નથી. ગેટિ કવિએ કહ્યું છે કે 'જે માણસ કાયદાનું જ્ઞાન ધરાવતો હોય છે, તેને તેનો ભંગ કરવાની ફુરસદ હોતી નથી.' કારણ કે આપણે જેમ જેમ વધારે જાણતા જઇએ છીએ, તેમ તેમ વધારે અને વધારે જાણવાની આપણા મનમાં રૂચિ ઉત્પન્ન થતી જાય છે. મહાપ્રતાપી પિટર રાજાના સંબંધમાં એમ કહેવાય છે કે તેણે એવો નિશ્ચય કર્યો હતો કે "આ દુનિયામાં જેટલું જોવા યોગ્ય છે તેટલું જોવું, જેટલું સાંભળવા યોગ્ય છે તેટલું સાંભળવું, જેટલું જાણવા યોગ્ય છે, તે જાણવું; અને જેટલું શીખવા લાયક છે તેટલું શીખવું."

જેમ્સ માર્ટિનાનો મત એવો છે કે ' આપણે જો સર્વજ્ઞ થઇશું તો કોઇ વસ્તુ આપણને આદરણીય નહિ લાગે.' લખક આ મત સાથે મળતો થતો નથી માર્ટિનોના વચનનો અર્થ બીજા શબ્દોમાં બોલીએ તો એવો થાય છે કે આ દુનિયા ઉપર કોઇ વસ્તુ માનાર્થે કે આદરણીય નથી. પણ ખરી વસ્તુસ્થિતિ તેવી નથી. ઝવેરની કિંમત ઝવેરીજ કરી જાણે છે, તેમ જ્ઞાનનું ખરૂં સ્વરૂપ જ્ઞાનીજ સમજી શકે છે. અજ્ઞાની કે અભણને જે કહીએ તે માનવા યોગ્ય લાગે છે, તેને તેમાંથી સત્ય શોધી કાઢવાની દરકાર હોતી નથી. તેને મન **बाबा वाक्यम् प्रमाणम्** હોય છે. પણ જેને સત્ય શોધી કાઢવાની અને નવું નવું જાણવાની જીજ્ઞાસા હોય છે, તેના જ્ઞાનમાં જેમ જેમ વધારો થતો જાય છે, તેમ તેમ આ ચમત્કારપૂર્ણ જગત ઉપરનો તેનો આદરભાવ વધારે અને વધારે દઢ થતો જાય છે. માર્ટિનોએ પણ બીજે સ્થળે જણાવ્યું છે કે–" જે અનંત સામ્રાજ્યના આપણે પ્રજાજન છીએ, તેના ઉપર દૃષ્ટિ સ્થિર કરવાને બદલે, આપણે મનુષ્યની કૃતિના અવલોકનથી આશ્ચર્ય ચકિત થઇ જઇએ છીએ, એ આપણી મોટી ભૂલ છે.

જ્ઞાન અને શાણપણ વચ્ચે સાહચર્ય છે એમ સોલોમન માનતો હતો. તે કહેતો કે " હૃદયમાં ઇશ્વરના ઉપર પ્રીતિ ઉત્પન્ન થવી એ જ્ઞાનની શરૂઆત છે. પણ જે લોકો મૂર્ખ હોય છે, તે શાણપણ અને શિક્ષણને ધિક્કારે છે. " શાણપણ એ ઇશ્વરની આપેલી બક્ષીસ છે. જ્ઞાન અને શાણપણ એ એના મુખમાંથી નીકળેલાં છે."

ભગવાને શ્રીમુખે ગીતાજીમાં પણ કહેલું છે કે **मत्तः स्मृतिर्ज्ञानम पोहनंच** હે અર્જુન! પ્રાણીઓમાં રહેલી સ્મરણશક્તિ, જ્ઞાન, અને તર્કશક્તિ એ સર્વનું મૂળ પણ હુંજ છું.

શાણપણને ઇમારત બાંધવા માટે જે સામાન જોઇએ તે જ્ઞાન પુરો પાડે છે, તથા એ ઇમારતનો પાયો પણ જ્ઞાનજ છે. છતાં સાધ્ય વસ્તુ શાણપણ છે માટે તે પ્રાપ્ત કરવાનીજ કોશીશ કરવી જોઇએ. સોલોમન કહે છે, "જેનામાં બુદ્ધિ અને શાણપણ બન્ને છે તે ખરેખરો સુખી છે. કારણ કે તે રત્ન કે હીરા માણેક કરતા પણ વધુ કિંમતી છે. સંસારની કોઇપણ સ્પૃહણીય વસ્તુ તેના બરાબરી કરી શકે એવી નથી. તેના જમણા હાથમાં

દીર્ઘાયુષ્ય અને ડાબા હાથમાં ધન અને કીર્તિ છે. તેનાં સર્વ કાર્ય આનંદ અને શાન્તિથી ભરપુર છે જેને તે પ્રાપ્ત થયું હોય છે તેને તે કલ્પવૃક્ષ સમાન લાભ આપે છે.'

શાણા માણસો બીજાના અનુભવને પોતાનો કરી લે છે. જે માર્ગે જવાથી બીજા માણસોએ ખત્તા ખાધા હોય છે, તે માર્ગે તે કદી પણ જતા નથી. પણ મૂર્ખ માણસો જાતે ખત્તા ખાય છે, ત્યારેજ તેમનામાં સાન આવે છે; અને ત્યારે જ તે પાછા હઠે છે. સદુપદેશવડે સુધરવું એ શાણપણનું લક્ષણ છે. જાતે ઠોકર ખાધા સિવાય બીજાની શીખામણ સાંભળવાથી જ સુધરવું એ સર્વોત્તમ છે. પણ બીલકુલ નહિ સુધરવું તે કરતાં ઠોકર ખાઇને પણ સુધરવું એ બહેતર છે. કેટલાક અનેક વખત ખત્તા ખાય છે, છતાં એવાને એવા રહે છે; માટે જેઓ એક વખત ઠોકર ખાધા પછી પોતાની ભૂલ સુધારી લે છે, તે એમના કરતાં વધારે શાણા ગણાવાજ જોઇએ. અનુભવની શાળા દુઃખથી ભરેલી છે, પણ મૂર્ખ માણસોને માટે બીજી કોઈ શાળા કામની નથી. બીજાનું જોઇને તેઓ બીલકુલ શીખી શકતા નથી, પણ જાતના અનુભવ પછીજ તેમની આંખો ઉઘડે છે. અર્થાત્ અનુભવની સખ્ત શાળામાં ઘડાયા સિવાય તેઓ સુધરી શકતા નથી. પણ કેટલાક તો જાતે ઠોકર ખાધા છતાં પણ સુધરતા નથી. વળી પોતાની જાતનો અનુભવ કેટલીક વખત આપણને બીજા છેડા ઉપર લઇ જાય છે, કહેવત છે કે 'દુધનો દાઝયો છાશ પણ ફુંકીને પીએ છે.' ફ્રેંચ ભાષામાં કહેવત છે કે 'દાઝેલી બિલાડી ઠંડા પાણીથી પણ બીહે છે.'

સાદી સમજ કે સામાન્ય બુદ્ધિ વિષે આપણે મોટી મોટી વાતો સાંભળીએ છીએ. પણ તે વિષે આપણે જેટલા પ્રમાણમાં વાતો સાંભળીએ છીએ તેટલા પ્રમાણમાં તે દુનિયા ઉપર જણાતી નથી. કેટલાક માણસો એમ માને છે કે અમે બહુ ડાહ્યા અને બહુ વ્યવહાર કુશળ છીએ અને આજ પર્યંત જેટલા શાણા થઈ ગયા છે, તે બધાનું શાણપણ અમારામાં આવી રહેલું છે. પણ ઘણા માણસો સુડની કાંકરીવડે ગાંડી થઇ બેઠેલા હોય છે. अहं ब्रह्मास्मि

કે શિવોऽहम् કરી ફરનાઓનું જ્ઞાન કેટલું ઉંડું હોય છે, તે તેમની સાથેની થોડી વાતચીત ઉપરથી તરત સમજાઇ જાય છે.

અમુક વાત આપણે માનતા હોઇએ પણ તેનાં જ્યારે પ્રમાણ આપણી પાસે માગવામાં આવે છે, ત્યારે હેન્રિ સિજ્વિકને સ્વપ્નમાં સુઝયા હતા એવા ઉત્તર આપણે આપીએ છીએઃ—

અમે એમ માનીએ છીએ કેમકે બીજા બધા માણસો તેમ માને છે; અગર તો અમને એમ લાગે છે માટે; અગર કોઇએ અમને એમ કહ્યું અને અમને પણ એ ખરૂં લાગ્યું માટે, અગર પહેલાં અમે એમ માનતા હતા, અને હાલ પણ એમ માનતા હોઇએ એમ લાગે છે, માટે, અગર પ્રથમ એમ માન્યું હતું, માટે હાલ પણ તેમ માનવું જોઇએ એમ અમને લાગે છે માટે. ઇત્યાદિ ઇત્યાદિ.

અમે બુદ્ધિશાળી છીએ એવી આપણે ડંફાસ મારતા હોઇએ છીએ, પણ આપણા ઘણા ખરા અભિપ્રાયમાં બુદ્ધિનો અંશ જરા પણ હોતો નથી. કોઇ અમુક કારણોને લીધે અગર એક તરફી દોરવાઇ જવાને લીધે, એકાદ વિષયના સંબંધમાં વિદ્વાનોને અમુક અભિપ્રાય બંધાઇ જાય છે, એટલે તેઓ એ અભિપ્રાયને એક ચોકસ પ્રમાણ કે સિદ્ધાંતનું રૂપ આપવાની કોશાશ કરવા મંડી પડે છે; પણ ખરી રીતે જોતાં તેમણે એ બાબતનો સર્વાંગે વિચાર ભાગ્યેજ કર્યો હોય છે. મેક્સમુલર અધ્યયન શીલ વૃત્તિ વાળો વિદ્વાન હતો; અને મનન અને અભ્યાસને માટે ફુરસદ અને રજાના દિવસો અત્યંત કિમતી થઇ પડે છે. તેથી માત્ર પોતાની જાતના અનુભવ ઉપરજ લક્ષ રાખીને તે એવા નિશ્ચય ઉપર આવ્યો હતો કે ઓક્ષ્ફર્ડની યુનિવર્સિટીમાં આખું વરસ જો રજા પાળવામાં આવે, તો તે નંદનવન સમાન થઇ પડે; પણ આખું વર્ષ રજા પાળવાથી સામાન્ય વિદ્યાર્થીઓની શી દશા થાય, તેનો વિચાર કરવા તે થોભ્યો નહોતો.

મનન કે અધ્યયનનું કામ ઘણું કઠણ છે. માનસિક શ્રમની આગળ

શારીરિક શ્રમ છોકરાંની રમત જેવો છે. વળી સ્નાયુઓનો થાક જ્ઞાનતંતુઓ કરતાં વધારે ઝડપથી ઉતરી જાય છે. વધારામાં વિચારની ગતિ કુંઠિત થતાં માણસ તરતજ નાઉમેદ થઇ જાય છે, અને તેને એમ લાગે છે કે 'હવે આ કોકડું કેમ કરી ઉકલશે ?' 'ઇશ્વરે આપણને આ સંશય વમળમાં શા માટે નાંખ્યા હશે ?'

જગન્નિયંતાએ આપણને સર્વજ્ઞ નથી બનાવ્યા, અને ઘણી ઘણી બાબતો આપણાથી ગૂઢ અને ગુપ્ત રાખી છે, તેથી માઠું નહિ લગાડતાં આપણે એમ માનવું જોઇએ કે તેમાં તેનો કંઇ સ્તુત્ય હેતુ રહેલો હશે. કદાચ એ બાબતો સમજવા જેટલી પાત્રતા આપણામાં નહિ આવી હોય, અગર તો આપણા હાથથી તેનો દુરૂપયોગ થવાની ધાસ્તી રહેલી હશે, અગર તો આપણને તેમની પ્રતીતિ થતાં આપણે આશ્ચર્યથી દંગ કે સ્તબ્ધ થઇ જઇએ એમ હશે, એવો આશય આપણે લેવો જોઇએ. વિરાટ સ્વરૂપનાં દર્શન થતાં અર્જુનની કેવી દશા થઇ હતી તે ગીતાના વાચકોના લક્ષમાં હશે. ગેટિ કવિ કહે છે "કોઇ માણસ અંધારામાં વહેલો ઉઠે અને સૂર્યોદય માટે અધીરો થઇ જાય, પણ સૂર્યનાં દર્શન થતાં અંજાઇ જાય, એવો અનુભવ જ્ઞાન પ્રાપ્તિની બાબતમાં મને થાય છે.'

જ્ઞાનપ્રાપ્તિની બાબતમાં આપણે વધુમાં વધુ જે આશા રાખી શકીએ તે એટલી જ છે કે આપણા અંધકારનો પડદો ધીમે ધીમે ઉંચો થતો જાય અને પ્રકાશનાં કિરણ ધીમે ધીમે અંદર દાખલ થવા લાગે. અત્યાર સુધીમાં અને ખાસ કરીને પાછલા સૈકામાં એ બાબતમાં આપણે ઘણા આગળ વધ્યા છીએ, પણ હજુ જે કરવાનું બાકી રહ્યું છે, તેના પ્રમાણમાં એ વધારો જરા પણ વિસાતમાં નથી-આપણે કંઇ જ નથી કર્યું એમ કહીએ તોપણ ચાલે. આ અનંત વિશ્વ અસંખ્ય ગૂઢ બાબતોનો મહોદધિ છે, તેમાંથી એક બિંદુ પણ મનુષ્યને હાથ લાગ્યું નથી.

પોતાની દૃષ્ટિ સૃષ્ટિનાં રહસ્ય વાંચી શકે એવી ઇચ્છા ઘણા માણસોના મનમાં હોય છે, પણ તેવી શક્તિ ઘણા થોડા માણસોમાં હોય છે.

પેટનો ખાડો પુરવાની ખટપટમાં અને સંસારની બીજી દુગ્ધાઓમાં રચ્યા પચ્યા રહેવાથી માણુસો એટલા બધા શ્રમિત અને કૌવતહીન થઇ જાય છે કે સૃષ્ટિનાં રહસ્ય સમજવા માટેનાં આવશ્યક અવલોકન, મનન કે અધ્યયન માટે તેમનામાં તાકાદ રહેલી હોતી નથી. તેથી એ બોજો બીજાને માથે નાંખી તેમના અભિપ્રાયને પ્રમાણ તરીકે સ્વીકારી બેસી રહેવામાં તેઓ સંતોષ માને છે. અધ્યયન અને ચિંતનનો માર્ગ અત્યંત વિકટ અને સંશય તથા નાઉમેદીથી ભરપૂર છે, પણ કર્તવ્યનો માર્ગ સરલ અને સ્પષ્ટ છે. બુદ્ધિનો ઉપયોગ કરવા જતાં અંધારામાં ફાંફાં મારવાનું થાય છે, પણ અંતઃકરણને પૂછીને નક્કી કરેલો માર્ગ પ્રકાશમય અને સ્વચ્છ હોય છે.

સિસિરો કહે છે, ‘ડેમોક્રિટસ એવો આંધળો હતો કે તે ધોળા કાળાનો ભેદ પારખી શકતો નહિ; પણ સારૂં અને નરસું, ન્યાયપુરઃસર અને અન્યાયભરેલું, પ્રસંશનીય અને અધમ, ઉપયોગી અને નિરૂપયોગી, મોટું અને નાનું, એવાં દ્વંદ્વ વચ્ચેનો ભેદ તેને સુગમ થયેલો હતો! આવી શક્તિ બધાનામાં હોવાનો સંભવ નથી. સત્ય શું છે કે શાણપણ ભરેલો માર્ગ કયો છે એ નક્કી કરવાનું કામ અત્યંત વિકટ છે. પણ એટલું તો સ્પષ્ટ છે કે અમુક વર્તન સારૂં છે કે ગેરવાજબી એ નક્કી કરતાં આપણને જરા પણ વિલંબ લાગતો નથી. આ સંસારમાં આપણે કેવું વર્તન રાખવાનું છે તે નક્કી કરવાનું કામ મુસ્કેલ નથી, પણ તે સમજાયા પછી તે પ્રમાણે વર્તવું એ ઘણું અઘરૂં છે. વળી **कर्मण्येवाधिकारस्ते । मा फलेषु कदाचन ॥** આપણે માત્ર કર્તવ્ય કરીને જ બેસી રહેવાનું છે, એ કર્તવ્યને યોગ્ય અમુક ફળ આપણને મળવુંજ જોઇએ, એવું માગવાનો આપણો અધિકાર નથી. એ ફળ મળે એ કારણે આપણે માત્ર પ્રયાસ કરવાનો છે; ફળ પ્રાપ્ત થવું અગર ન થવું એ ઇશ્વરની મરજીની વાત છે. છતાં આપણે જો સર્વોત્કૃષ્ટ ફળની પ્રાપ્તિ માટેનો પ્રયાસ આદરીશું તો તેવું કદાચ નહિ મળે તો પણ સાધારણ ફળ તો અવશ્ય મળશે જ. બેશક આવું વર્તન કંઇ સહેલું નથી; એમાં મોટા સ્વાર્થત્યાગ અને આત્મસંયમની અપેક્ષા રહે છે, પણ તેમ કર્યા વગર આત્માની ઉન્નતિ થવાનો સંભવ નથી. મર્યાદાનું ઉલ્લંઘન સર્વ

બાબતમાં હાનિકારક છે. સદ્દગુણને પણ મર્યાદા હોય છે, અને તેનું અતિક્રમણ થતાં તે કેટલીક વખત દુર્ગુણ થઇ પડે છે. હોરેસ કહે છે તેમ 'દરેક બાબતમાં પદ્ધતિ કે નિયમનું અનુસરણ કરવાનું હોય છે. હદ ઓળંગી આગળ વધવું એ શાણપણ ભરેલું ગણાતું નથી.' માટે દરેક બાબતમાં મધ્યમપણાનું સેવન કરવું જોઇએ.

એકંદર રીતે ઉપયોગી, નિર્દોષ કે આખરે ક્ષંતવ્ય કે ઉપેક્ષા કરવા યોગ્ય બાબતો પણ મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી ત્યાજ્ય કે નિંદ્ય થઇ ગણાય છે. ઉદારતા એ એક સદગુણ છે, પણ મર્યાદા કે વિવેક વગરની ઉદારતા એ ઉડાઉપણું ગણાય છે. તેવીજ રીતે ગજા ઉપરાંતની હિમ્મત અવિચારીપણામાં ખપે છે. ટુંકામાં 'કરણી તેવી પાર ઉતરણી' 'વાવશો તેવું લણશો.' સારા કામનું ફળ સારૂં અને બુરાનું બુરૂં એ એક અચળ નિયમ છે. વળી પાપવૃત્તિ એજ પાપકર્મનું ફળ છે, અને સત્કૃતિ એજ સત્કર્મનું ફળ છે. એક રીતે જોતાં એમ પણ કહી શકાય કે એ બાબતમાં ઇનામ કે શિક્ષા જેવું કંઇ જ નથી. પણ પરિણામ કે ફળ જ હોય છે. કેમ કે સુખ સદાચારની પાછળ ખેંચાતુ આવે છે. સદાચરણી પુરૂષ હમેશાં સુખી હોય છે. ફ્રેંચ ભાષામાં એક ઉત્તમ કહેવત છે કે 'થવાનું હોય તે થાઓ, પણ સત્ય ચુકવું નહિ.' લખક કહે છે, એમ કરવાથી બીજાનું ગમે તે થાય પણ આપણું તો ભલુંજ થશે, આરબ લોકોની પ્રાર્થનામાં એક પ્રાર્થના એવી મતલબની છે કે "હે પ્રભુ! તું દુષ્ટ લોકોના ઉપર દયા કર, ભલા માણસો ઉપર તો તેં ક્યારનીય દયા કરેલીજ છે, કારણ કે તેં તેમને ભલા બનાવ્યા છે.'

ટેનિસન કહે છે કે 'સત્ય એવું સુંદર છે કે તે દૃષ્ટિએ પડતાં આપણે તેનાથી મોહિત થઈ જઇએ છીએ.' આ ઉક્તિ મુખ્યત્વે કરીને જે મને આ દુષ્ટ જગતનો પવન લાગ્યો નથી એવા કૂમળી વયના અને નિર્દોષ બાળકોને લાગુ પડે છે. બાકી ઉમ્મર વધવાની સાથે માણસોની વૃત્તિઓ એવી અધમ તથા વિકારી થઇ જાય છે કે સદ્વર્તન તેમને પ્રિય લાગતું નથી. દુનિયાદારીમાં પ્રવેશ કરનાર માણસ માત્ર અમુક વર્તન દુષ્ટ છે એટલું જાણવાથી શુદ્ધ રહી શકતો નથી; પણ પાપ અને દુરાચાર જોઇ તેના મનમાં

તિરસ્કાર વધુટે અને તેનાં પરિણામની તેના હૃદયમાં ભીતિ રહેતી હોય, તોજ તે ફસાતો નથી.

પોપ કવિ કહે છે "દુર્ગુણ એ એવા ભયંકર દેખાવનો પિશાચ છે કે તેને જોતાં વેંતજ તેના તરફ તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે; પણ જો રોજને રોજ તેના તરફ જોજો કરીએ, તેની સાથે પરિચયમાં આવીએ, તો શરૂઆતમાં આપણે તેની ઉપેક્ષા કરવા લાગીએ છીએ પણ પાછળથી આપણા મનમાં તેને માટે દયા ઉત્પન્ન થાય છે, અને આખરે આપણે તેને ભેટી પડીએ છીએ.

લિયોનાર્ડો ડા વિન્સી કહે છે. 'જો તમે તમારૂં વર્તન સદ્‌ગુણને અનુરૂપ રાખશો, તો તમને આ લોકના ભોગવિલાસની સ્પૃહા નહિ થાય.

શેક્સપિયર કહે છે, ઇશ્વર ન્યાયી છે, તે દુષ્ટ પુરૂષોને શિક્ષા કરવા માટે નવાં હથિયાર બનાવતો નથી, પણ તેમના દુર્ગુણ વડેજ તે તેમને શિક્ષા કરે છે. વ્યસની માણસોને તેમનાં દુર્વ્યસનજ ખરાબ કરે છે; પાપજ પાપીને ખાય છે.

કોઈ કોઇ વખત મૂર્ખાઇ પણ દુર્ગુણ કે દુર્વ્યસનના જેટલીજ ઘાતક નીવડે છે. દુનિયા ઉપરના ઘણા અનર્થ મૂર્ખાઇને પણ આભારી હોય છે. અમુક કામ આપણે કેવા આશય કે હેતુથી કરીએ છીએ, તે આપણી જાતના સંબંધમાં અત્યંત મહત્વનું છે ખરૂં, પણ બાહ્ય સૃષ્ટિની ઉપર તે વર્તનની જે અસર થાય છે, તેમાં હેતુ ભેદને લીધે બીલકુલ તફાવત પડતો નથી. એક માણસ બીજા માણસને મારી નાખે, તે પૈસાના લોભથી મારી નાંખે, કે જુનું વેર વાળવા માટે મારી નાંખે, કે પછી ગાંડછાના આવેશમાં મારી નાખે, એ બધાનો નિર્ણય તેને કેવી સજા કરવી કે તેને કેટલે અંશે દોષપાત્ર ગણવો, એ બાબતમાં ઉપયોગી છે, પણ તેના કૃત્યથી જગતને જે નુકસાન થયું છે–એક જીવની હાનિ–તેમાં તેને લીધે કશો ફેર પડતો નથી. અર્થાત્ સમાજને શિર દુર્જનને સુધારવા જેટલીજ મૂર્ખને સુધારવાની જવાબદારી રહેલી છે.

તેજ પ્રમાણે સત્કર્મ પણ ગમે તે હેતુથી પ્રેરાઇને કરાય, પણ તેનાથી

જગતને જે લાભ થાય છે, તે તો એક સરખોજ રહે છે. જગતમાં ઘણો પરોપકાર નામના મેળવવાની લાલસાથી કે બીજો કોઇ સ્વાર્થસાધવાની ઇચ્છાથી થતો હોય છે; છતાં એવી ઉત્તમ પ્રકારની સ્વાર્થ દૃષ્ટિથી દોરાઇને પણ જે સત્કર્મ થાય છે, તેનાથી જગતને તો શુદ્ધ પરમાર્થના જેટલોજ લાભ થાય છે, પણ જુબર્ટ કહે છે તેમ આખરે તો તે 'દુર્ગુણજન્ય સદ્‌ગુણ છે' તેથી તેના કર્તાને જે ફલ પ્રાપ્ત થવાનું તેમાં એ હેતુનો નિર્ણય બહુ મહત્ત્વની વાત થઇ પડે છે.

આપણને ઇશ્વરે જે શક્તિઓ આપેલી છે, તેનો કેવો ઉપયોગ કરવો, તે ઇશ્વરે આપણી મુનસરી ઉપર છોડેલું છે. આપણે માટે બન્ને માર્ગ ખુલ્લા રાખવામાં આવેલા છે. સદ્‌ગુણને માર્ગે જવું હોય તો તે માર્ગપણ ખુલ્લો છે, અને દુર્ગુણને માર્ગે જવું હોય તો તે પણ ખુલ્લો છે. આવી છુટને મુનસફી કહીએ છીએ પણ ખરી રીતે જોતાં તે એક મોટી જવાબદારી છે. બન્ને માર્ગ ખુલ્લા છે ખરા, પણ એક સ્વર્ગે પહોંચાડે છે અને બીજો નરકમાં લઇ જાય છે.

કેટલાક માણસોને બીજાઓને દુઃખ અને ત્રાસ આપવાની ટેવ હોય છે; અને કેટલાકને બીજાઓનાં દુઃખ અને ત્રાસ હરવાની ટેવ હોય છે. જે માણસો બીજાને ત્રાસ આપે છે, તે જાતે દુઃખી થાય છે અને બીજાઓના દુઃખનું કારણ થઇ પડે છે; અને જેઓ બીજાઓનાં દુઃખ હરી લે છે, તેઓ બીજાઓને સુખી કરે છે, અને પોતે પણ સુખી થાય છે. અને તેમ કરવામાં કેટલીક વખત તો બહુ તસ્દી લેવાની જરૂર પડતી નથી. યોગ્ય અવસરે જરા મદદ કરવી, સારી સલાહ આપવી, બે માયાળુ શબ્દ બોલી પ્રોત્સાહન આપવું, એવું એવું કર્યાથી પણ ઘણા માણસોનાં દુઃખમાં ઘટાડો કરી શકાય છે. શેકસપિયર કહે છે, " એક નાની સરખી મીણબત્તી પોતાનો પ્રકાશ કેટલે બધે દૂર સુધી પ્રસારે છે ? તેવીજ રીતે એક નાનું સરખું પણ સત્કર્મ આ દુષ્ટ જગતમાં સર્વત્ર દીપી રહે છે."

એવી દંતકથા ચાલે છે કે ડેવિડના મૃત્યુ પછી સોલોમનને જ્યારે

ગાદીએ બેસવાનો સમય આવ્યો, ત્યારે ઇશ્વરે તેને દર્શન દઇ કહ્યું કે "માગ માગ, માગું તે આપું" તે વખતે સોલોમને જ્ઞાન અને શાણપણ માગ્યાં. ઇશ્વરે તેની આવી નિઃસ્વાર્થ વૃત્તિ જોઇ કહ્યું " હે સોલોમન તેં ધનદોલત ઐશ્વર્ય, કીર્તિ કે દીર્ઘાયુષ્ય એ કશું નહિ માગતાં તેં ફક્ત શાણપણ અને જ્ઞાન માગ્યાં, તેથી હું તારા ઉપર પ્રસન્ન થઇ તારૂં માગેલું વરદાન આપું છું, અને વધારામાં તને એટલી બધી દોલત અને કીર્તિ આપું છું કે જે તારી પૂર્વે થઇ ગયેલા કોઇ રાજાએ ભોગવી નથી, અને હવે પછી થનાર કોઇ રાજા ભોગવી શકશે નાહ."

પણ ધન અને ઐશ્વર્યે કોનો નાશ નથી કર્યો ? સોલોમને જગતને સર્વોત્તમ સલાહ આપી, અને તે શાણો કહેવાયો, પણ તે સલાહ પ્રમાણે તે પોતે વર્તી શકયો નહિ. રોસીફ્રોકલ્ડે સત્ય કહ્યું છે કે 'પોતાની જાતની બાબત કરતાં બીજાની બાબતમાં શાણા થવું એ વધારે સહેલું છે.' પોતાની બાબતમાં પોતાનું શાણપણ કશા કામમાં આવતું નથી. સોલોમનના સંબંધમાં પણ એમજ બન્યું હતું. તે બીજાને જે સલાહ આપતો, તે પ્રમાણે પોતે વર્તતો નહિ અને તેનાં ફળ તેણે ભોગવ્યાં. તેને સુખનાં સઘળાં સાધન પ્રાપ્ત થવાં હતાં, તેનો છેલ્લો ઉદ્‌ગાર એ હતો કે 'આ બધું મિથ્યા છે !' આપણા અંતરાત્માના જેવો શાણો માર્ગદર્શક આપણને બીજે કોઇ સ્થળેથી મળનાર નથી. માટે જ્યારે જ્યારે આપણા વર્તનના સંબંધમાં આપણને કંઇક શંકા પડે અને કયો માર્ગ અનુસરવો એ સહેલાઇથી સમજાય નહિ, ત્યારે તેનો આશ્રય લેવો–તેની સલાહ લેવી. તે કોઇ દિવસ આપણને ખોટે માર્ગે ચઢાવી ફસાવશે નહિ; તેમજ તેના ઉપર કોઇની લાગવગ કે સત્તા પહોંચી શકતી નથી. વળી તે એક એવો સાક્ષી છે કે જેને આપણે પોતે પણ કદી લાલચ આપી ફોડી શકતા નથી. આપણું કોઇ વર્તન તેનાથી છાનું રહેતું નથી. એટલુંજ નહિ, પણ ગમે એટલી લાલચ આપીએ તોપણ તે કદી અસત્યનો માર્ગ ગ્રહણ કરવાની સલાહ આપતો નથી. આપણે આપણી જીભને અંકુશમાં રાખી શકીએ છીએ, આપણે આપણા ખરા ભાવ છુપા રાખી મુખમુદ્રા ઉપર બીજા ભાવ પ્રકટ કરી શકીએ છીએ, મનોવિકારને

નિગ્રહ કરી શકીએ છીએ, પણ આપણા હૃદયમાં વાસ કરી રહેલા અંતરાત્મા ઉપર આપણો અમલ જરાપણ ચાલી શકતો નથી. આપણે દુષ્કર્મ કરવા તત્પર થઇએ છીએ કે તરતજ તે આપણને ઠપકો આપી પાછા હઠાવે છે, તેના ઠપકાની ઉપેક્ષા કરી આપણે દુષ્કર્મમાં પ્રવૃત થઇએ છીએ, તોપણ તે શાન્ત બેસી રહેતો નથી; આપણું અંતઃકરણ આપણને હમેશાં દંશ દે છે, અને આપણા ચિત્તની શાન્તિનો હમેશને માટે નાશ થાય છે. માટે સર્વકાર્યમાં તેની સલાહ માગવી અને તે જે સલાહ આપે અગર આજ્ઞા કરે તેનું અનુકરણ કરવું એજ ખરેખરા શાણપણનું કામ છે.



# પ્રકરણ ૧૫ મું.

## ધર્મ.

धर्मो विश्वस्य जगतःप्रतिष्ठाः

लोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति ॥

धर्मेण पापमपनुदति ।

धर्मे सर्वं प्रतिष्ठितं तस्माद्धर्मपरमं वदन्ति ॥ १ ॥

नारायणोपनिषद्.

ભાવાર્થ:—ધર્મ એ આખા વિશ્વનો આધાર છે. જગતમાં જે રાજા ધર્મિષ્ઠ હોય છે, તેને પ્રજા પ્રેમથી વીંટાઇ વળે છે; ધર્મ વડે કરીને પાપનો નાશ થાય છે; સર્વ કોઇ ધર્મના આધાર વડે કરીનેજ સ્થિર રહેલું છે, તેને લીધેજ સર્વમાં ધર્મ પરમશ્રેષ્ઠ મનાયલો છે.

यतोऽभ्युदयनिःश्रेयसिद्धिः स धर्मः

वैशेषिकदर्शन.

ભાવાર્થ:—જેના વડે સર્વ ઐહિક સુખની પ્રાપ્તિ થાય છે, તથા પારમાર્થિક મોક્ષ, સુખ પણ પ્રાપ્ત થાય છે, તે ધર્મ.

धर्मंचर । धर्मान्नप्रमदितव्यम् ।

तैतिरीयारण्यक.

ભાવાર્થ:—ધર્માચરણ કરો. ધર્મની બાબતમાં કદી પ્રમાદ કરવો નહિ.

धर्मनष्टेकुलं कृत्स्नमधर्मोऽभि भवत्युत ।

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ॥ १ ॥

स्त्रीषु दुष्टासु वार्ष्णेय । जायते वर्णसंकरः ।

संकरोनरकायैव ॥ २ ॥

श्रीमद्भगवद्गीता.

**ભાવાર્થ:**—ધર્મ નષ્ટ થતાં આખા કુટુંબ ઉપર અધર્મોનો અમલ બેસે છે. અધર્મનો અમલ થતાં કુટુંબની સ્ત્રીઓ ભ્રષ્ટ થાય છે. સ્ત્રીઓ બગડતાં વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે. પ્રજા વર્ણસંકર થતાં આખરે નરકમાં નિવાસ કરે છે.

સમુદ્રયાત્રા કરતાં એકદમ વહાણુ ભાગી જવાથી કોઇ મુસાફર સમુદ્રની વચ્ચે આવેલા કોઇ અજાણ્યા મુલકમાં જઇ ચઢે, તેની જેવી દશા થાય, તેવીજ દશા આ અનંત વિશ્વમાં જન્મદ્વારા આવી પડનારા મનુષ્યપ્રાણીની થાય છે. પેલો મુસાફર જેમ 'હું કયાં આવી ચઢયો છું અને કયાં જઇશ, માર્ગ કયો હશે અને તેનું અતિક્રમણ શી રીતે થઇ શકશે' એ બધા પ્રશ્નનો ઉત્તર નહિ સુઝવાથી મુઝાય છે, તેમ મનુષ્ય પ્રાણી પણ 'હું કયાંથી આવ્યો અને કયાં જઇશ, અહીં મારે શું કરવાનું છે અને કેમ વર્તવાનું છે' ઇત્યાદિ અનેક પ્રશ્નોના ઉત્તર નહિ સુઝવાથી સંશયવમળમાં પડી દુઃખી થાય છે. પેલો મુસાફર જયાં જઇ ચઢયો હોય, ત્યાં જો શાણા અને માયાળુ માણસોની સત્તા અને વ્યવસ્થા હોય, તો તેને ઠેકાણે ઠેકાણે માર્ગ બતાવનારા અને માહિતી આપનારા મનુષ્યો મળી આવે છે, અગર રસ્તા ઉપર જે માર્ગદર્શક ચિન્હ હોય છે, તેમ જે દેશમાં શાસ્ત્રાદિની વ્યવસ્થા હોય, તે દેશમાં જન્મેલો મનુષ્ય પ્રાણી પોતાનું કર્તવ્ય શું છે, ગંતવ્યસ્થાન કયું છે, વગેરે હકીકત શાસ્ત્રાદિની મદદ વડે જાણી શકે છે, અને તેથી આખરે સુખી થાય છે. પોતાને જવાનું સ્થળ, અને તે પ્રાપ્ત કરાવનાર માર્ગ એ બેનું સમ્યક્ જ્ઞાન થાય તો, માર્ગ ગમે એવો વિકટ હોય, અને ગમે એટલી લાંબી મુસાફરી કરવાની હોય તોપણ તે મુસાફરને બીલકુલ અમુઝણ થતી નથી; પણ કયાં જવું અને કેવી રીતે જવું, એનીજ જો તેને સુઝ પડતી નથી, તો તેની મુંઝવણુનો પાર રહેતો નથી. તેવીજ રીતે મનુષ્યને પણ પ્રાપ્ય શું છે, અને તેનું સાધન કયું છે એ જો બરાબર સમજાય તો તેની અર્ધી ઉપાધિ ઓછી થઇ જાય છે; નહિ તો તે સંસાર-સાગરમાં ડુબકાં ખાયાજ કરે છે.

આથી કરીને જે દેશના મનુષ્યોને આવા માર્ગદર્શક ચિન્હ અગર

રોમીયા ઉપલબ્ધ હોય, તે પૂર્ણ ભાગ્યશાળીજ ગણાવા જોઇએ; આ દૃષ્ટિથી વિચારતા દુનિયા ઉપરનો દરેક દેશ અને દુનિયા ઉપરની દરેક મહા પ્રજા થોડે ઘણે અંશે ભાગ્યશાળી છે. હિંદુ ધર્માભિમાની પુરૂષ પણ ગર્વ સહિત કહી શકશે કે અમારા પરમકૃપાળુ ઋષિમુનિઓ અને પ્રવીણ શાસ્ત્રકારોએ અમારો માર્ગ એવો સ્પષ્ટ અને સરલ કરી મુક્યો છે કે કોઇને પુછ્યા વગર એ માર્ગે ને માર્ગે બેધડક આગળ ચાલ્યા જઇએ, તો અવશ્ય ઇષ્ટ સ્થાને સુખરૂપ પહોંચી જવાય.

આપણા શાસ્ત્રકારોએ મનુષ્યને માટે ચાર પુરૂષાર્થ નક્કી કર્યા છે, તે જો ક્રમે ક્રમે સાધ્ય કરવામાં આવે તો આ લોકમાં મનુષ્યનું જે પરમ કર્તવ્ય છે, તે સારી રીતે અને સર્વાંશે સિદ્ધ થાય એવી આપણાં શાસ્ત્રમાં યોજના છે. એ ચાર પુરૂષાર્થનાં નામ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ છે. પુરૂષાર્થ એટલે જન્મ ધારણ કરનાર પુરૂષ અગર સ્ત્રીએ પ્રાપ્ત કરી લેવાની વસ્તુ. હવે ઉપર જણાવેલા ચાર પુરૂષાર્થમાંનો દરેક એટલો વ્યાપક છે, કે મનુષ્યનું કોઇપણ કર્તવ્ય તેનાથી બહાર રહી જતું નથી. આ ચારમાં ધર્મને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે તે યથાઘટિત છે. કારણ કે તેની વ્યાપ્તિ કેવી છે તે આ પ્રકરણને મથાળે ટાંકેલા **धर्मोविश्वस्य जगतः प्रतिष्ठा** એ ઉપનિષદ્‌ના વાક્ય ઉપરથી સમજાશે. અર્થની મહત્તા અને વ્યાપકતા સંસારી જીવોને જ્ઞાતજ છે, તેમજ ત્રીજો પુરૂષાર્થ કામ તે પશુ પક્ષી પર્યંત કેવો વ્યાપી રહ્યો છે, અને સૃષ્ટિની પરંપરાને માટે તે કેવો આધાર ભૂત છે, તે અલ્પ વિચારથી સમજાય છે. આ ત્રણ પુરૂષાર્થનું એકત્ર નામ ત્રિવર્ગ એવું આપવામાં આવેલું છે, અને ચોથો પુરૂષાર્થ જે મોક્ષ તેને એ ત્રણની અપેક્ષાએ અપવર્ગ એવી સંજ્ઞા આપવામાં આવી છે. એ મોક્ષનેજ પરમગતિ, મુક્તિ, નિર્વાણ એમાં નામ આપવામાં આવેલાં છે. એ સાધ્ય થાય એટલે જીવ જન્મ મરણના ફેરામાંથી મુક્ત થઇ શાશ્વત વિશ્રાન્તિને સ્થાને જઇ પહોંચે છે અગર અનિત્વ સુખને પ્રાપ્ત કરે છે અગર બ્રહ્મમાં ભળી જાય છે.

હાથીના પગલામાં સર્વે પગલાં સમાય, એવી રીતે ધર્મના પેટામાં બાકીના પુરૂષાર્થનો સમાવેશ થઇ જાય છે. અર્થ, કામ અને મોક્ષ એ ત્રણે

ધર્મથીજ પ્રાપ્ત થાય છે. શાસ્ત્ર વચન છે કે **धर्मादर्थश्चकामश्च** અર્થાત્ અર્થ અને કામ ધર્મ વડેજ પ્રાપ્ત થાય છે; અધર્મવડે મેળવાયલું અગર અધર્મને માર્ગે ખર્ચાયલું ધન અનર્થ કારક છે, તેમજ કામનું સેવન પણ શાસ્ત્ર વિહિત માર્ગેજ કરવાનું છે; નહિ તો તે પણ અનર્થનું મૂળ થઇ પડે છે. ધર્મથી અપ્રતિકૂળ ન હોય, એવો જે કામવિકાર તેજ પુરૂષાર્થના પદને પાત્ર છે, અને એ સિવાયનો કામ તે કેવળ પશુવૃત્તિ કહેવાય છે, માટે ત્યાં જ્ય છે. શાસ્ત્રવિહિત અર્થ અને કેટલેક અંશે કામ મોક્ષનો સાધક ગણાય છે; પણ મોક્ષની પ્રાપ્તિ ધર્મવડેજ થાય છે, તેથી કરીને તે ચારે પુરૂષાર્થોમાં શ્રેષ્ઠ છે. ધર્મ બે પ્રકારનો છે. પ્રવૃત્તિમય અને નિવૃત્તિમય. અને અભ્યુદય એટલે ઐહિક ઉન્નતિ અને નિઃશ્રેય એટલે પારલૌકિક કલ્યાણ અગર મોક્ષ એ તેના અનુક્રમે બે ફળ છે. અર્થાત્ ધર્મ બન્ને લોકના સુખનું મૂળ છે. અર્થ અને કામની સત્તા પરલોક ઉપર ચાલતી નથી; તેથીજ મનુષ્યોએ પ્રથમ ધર્મસંગ્રહ કરવાની કાળજી રાખવી જોઇએ, એવી શાસ્ત્રની આજ્ઞા છે.

ધર્મના સાહજિક અને સાંકેતિક એવા બે અર્થ છે. ધર્મ એ શબ્દ ધૃ એટલે ધારણ કરવું એ ધાતુમાંથી નીકળેલો છે. અર્થાત્ ધર્મ એ એક ધારણા અથવા પ્રત્યેક મનુષ્યે ગ્રહણ કરવાની એક વસ્તુ છે. આથી કરીને એમાં બળાત્કાર કે જોર જુલમનો જરા પણ અંશ હોવાનો અવકાશ નથી; પણ ધર્મ એ પ્રત્યેક મનુષ્યે પ્રેમથી અને ખુશીથી ધારણ કરવા યોગ્ય વસ્તુ છે.

ધર્મનો સાંકેતિક અર્થ મનુ મહારાજે નિચે મુજબ આપ્યો છે.

**वेदः स्मृतिः सदाचारः । स्वस्य च प्रियमात्मनः ॥**
**एतश्चतुर्विधं प्राहुः । साक्षाद्धर्मस्य लक्षणम् ॥ १ ॥**

**ભાવાર્થ** -વેદ એટલે ઇશ્વરના નિશ્વાસ ભૂત શ્રુતિ, તેને અનુસરીને ચાલનારી મન્વાદિ સ્મૃતિઓ, શિષ્ટ લોકોનો આચાર એટલે શિષ્ટાચાર કે સદાચાર, અને પોતાનું પ્રિય, એ ચાર ધર્મનાં લક્ષણ છે એટલે એ ચાર મળીને ધર્મ થાય છે. વેદ એટલે પ્રત્યક્ષ પરમેશ્વરની વાણી, સ્મૃતિ એટલે વેદને અવિરોધી એવી પરાશર, મનુ આદિ ઋષિઓની વાણી એ બન્નેને

લક્ષમાં રાખીને શિષ્ટ પુરૂષોએ સ્વીકારેલો દેશકાળાનુસાર આચાર અને જે આચરણ કરવાથી પોતાનું મન પ્રસન્ન થાય તેવું વર્તન. એ ચાર બાબતોનો ધર્મમાં સમાવેશ થાય છે છતાં એ ચારમાં શ્રુતિ એટલે ઇશ્વરવાણીને પ્રાધાન્ય આપવામાં આવેલું છે, અને બીજી ત્રણ વાતો તેને અવિરોધી હોય તોજ ગ્રાહ્ય છે. તેથી ધર્મ એટલે ઇશ્વરી આજ્ઞા એવો મોઘમ અર્થ લેવામાં હરકત નથી.

ઇશ્વર કેવી રીતે જાતે આજ્ઞા કરે છે, અને તે સાંભળે છે કોણ તથા કેવી રીતે, એ વગેરે પ્રશ્નોના ઉત્તર આપવાનું અત્રે પ્રયોજન નથી. શ્રીકૃષ્ણે, ઝોરાસ્તર, બુદ્ધ ઇશુખ્રિસ્ત, મહમદ પેગંબર ઇત્યાદિ મહાપુરૂષોને લોકોએ સાક્ષાત્ ઇશ્વરના અવતાર માનેલા છે; અને તેમની આજ્ઞા–તેમના નક્કી કરેલા નિયમ એજ ઇશ્વરી આજ્ઞા અને આપણો ધર્મ એમ લોકો માનતા આવેલા છે.

એક જ્ઞાતા પુરૂષે એવું કહ્યું છે કે પ્રત્યેક મનુષ્યે સારો કે નરસો એક ધર્મ પાળવોજ જોઇએ. કેવળ ધર્મહીન નાસ્તિક મનુષ્ય સમાજને ભયંકર છે. એ કહેવું ખરૂં છે. કારણ ધર્મ એ એક જાતની મર્યાદા છે, અને એ મર્યાદા વાંકીચુકી હોય છે, તોપણ તેને લીધે આગગાડી સમર્યાદ છે, તેથી તે ચાલતી હોય તો પણ માણસ બાજુ ઉપર નિર્ભયપણે ઉભો રહી શકે છે. તેથી ઉલટું મોટર ગાડીને તેવી કોઇ મર્યાદા હોતી નથી, તેથી તેને દૂરથી આવતી દેખીનેજ લોકો આઘા પણ ખસી જાય છે, કારણ કે તે કયાં આગળ થઇ પસાર થઇ જશે એનો કંઇ નિયમ નથી. તેજ પ્રમાણે જે માણસને ગમે તે એક ધર્મ ઉપર આસ્થા હોય છે. તે બીલકુલ નાસ્તિક કરતાં સારો છે. પણ એટલું યાદ રાખવાનું છે કે ધર્મ એ શબ્દ અત્રે લાક્ષણિક અને સાંકેતિક બન્ને અર્થમાં વાપરવામાં આવેલો છે; એટલે વિચાર અને આચાર એ બન્નેનો તેમાં સમાવેશ કરવાનો છે. આચાર વગરની એકલી આસ્થા જેવી રીતે નકામી છે, તેવીજ રીતે આસ્થા વગરનો એકલો બાહ્યાચાર પણ નકામો છે. બેશક કેટલીક વખત ઇશ્વરના અસ્તિત્વને નહિ માનનારા માણસો પણ નીતિપરાયણ હોય છે, પણ તેવા દૃઢ નિશ્ચયવાળા

પુરૂષો થોડા હોય છે, અને તેમનું દૃષ્ટાંત લઇ એવાં માર્ગ ગ્રહણ કરવા જતાં સામાન્ય પુરૂષો ફસાયા વગર રહેતા નથી.

ધર્મનો સાહજિક અર્થ ધારણા અને સાંકેતિક અર્થ ઇશ્વરી આજ્ઞા કે પ્રેરણા છે એમ ઉપર જણાવવામાં આવેલું છે. હવે એ બે નું મિશ્રણ કરીએ તો ધર્મનાં બે અંગ નક્કી થાય છે. એક અંતરંગ અને બીજું બહિરંગ-ધારણા એટલે શ્રદ્ધા કે વિશ્વાસ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વવ્યાપક એવો ઇશ્વર આપણા પ્રત્યેક સ્થૂલ અને સૂક્ષ્મ કર્મનો સાક્ષી, નિયંતા અને ફલદાતા છે, અને તેની આજ્ઞા પ્રમાણે ચાલવામાં આપણું કલ્યાણ રહેલું છે એવો જે દૃઢ વિશ્વાસ એ ધર્મનું અંતરંગ છે. અને એ વિશ્વાસ બલવડે યુક્ત થઇને એ નિયંતાની આજ્ઞાનું અનુસરણ કરવું અર્થાત્ ધર્મ પ્રમાણે આચરણ કરવું એ ધર્મનું બહિરંગ છે. આ પ્રમાણે શ્રદ્ધા અને આચાર અથવા વિચાર અને આચાર એ બે અંગો મળીને ધર્મસાંગ થાય છે; એ બે માંથી એક અટકી પડે તો તેને પક્ષઘાત થયો એમ સમજવું; બન્ને અંગ નિરામય રહે તોજ ઇષ્ટ સિદ્ધિનો સંભવ છે.

અત્યાર સુધી ધર્મના મોઘમ સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવ્યું છે. હવે તેના વિશિષ્ટ સ્વરૂપનો વિચાર કરીએ. શ્રદ્ધા નામના અંતરંગના સંબંધમાં માત્ર એટલુંજ લક્ષમાં રાખવા જેવું છે કે તેના સિવાયનો માત્ર બહારનો આચાર દંભ કે ઢોંગ ગણાય છે. શ્રદ્ધા બહાર કોઇના દીઠામાં આવતી નથી, પણ આચાર સર્વે કોઇના દીઠામાં આવે છે, અને તેનું સ્વરૂપ તથા તેના પ્રકાર નક્કી કરવાની ખાસ આવશ્યકતા છે. હવે આજકાલ જુદા જુદા દેશોમાં ને જુદા જુદા પંથના લોકોમાં ધર્મને નામે જે બાહ્યચાર પાળવામાં આવે છે, તે કેટલેક અંશે પ્રત્યેક ધર્મ અગર પંથને ઓળખાવનારા ચિન્હ તરીકે મનાય છે. તે કંઇક અંશે ઉપયોગી મનાય છે ખરો, પણ તેનો મોટો ભાગ માત્ર પ્રત્યેક પંથની વિશિષ્ટ સંજ્ઞા જેવો છે; તેથી તેનો વિચાર કરવાની આવશ્યકતા નથી, પણ જે આચાર કે આચરણ પ્રત્યેક ધર્મ કે પંથ વાળા એકમતે સ્વીકારે છે, એવાં ધર્મનાં વિશિષ્ટ લક્ષણનો વિચાર કરીએ.

આપણાં શાસ્ત્રોમાં ધર્મનાં વિશિષ્ટ લક્ષણની વ્યાખ્યા તથા તેમનાં સ્વરૂપનું વર્ણન જુદે જુદે સ્થળે ઘણા વિસ્તારથી કરવામાં આવેલું છે પણ એ બધાના સારરૂપ એક શ્લોક મનુમહારાજે નીચે મુજબ યોજેલો છે.

अहिंसा सत्यमस्तेयं । शौचमिन्द्रियनिग्रहः ॥
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥ १ ॥

मनुस्मृति.

**ભાવાર્થ:**—અહિંસા કિંવા દયા, સત્ય અથવા સાચવટ; અસ્તેય એટલે ચોરી નહિ કરવી તે, શૌચ એટલે બહાર તથા અંદરની શુદ્ધિ, ઇંદ્રિય નિગ્રહ એટલે મનને અને ઇંદ્રિયોને અંકુશમાં રાખવાં તે; એટલી બાબતો ચારે વર્ણના લોકોના ધર્મ તરીકે સ્વીકારાયલી છે.

ધર્મનાં આ આઠ લક્ષણનું પાલન કરવાથી મનુષ્ય જીવન કેવી રીતે સુખમય નીવડે છે, તે તેમનાં સ્વરૂપ સમજાતાં સ્પષ્ટ થશે. માટે પ્રત્યેકનું જરા સવિસ્તર વિવેચન કરીએ.

'અહિંસા' એટલે હિંસા ન કરવી, કોઇ પ્રાણીનો જીવ નહિ લેવો એવો એનો સ્થૂલ અર્થ છે, પણ તેનો સૂક્ષ્મ અર્થ ઘણો વિસ્તૃત છે. 'અહિંસા'ના કાયિક, વાચિક અને માનસિક એવા ત્રણ ભેદ છે. એટલે આપણી કાયા, વાચા, કે મન એ ત્રણ પૈકી એક વડે પણ કોઇ પ્રાણીને દુઃખ નહિ દેવું એનું નામ 'અહિંસા' છે. કાયાવડે ત્રણ રીતે ઇજા કરી શકાય છે. હાથવડે, પગવડે અને ચક્ષુવડે, હાથવડે કોઇપણ પ્રાણીનો જીવ લેવો નહિ, એટલુંજ નહિ, પણ બે હાથ ભેગા કરી તાળી પાડી કોઇ મનુષ્ય અગર પશુ પક્ષીને સતાવવું કે ત્રાસ આપવો એનો પણ શાસ્ત્રમાં નિષેધ છે. તેવીજ રીતે પગવડે કરાતી અનેક ઇજાઓનો પણ નિષેધ કરવામાં આવેલો છે. ચક્ષુવડે શી રીતે હિંસા થતી હશે એ સહેલાઇથી લક્ષમાં આવે એવું નથી પણ હિંસાનો વિસ્તૃત અર્થ લેવાથી એ ઝટ સ્પષ્ટ થાય છે. કોઇપણ પ્રાણીના તરફ ક્રોધ, તિરસ્કાર, કે અપમાન ભરેલી દૃષ્ટિથી જોવાથી માંડીને તે તે પ્રાણી એકાંતમાં બેઠું હોય, ત્યાં દૃષ્ટિ નાખી તેના સ્વચ્છ વ્યાપારમાં વિઘ્ન

નાખી અગર તેની સ્વસ્થતામાં વિક્ષેપ પાડી, તેને ત્રાસ આપતા સુધીની દરેક પ્રકારની ઇજાનો એમાં સમાવેશ કરવામાં આવેલો છે. વાચિક હિંસા એટલે કોઇને મ્હેણું મારવાં કે ગાળો દેવી કે અપમાનકારક શબ્દો બોલી કે બીજી રીતે માઠું લગાડવું તે. એવું કંઇપણ કૃત્ય નહિ કરવું એનું નામ વાચિક અહિંસા છે. માનસિક અહિંસા કોઇ પ્રાણીને વિચારવડે પણ દુઃખ દેવું નહિ તે, તથાપિ પ્રત્યક્ષ દયા કે અનુકંપાની લાગણી ધરાવવી તેનો પણ એમાં સમાવેશ થાય છે.

વાચક વર્ગ સમજી શકશે કે પ્રત્યેક મનુષ્ય જો આવી અહિંસાનું અવલંબન કરે તો દુનિયા ઉપરનાં અર્ધાં દુઃખ ઓછાં થઇ ગયા વગર રહે નહિ. તેથી કરીનેજ **अहिंसा परमो धर्मः** કહી તેને ધર્મનું મુખ્ય લક્ષણ ગણ્યું છે, તે બરાબર છે. ખાલી ટીલાં ટપકાં કરી કે હાથમાં માળા ઝાલી ધર્મનો મિથ્યા ઢોંગ આદરવાને બદલે માણસ જો ફક્ત આવા પ્રકારના અહિંસા ધર્મનું અનુસરણ કરે તો તે પોતાનું તેમજ જગતનું ઘણું કલ્યાણ કરી શકે. માત્ર વાણી વડે કોઇનું અહિત નહિ કરવું, એવો નિયમ પાળવામાં આવે, તોપણ ઘણો લાભ થાય એ સ્પષ્ટ છે. માનસિક અહિંસા અગર દયાના સંબંધમાં પણ શાસ્ત્ર વચન છે કે **नास्तिधर्मः दयापरः** દયાથી ભિન્ન એવો બીજો કોઇ ધર્મજ નથી. તેમ મહાત્મા તુલસીદાસે પણ ગાયું છે કેઃ—

**दया धर्मको मूल हे । पाप मूल अभिमान ॥**
**तुलसी दया न छोडीए जब लग घटमां प्राण ॥**

• ધર્મનું બીજું લક્ષણ સત્ય છે. આપણાં શાસ્ત્રોમાં સત્યની ઘણી પ્રસંસા કરેલી છે. **तैतरीयश्रुति** માં કહ્યું છે કે—

**सत्ये न वायुरावाति । सत्येनादित्योरोचतेदिवि ।**
**सत्यं वाचःप्रतिष्ठा। सत्ये सर्वं प्रतिष्ठितं तस्मात्सत्य परमंवदन्ति ।**

ભાવાર્થ—સત્યને લીધેજ વાયુ વાય છે, સત્યને લીધેજ આકાશમાં સૂર્ય પ્રકાશે છે. સત્ય એજ વાગ્વ્યવહારનો આધાર છે; અરે ! અખિલ વિશ્વ સત્યને લીધે સ્થિર રહેલું છે, માટેજ સત્ય સર્વથી શ્રેષ્ઠ મનાયલું છે. આ સ્તોત્રમાં જરા પણ અતિશયોક્તિ નથી. સૃષ્ટિના સર્વ વ્યાપાર નિયમને અવલંબીનેજ થાય છે. તેને લીધેજ અમુક કાળે સૂર્ય ગ્રહણ થશે કે આટલાં વર્ષ કેડે અમુક ધુમકેતુ ફરીથી દેખા દેશે એવું આગળથી કહી શકાય છે. મનુષ્યના સર્વ વ્યવહાર તેવા સત્યાવલંબી નથી. તેને લીધેજ જગત ઉપર કજીયા, કંકાસ અને અનેક પ્રકારના ગુન્હા નજરે પડે છે. હરિશ્ચન્દ્ર, અને યુધિષ્ઠિર જેવા સત્યવાદીઓના દેશમાં નજીવી બાબતમાં પણ વગર સંકોચે ડગલે ડગલે અસત્ય બોલનારા માણસોને જોઇને કોને ખેદ થયા વગર રહેશે ! અરે બીજું તો શું પણ અસત્ય બોલનારા તરફ તિરસ્કારની લાગણી બતાવવાની કોઇની જરૂર જણાતી નથી. ખોટી સાક્ષી પુર્યા બદલ કે બનાવટી દસ્તાવેજ ઉભો કર્યા બદલ કેદમાં જઇ પાછો આવેલો માણસ બીજા માણસોના જેવોજ સહવાસયોગ્ય અને 'સદ્‌ગૃહસ્થ' ગણાય છે ! આ બાબતનો લોકમત જ્યાં સુધી બદલાશે નહિ ત્યાં સુધી સત્ય ઉપર લોકોની પ્રીતિ વધે એ બનવા જોગ નથી.

ધર્મનું ત્રીજું લક્ષણ 'અસ્તેય' એટલે ચોરી નહિ કરવી તે, છે. છુપી રીતે કે બળાત્કારથી બીજાનું ધન હરી લેવું એને શાસ્ત્રકારોએ જેમ 'ચોરી' ગણેલી છે, તેમ છળકપટ વડે કે લાંચ તરીકે બીજાની પાસેથી નાણાં કઢાવવાં એ પણ 'ચોરી' જ ગણાયલી છે. અર્થાત્ અન્યાય માર્ગે વિત્તોપાર્જન એનું નામ ચોરી છે. માનસિક ચોરી પણ ચોરીજ ગણાયલી છે. પરસ્ત્રીગમન પણ ચોરીના પેટામાં આવી જાય છે, કેમકે લગ્નક્રિયાને લીધે સ્ત્રીના ઉપર ફક્ત એકજ પુરૂષનું સ્વામિત્વ મુકરર થાય છે; અનેતેની સ્ત્રી સાથે સંબંધ રાખવો એ તેની મીલકત હરી લીધા સમાન છે. 'અસ્તેય' શબ્દ વિશાળ અર્થમાં લઇએ તો તેનું માહાત્મ્ય એટલું બધું છે કે મહાત્મા તુલસીદાસ કહે છે તેમ,

પરધન પથ્થર માનીએ, પરસ્ત્રી માત સમાન;
એટલું કર્યે હરિ ના મળે, તો તુલસીદાસ જમાન.

ધર્મનું ચોથું લક્ષણુ શૌચ એટલે શુદ્ધિ કે પવિત્રતા છે; અને તે બે પ્રકારની છે. અંતઃ શૌચ કિંવા મનની શુદ્ધિ અને બહિઃ શૌચ કિંવા બાહ્ય શુદ્ધિ: કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ છ મનના મળ કે મેલ તરીકે ગણાયલા છે. માટે જો મનને શુદ્ધ રાખવું હોય તો એ છનો ત્યાગ કરવો જોઇએ. એ છ વિકારથી મનને અલિપ્ત રાખવું, તથા મનમાં કુવિચારનો પ્રવેશ ન થવા દેવો, એ મનની શુદ્ધિ છે. તેમ આપણું શરીર, અન્ન, વસ્ત્ર, જળ તથા આપણા સંસર્ગમાં આવનારી પ્રત્યેક વસ્તુ, એ બધું સ્વચ્છ રાખવું એનું નામ બાહ્ય શુદ્ધિ છે. અંગ્રેજ લોકો સ્વચ્છતાને દૈવી ગુણુ ગણે છે એ બરાબર છે. કારણુ બહારની સ્વચ્છતા મનને પ્રફુલ્લ તથા શુદ્ધ રાખે છે, ત્યારે બહારની મલીનતા મનને મલીન તથા વિકારી બનાવે છે. પવિત્ર વાતાવરણુમાં ઉભા હોઇએ ત્યારે મનમાં વિચાર પણુ પવિત્ર આવે છે અને સ્વચ્છ સ્થળમાં મન પ્રસન્ન રહે છે એ સર્વના અનુભવની વાત છે. અન્ન, જળ, અને શરીરની સ્વચ્છતાને લીધે આરોગ્ય અને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાય છે, એ વાતમાં બે મત નથી. આવાં કારણુને લીધેજ 'શૌચ' એ ધર્મનું એક લક્ષણુ ગણાયલું છે. વળી એ દૃષ્ટિથી વિચારતાં બાહ્ય શુદ્ધિ કરતાં અંતઃશુદ્ધિ વધારે કિંમતી છે. મન મેલું હોય તો બહારનો ઠાઠમાઠ ફક્ત દુનિયાને છેતરવાનો જ અર્થ સારે છે. "ભગત જગતકું ઠગતે હે." અંતઃશુદ્ધિનાં સાધનમાં જ્ઞાન એ અગ્રગણ્ય છે. માટેજ ભગવાને કહ્યું છે કે **नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।** મનને પવિત્ર કરનારૂં જ્ઞાન સિવાય બીજું કશું નથી. જ્ઞાન પણુ કેટલીક વખત ફક્ત આડંબર કરવાના કામમાં વપરાય છે. માટે મનુ ભગવાન સત્યને પ્રાધાન્ય આપે છે:—

**अद्भिर्गात्राणि शुद्धयंति मनः सत्येन शुध्यति ।**
**विद्या तपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥ १ ॥**

**ભાવાર્થ:**—જળ વડે અંગ શુદ્ધ થાય છે; સત્ય વડે મન શુદ્ધ થાય છે, વિદ્યા અને તપ એ બેના યોગે કરીને આત્મા શુદ્ધ થાય છે, અને જ્ઞાને કરીને બુદ્ધિ શુદ્ધ-નિર્મળ થાય છે.

ભગવાનની શ્રદ્ધાપૂર્વક ભક્તિ એ મનને શુદ્ધ કરનારૂં સર્વોત્તમ સાધન છે. અનન્ય ભાવથી ભક્તિ કરવાથી અધમમાં અધમ પાપી પણ શુદ્ધ થઇ મોક્ષને પામે છે, એમ ભગવાને ભગવદ્‌ગીતામાં કહેલું છે.

**अपिचेत्सुदुराचारो । भजतेमामनन्यभाक् ।**
**साधुरेवसमंतव्यः । सम्यग्व्यवसितो हिसः ॥ १ ॥**
**क्षिप्रं भवति धर्मात्मा । शश्वच्छांतिनिगच्छति । ॥ २ ॥**

ધર્મનું ચોથું લક્ષણ ઇંદ્રિયનિગ્રહ એટલે મન અને ઇંદ્રિયોને અંકુશમાં રાખવી તે છે. જે કોઇ સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરશે, તેને સમજાયા વગર રહેશે નહિ કે મનુષ્ય વ્યવહારના સર્વ અનર્થ ઇંદ્રિયોના અનિગ્રહને લીધે જ ઉદ્‌ભવે છે. ઇંદ્રિયોને સ્વચ્છંદપણે વર્તવા દેવામાં આવે તો, તે મનને વિષયોના ખાડામાં લઇ જઇ નાખ્યા વગર રહેતી નથી; અને તે જેમ જેમ નિરંકુશ થતી જાય છે, તેમ તેમ તેમને તૃપ્ત કરવા માટે મન પણ યથેચ્છ વર્તન કરવા માટે આપણને લલચાવે છે, અને પરિણામે પાપાચરણ કરાવરાવે છે. માટે જે તેમને અંકુશમાં રાખે છે, તેને વિપત્તિ ભોગવવી પડતી નથી. આ કારણને લીધેજ ઇંદ્રિયનિગ્રહને ધર્મનું એક લક્ષણ માનેલું છે.

મનુમહારાજે બીજે સ્થળે જરા વિસ્તારથી ધર્મનાં દશ લક્ષણ નીચે મુજબ વર્ણવ્યાં છે.

**धृतिः क्षमादमोऽस्तेयं । शौचमिन्द्रिय निग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥१॥**

**ભાવાર્થ:**—ધૈર્ય, ક્ષમા, દમ, અચૌર્ય, પવિત્રતા, ઇંદ્રિય, સંયમ, વિજ્ઞાન, બ્રહ્મવિદ્યા, સત્યભાષણ, અને અક્રોધ એવાં ધર્મનાં દશ લક્ષણ છે.

યાજ્ઞવલ્ક્ય ઋષિએ ઉપરનાં લક્ષણમાં **હ્રીઃ** (મર્યાદા) ને **ધી** (સદ્‌બુદ્ધિ) એ બે વાતો ઉમેરી છે. તથા બીજા એક ઋષિએ **भूतप्रियहितेहा** પ્રાણી માત્રના કલ્યાણની ઇચ્છાની એ બાબત ઉમેરી છે. આ પ્રમાણે મનુષ્યના કલ્યાણનો સાધક એવો જે માર્ગ તેને શાસ્ત્રમાં ધર્મ માનેલો છે.

ધર્મના માર્ગમાંથી સ્ખલિત નહિ થવાની ઇચ્છા રાખનાર પુરૂષે દર-રોજ રાત્રે ઉંઘતા પહેલાં પોતાના આખા દિવસના વર્તનનું સરવૈયું કાઢી જવું જોઇએ. તેણે પોતાની જાતને આ પ્રમાણેના સવાલો પુછવા જોઇએ.

" મેં મારા શરીરને આરોગ્ય રાખવાને કોશીશ કરી છે? મેં મારી વૃત્તિઓને અને મનોવિકારને અંકુશમાં રાખ્યાં છે? મેં કોઇ લાલચની સામે થઇ તેનો પરાભવ કર્યો છે? મેં કોઇ પાપાચરણ કર્યું છે? મેં કોઇને ઇજા કરી છે કે માઠું લગાડયું છે? મેં કોઇનું ભલું કર્યું છે? મેં મારાથી બને એટલી મહેનત કરી છે?"

ઇશ્વર આપણા ઉપર પ્રસન્ન રહે તો આપણા સુખને સીમાજ નથી; અને ઇશ્વરને પ્રસન્ન રાખવા એ આપણા હાથની વાત છે. ધર્મ ભાવનાને લીધે ગરીબ માણસ પણ ઉદાર, ઉદાત્ત અને પરોપકારરત થઈ શકે છે. અને ધર્મિષ્ઠ પુરૂષ મનવાંછિત ફળ પ્રાપ્ત કરી શકે છે. શોક અને સંતાપના વખતમાં ધર્મ આપણને અત્યંત આશ્વાસન આપે છે. ધર્મનો ઉદ્દેશ મનુષ્યને સ્વર્ગમાં પહોંચાડવાનો નથી, પણ તેના અંતઃકરણમાંજ સ્વર્ગ લાવી મુકવાનો છે. માટે જો આપણે દુષ્ટ વિચારમાં મગ્ન રહીએ, તો ધર્મનો ઉદ્દેશ સફળ થઇ શકતો નથી. માણસ ઉઘાડાં પાપ જેટલાં કરે છે, તે કરતાં હજાર ગણું પાપ મનમાં અને વિચાર વડે કરે છે. જે માણસ નિરંતર મનમાં દુષ્ટ વિચાર કર્યા કરે છે, તેને આખરે પોતાના વિચારોને વર્તનમાં ફેરવી નાંખતાં બહુ વાર લાગતી નથી, તેમ જે માણસ હમેશાં પવિત્ર વિચારોમાં રમ્યા કરે છે, તે અયોગ્ય વર્તન કરે એવો બહુ સંભવ હોતો નથી. મન ઉપર વિચારોનો પટ જલદીથી બેસી જાય છે. માટે મનને હમેશાં સારા અને પવિત્ર વિચારોમાંજ રોકાયલું રાખવું જોઇએ. દુષ્ટ અને અપવિત્ર વિચાર મનમાં

દાખલ થવા દેવાથી આખરે આપણે દુષ્ટ આચરણ કરવા લાગીએ છીએ.

આપણી ચિદ્દ્‌વૃત્તિ અને આપણું સુખ એ બન્ને આપણા પોતાના હાથમાં છે. સેનેકા કહે છે, "આ જગત ઉપર કોઇપણ સત્કર્મ એવું નથી કે જે કરવાથી આપણે સુખી ન થઇએ; તેમ કોઇ પણ લાલચ એવી નથી કે જેના નિવારણનો માર્ગ ન હોય." સેંટ પૉલે કહ્યું છે કે "ઇશ્વર એવો દયાળુ છે કે જે લાલચની સામે થવાનું તમારામાં સામાર્થ્ય ન હોય, તેવી લાલચને તે તમારી સમક્ષ આવવા દેશેજ નહિ, અને જે લાલચ તમારી સમક્ષ ખડી થશે, તેમાંથી કેવી રીતે બચી જવું, તેનો તમને માર્ગ સૂચવશે." આપણી સમજ એવી છે કે ઇશ્વર પોતાના ભક્તોની દૃઢતાની પરીક્ષા કરવા માટે તેમને અત્યંત દુર્ઘટ કસોટીમાં તાવી જુએ છે.

ઇશ્વરના આદેશ પાળવામાં આપણું કલ્યાણ રહેલું છે, તેથીજ ઇશ્વરે તે વ્યક્ત કરેલા છે. તેમને આપણે ઇશ્વરના આદેશ તરીકે ના માનીએ, અગર પ્રમાણ તરીકે ના સ્વીકારીએ, છતાં પણ આપણે જો તેમનું અનુસરણ કરીએ, તો તેથી આપણે સુખીજ થઇશું.

કેટલાક માણસો એમ માને છે, કે સ્મશાન એ મનુષ્યોનો છેલ્લો ઠામ છે; એટલે તેમના મત પ્રમાણે આ જીવન પુરૂં થયું એટલે પાછળ કોઇ જાતની ઉપાધિ રહેતીજ નથી; ટુંકામાં તેઓ પુનર્જન્મને માનતા નથી, અને માનતા હોય છે, તોપણ તેની પોતાના જીવન વ્યવહાર ઉપર કોઇપણ જાતની અસર થવા દેતા નથી. બીજા કેટલાક માણસોના અભિપ્રાય પ્રમાણે આ સંસાર અસાર છે, અને ભાવી જીવનજ તેમને સત્ય લાગે છે. લેખકના મત પ્રમાણે આ બન્ને અભિપ્રાય અવાસ્તવિક છે. તે કહે છે કે બેશક અનંત-કાળની સરખામણીમાં આ લોકમાંનું આપણું જીવન નહિ જેવું છે; પણ આપણે ગમે તે દૃષ્ટિએ જોઇએ, તોપણ એટલું તો સત્ય છે કે ભાવીનો આધાર વર્તમાન ઉપરજ છે; તેથી હાલના વખતની મહત્તાનાં જેટલાં વખાણ કરીએ એટલાં ઓછાં છે, કારણ કે આપણે તેનો જેવો ઉપયોગ કરશું, તેવુંજ આપણું ભાવી નિવડવાનું છે.

આપણે મનુષ્ય જીવનને અંગે રહેલાં દુ:ખ અને સંતાપ બદલ બરબડાટ કરીએ છીએ, છતા મોત આપણુને અકારૂં લાગે છે; અને જીવનને આપણે ચીવટપણે વળગી રહીએ છીએ. ઉન્હાળાનો તાપ આપણુને આકરો લાગે છે, અને શિયાળાની ટાઢ વસમી લાગે છે, છતાં આ દુનિયા છોડીને જવાનું આપણુને ગમતું નથી. આપણે કહીએ છીએ કે આ જગતમાં આવીને ફક્ત વૈતરૂંજ કરવાનું નસીબમાં લખાવેલું છે, છતાં આપણે સત્તા અને ઐશ્વર્યને માટે મચ્યાં કરીએ છીએ. બીજાનું ઐશ્વર્ય કે દ્રવ્ય દેખી આપણે બળ્યાં કરીએ છીએ, છતાં જયાં ગરીબને તવંગરનો બીલકુલ ભેદ નથા એવે સ્થળે જવાનું સાંભળી આપણુને કંપારી વછુટે છે.

સેંટ પૉલ કહે છે, "જ્યારે તમે દુ:ખમાં આવી પડો, ત્યારે ઇશ્વરને સંભારજો, તે તમારાં દુ:ખનું નિવારણુ કરશે." ગેટી કવિ કહે છે, "જ્યારે જ્યારે સંકટ અને સંતાપના સમયમાં મેં જગન્નિયંતાની સહાય્ય માગી છે, ત્યારે ત્યારે તે દયાળુ પ્રભુ મારી વ્હારે ધાયો છે."

"એવું વિચારી હરીને ભજો, તે સહાય જ કરશે."

નરસિંહ મહેતો.

આ પ્રમાણે જો કે ઇશ્વરની પ્રાર્થના કરવાથી આપણી વૃત્તિઓ શાન્ત અને પવિત્ર થાય છે, તો પણુ ફક્ત 'દુ:ખે સાંભરે રામ' એમ સંકટ સમયેજ ઇશ્વરને સંભારવો એ ડહાપણુ ભરેલું નથી. સુખના દિવસોમાં પણુ જગન્નિયંતાનો આભાર માનવાનું ચુકવું જોઇતું નથી.

કહેવત છે કે 'ઇશ્વર આપે છે અને ઇશ્વર લઇ લે છે,' પણુ એમ પણુ સમજવાનું છે કે ઇશ્વર જે આપે છે, તે સારૂંજ હોય છે અને તે જે લઇ લે છે, તે અનર્થકારક જ હોય છે.

માણુસ જેમ સુધરતું જાય છે, તેમ તેમ તેની ધર્મ ભાવના પણુ સુધરતી જાય છે. જંગલી લોકોની દેવદેવીઓ ઉપદ્રવી, માણુસના કામકાજમાં માથું મારનારી, અને બલિદાન મળે તોજ તૃપ્ત થાય એવા સ્વભાવની હોય

છે. સુધરેલી પ્રજાઓ ફક્ત એકજ ઇશ્વરને માને છે, અને તે અત્યંત દયાળુ, નિષ્પક્ષપાતી, ભલો છે.

ધર્મભેદને લીધે મનુષ્યોમાં જે કુસંપ માલમ પડે છે, તે કોઇ રીતે ઇષ્ટ નથી. ગમે તે નામથી ઇશ્વરને ઓળખીએ કે ઓળખાવીએ તોપણ આખરે તે એકજ છે. મુસલમાનોનો અલ્લા છે. મહિમ્નસ્તોત્રમાં પુષ્પદંતે જે વિચાર નીચેના શ્લોકમાં પ્રદર્શિત કર્યો છે, તે સર્વેએ લક્ષમાં રાખવા જેવા છેઃ—

त्रयीसांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति ।
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमितिच ॥
रुचीनां वैचित्र्यादृजुकुटिल नाना पथजुषां ।
नृणामेकोगम्यस्त्वमसिपयसामर्णवइव ॥ ९. ॥

**ભાવાર્થઃ**—હે પ્રભુ! મનુષ્યોની રૂચિ જુદી જુદી હોવાથી તેમણે પોતપોતાની રૂચિ પ્રમાણે તારી સમીપ આવવાના જુદા જુદા માર્ગ પસંદ કરે છે, કોઇ સાંખ્ય, કોઇ યોગ, કોઇ શૈવ, કોઇ વૈષ્ણવ એ પ્રમાણે અનેક માર્ગ છે, તેમાંના કોઇ એક માર્ગને શ્રેષ્ઠ કહે છે, તો કોઇ બીજાને પસંદ કરવા લાયક જણાવે છે; કોઇને સરળ માર્ગ પસંદ પડે છે, તો કોઇને કઠિણ માર્ગ પસંદ પડે છે પણ પૃથ્વી ઉપર પડેલુ પાણી જેમ અનેક માર્ગે થઇ આખરે સમુદ્રમાં જાય છે, તેમ ગમે તે માર્ગ પસંદ કરે, તો પણ આખરે સર્વેનું ગમ્યસ્થાન તુંજ છે, તારા સિવાય બીજી ગતિ નથી.

પરધર્મ તરફ અસહિષ્ણુતા બતાવવી એ આપણી પોતાની હલકાઇ બતાવે છે. પારસી લોકોની દંતકથામાં એક એવી વાત ચાલે છે કે એક દિવસ સમીસાંજે એક અપંગ, લાકડીને ટેકે ચાલનારો વૃદ્ધ માણસ અબ્રામના તંબુ આગળ આવી ઉભો. અબ્રામે તેની સારી પરોણાચાકરી કરી અને તેના આગળ ખાવાનું મૂક્યું. પેલા વૃદ્ધ માણસે ખ્રિસ્તી ધર્મીઓની રીત મુજબ પ્રાર્થના નહિ કરતાં તથા ઇશ્વરનો આભાર નહિ માનતાં એકદમ

ખાવા માંડયું. અબ્રામે તેને પૂછ્યું 'ભલા માણસ તું ઇશ્વરની પ્રાર્થના કેમ કરતો નથી ? તેણે જવાબ દીધો ' હું ફક્ત અગ્નિદેવનેજ ઇશ્વર માનું છું અને તેથી બીજા કોઈ દેવની પ્રાર્થના કરતો નથી. આથી અબ્રામ ગુસ્સે થયો અને તે વૃદ્ધ માણસને તંબુ બહાર હાંકી કાઢયો. તે બહાર ગયો કે તરતજ ઇશ્વરે આવી અબ્રામને પૂછ્યું કે પેલો ડોસો કયાં ગયો ? તેણે કહ્યું 'હે પ્રભુ !' તેણે તારી પ્રાર્થના કરવાની ના પાડી તેથી મેં તેને કાઢી મૂક્યો." ઇશ્વરે તેને કહ્યું 'ભલા માણસ, મેં તેને આટલાં બધાં વરસ ચલાવી લીધો અને તારાથી એક રાત ના ચલાવી લેવાયું ?' આ ઉપરથી અબ્રામે તેને પાછો બોલાવી તેનો સારો આદર સત્કાર કર્યો.

લૅકટૅન્શિયસે યથાર્થ કહ્યું છે કે " ધર્મનું રક્ષણ આપણે જાતે મરી પડીને કરવાનું છે, બીજાઓને મારીને કરવાનું નથી." બીજાં શાસ્ત્રોનાં સત્યના અન્વેષણમાં જો એક વિદ્વાનનો નિર્ણય બીજાના નિર્ણયથી ભિન્ન હોય છે, તો તેથી તેઓ એક બીજાને પોતાનો દુશ્મન ગણતા નથી. પણ ધર્મની બાબતમાં જુદુંજ ધોરણ સ્વીકારાયલું હોય એમ જણાય છે. જે માણસ પોતાનાથી જુદો ધર્મ પાળતો હોય છે, તે પોતાના ધર્મનો વિરોધી છે એમ લોકો ગણે છે. ધર્મની બાબતમાં શંકાશીલ વૃત્તિવાળો માણસ નાસ્તિક ગણાય છે. આ રીત પસંદ કરવા લાયક નથી.

ધર્મને લગતા કેટલાક ભેદ તો ફક્ત આચારના સંબંધના હોય છે, છતાં જાણે તેજ ધર્મના મુખ્ય સિદ્ધાન્ત હોય તેમ લોકો તેને માટે એક બીજાને ધિક્કારે છે. મુખ્ય બીનામાં મતભેદ ન હોય, તો પછી એક ઉભું ટીલું કરે, અને બીજો આડું કરે અને ત્રીજો અંદર ટપકું વધારે કરે, એટલામાં શું બગડી જતું હશે ? સર્વને પોતપોતાની આસ્થા પ્રમાણે મન ગમતા ધર્મ પાળવાનો હક છે. તેમાં આપણો ધર્મ ખરો છે અને સામાનો ખોટો છે એની શી ખાત્રી. દુનિયાની ઉત્પત્તિ થઇ ત્યારથી તે અત્યાર સુધીમાં ઇશ્વર, જીવ અને જગતના યથાર્થ સ્વરૂપના સંબંધમાં એટલા બધા મતભેદ ચાલતા આવ્યા છે કે એ બાબતમાં એકમત થવાનો

સંભવજ જણાતો નથી . કારણ કે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થઇ શકે એવી એ વાતો નથી. અને **पिण्डेपिण्डे मतिर्भिन्ना** માટે જે જેની બુદ્ધિ જેટલી ચાલે તે પ્રમાણેનાં અનુમાન બાંધે છે. મનુષ્ય અલ્પજ્ઞ છે, અને ઇશ્વર સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન છે. તેથી અલ્પજ્ઞ મનુષ્ય સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન પ્રભુનું તથા તેની કૃતિનું સ્વરૂપ ન સમજી શકે એમાં નવાઇ જેવું કંઇ નથી. અખા ભગતે બરાબર કહ્યું છે કે:—

'અખા એ અંધારો કુવો, ઝઘડો ભાગી કોઈ ન મુવો.'

મિલ્ટન કહે છે કે 'એ બધું ડહાપણ અને જ્ઞાન મિથ્યા છે' એ કબુલ કરી શકાય એમ નથી. પણ ટોમસ એ કેમ્પિસે બરાબર કહ્યું છે કે 'એ અંધારા કુવામાં શું છે તે જાણવાની મિથ્યા કોશીશ કરવાથી અલગા રહેજો. એવી જીજ્ઞાસા તૃપ્ત થઇ શકે એવો સંભવ નથી; ઉલટા તમે સંશય વમળમાં પડી ગુંચવાશો. કારણ કે માણસ સમજી શકે એથી વધારે દુર્ઘટ કૃતિ કરવા ઇશ્વર શક્તિમાન છે.'

જગતનું ગૂઢ તત્ત્વ સમજી શકવા આપણી બુદ્ધિ સમર્થ છે, અગર તે નિર્દિષ્ટ કરવા આપણી વાણી સમર્થ છે એવું કોણ કહી શકે એમ છે? વિજ્ઞાન શાસ્ત્રની મદદ વડે આપણે કેટલાંક રહસ્ય સમજી શકયા છીએ ખરા, પણ તે અગાધ સમુદ્રના એક બિંદુથી વધારે નથી.

આપણે બુદ્ધિમાન પ્રાણી છીએ, એવો આપણે ગર્વ વહન કરીએ છીએ, પણ ચર્ચા કરવાથી કોઇ મતભેદ આપણે કદી પણ ભાગી શકયા છીએ ખરા? બે વિદ્વાનોની વચ્ચે બુદ્ધિવાદ ચાલતો હોયછે, ત્યારે સાંભળનારાઓની કદાચ ખાત્રી થાય છે ખરી કે બન્નેના વાદ ખોટા છે, પણ તે દલીલો વાદવિવાદ કરનારા વિદ્વાનો પૈકી કોઇના મનની ખાત્રી કરાવી શકતી નથી. પ્રત્યેકમાં થોડું ઘણું સત્ય તો હોય છેજ. ખોટું ધતીંગ લાંબી મુદત ટકી શકતું નથી. મેક્ષમુલર કહે છે. 'જેને ફક્ત એકજ ધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન હોય છે, તે કોઇ પણ ધર્મ બરાબર જાણતો નથી એમ કહેવું જોઇએ.' તેની સાથે એમ પણ કહેવું જોઇએ કે જે માણસ ફક્ત એકજ ધર્મની ખુબીઓ સમજવાની

કોશીશ કરી બેસી રહે છે, તે કોઇ પણ ધર્મની ખુબીઓ સર્વાંશે સમજી શકતો નથી.

ઇશ્વર ઉપરની પ્રીતિને લીધેજ આપણે તેની આજ્ઞા માની ધર્માચરણ કરવાનાં છે. નહિ કે નર્કની બીકને લીધે: આપણે જો ફક્ત સ્વર્ગ પ્રાપ્તિની આશાથી કે નર્કની બીકને લીધે સત્કર્મ કરીએ, તો તે એક જાતની સ્વાર્થ પરાયણતા છે, નફા તોટાની ગણતરી કરી આદરેલા વેપાર સમાન છે. બેશક દુષ્ટ કર્મ કરવાં તેના કરતાં એ હજારગણું પસંદ કરવા લાયક છે, પણ તેમાં ધાર્મિકતા છે એમ કહેવાય નહિ. નાસ્તિક માણસો પણ ઘણાં સત્કર્મ કરે છે.

દેવળોમાં ધર્મોપદેશકોએ કેવો ઉપદેશ કરવો જોઇએ, તેના સંબંધમાં હક્સ્લીનો અભિપ્રાય નીચે મુજબનો છે:—"એ દેવળ જનસમાજનું કલ્યાણ કરે એવું હોવું જોઇએ. ત્યાં દર અઠવાડીએ પ્રાર્થના થવી જોઇએ. પણ તે પ્રાર્થના ઇશ્વરના સ્વરૂપ વગેરેને લગતા ધર્મના સિદ્ધાંતોના નિરૂપણને લગતી નહિ હોવી જોઇએ; પણ સાચું, પવિત્ર, અને આદર્શરૂપ જીવન કેવું હોવું જોઇએ એનો ત્યાં લોકોને ખ્યાલ આપવો જોઇએ. ઉચ્ચું જીવન કેવું હોઇ શકે તેના વિચારમાં નિમગ્ન થતાં લોકો પોતાની દુનિયાદારીની ઉપાધિઓ વિસરી જાય, એવો ઉપદેશ ત્યાં અપાવો જોઇએ. શાશ્વત સુખ અને શાન્તિની આગળ આ દુનિયાનાં સુખ કશા હિસાબનાં નથી એવું ત્યાં લોકોને ભાન થવું જોઇએ. આવી ધર્મ સંસ્થાને કોઇ પણ જાતનો વિરોધ નડવાનો બીલકુલ સંભવ રહેશે નહિ."

---

# પ્રકરણ ૧૬ મું.

## ચિત્તની શાન્તિ.

**स्वस्थि चित्ते बुद्धयः संभवान्ति ।**

**अवधूतगीता.**

**ભાવાર્થ:**—ચિત્ત સ્વસ્થ હોય તો બુદ્ધિ સ્ફુરે.

**मतिः स्फुराति हि स्वस्थे नृणां चेतासि**

મનુષ્યોનાં ચિત્ત સ્વસ્થ હોય છે, ત્યારેજ સુવિચાર સ્ફુરે છે.

જીત મેળવવી તેના કરતાં શાન્તિ જાળવવી એ બહેતર છે. અને એ ધોરણે તપાસતાં જુદાં જુદાં રાજ્યો વચ્ચેની સુલેહ શાન્તિ અને વ્યક્તિઓ વચ્ચેનો સુસંપ એ બેનું સ્વરૂપ એકજ છે એમ કેટલાકનું કહેવું છે. પણ એ બેની વચ્ચે એક મોટો ભેદ રહેલો છે. એક રાજ્ય ગમે એટલું સમજુ, ન્યાય બુદ્ધિથી વર્તનારૂં અને પોતાનું સાચવીને બેસી રહેવાની વૃત્તિવાળું હોય, તોપણ જો પડોશનું રાજ્ય તોફાની, લોભી અને અનીતિથી ચાલ-નારૂં હોય, તો તેને લડાઇમાં ઝંપલાવ્યા વગર ચાલતું નથી. આત્મરક્ષણની ખાતર તેણે સામા રાજ્યની સાથે કેડ કસીને લડવા તત્પર થવુંજ જોઇએ.

પરંતુ વ્યક્તિના સંબંધમાં એવી અડચણ નડતી નથી. પોતાના ચિત્તની શાન્તિમાં વિક્ષેપ ન પડવા દેવો, એ સર્વ કોઇના હાથની વાત છે. આપણી ના મરજી છતાં બીજા કોઇની મગદુર નથી કે તે આપણી શાન્તિનો ભંગ કરી શકે. આપણી શાન્તિનો શત્રુ આપણા સિવાય બીજો કોઇ નથી. બેશક શાન્તિ જાળવી રાખવાનું કામ અત્યંત વિકટ છે, દુર્જનોની સાથે પ્રસંગ પડતાં મનનું સમતોલપણું ખસી ગયા વગર રહેતું નથી; તેમ છતાં દૃઢ નિશ્ચય વાળાને માટે એ કામ કેવળ અશક્ય નથી.

સોલોમન કહે છે, " જ્યાં નિરંતર કલહનો વાસ છે એવા ભવ્ય મંદિરમાં રહી મિષ્ટાન્ન જમવા કરતાં શાન્તિવાળી ઝુંપડીમાં રહીને સુકો રોટલો ખાવો સારો, " તેમજ ' હરામના હજારો રૂપિયા કરતાં પ્રમાણિકપણાની પાઇ સારી. ' ' ઉંચા મન સાથેના મિષ્ટાન્ન કરતાં ભાવની ભાજી સારી. ' એ બધાં વચન શાન્તિની કિમ્મત કેટલી બધી છે તે બતાવે છે.

આ સંસારમાં પ્રત્યેક માણુસના ઉપર થોડા ઘણા માઠા પ્રસંગો અવશ્ય ગુજરે છે જ; કેમકે બધું પાંસરે પાંસરૂં ઉતરી જાય તો તે સંસાર કહેવાય નહિ. સર્વ વાતે સુખી કોઇ હોતું નથી. માટે દુનિયાદારીની નાની અને નજીવી વિટંબણાઓને મોટી ગણી તેમના કારણે આપણા ચિત્તની પ્રસન્નતાનો નાશ કરવો એ ડહાપણનું કામ નથી. છતાં ઘણા માણસો કલેશ કરી હેરાનગતિ ભોગવતા હોય છે. તેમની પ્રકૃતિ એવી કોમળ અને નાજુક હોય છે, કે નજીવી બાબતો તેમના ચિત્તની સ્વચ્છતાનો ભંગ કરી શકે છે. એકંદર રીતે દુનિયાદારીનાં સર્વ સુખ તેમને પ્રાપ્ત હોય છે. તેમનાં શરીર નિરામય હોય છે, તેઓ પૈસેટકે સુખી હોય છે, સગાં સંબંધીના તરફનો તેમના મનને સંતોષ હોય છે, તથા તેમને કોઈ વાતનું દુઃખ હોતું નથી—છતાં કોઇએ તેમનો સહેજ અનાદર કર્યો હોય, કે તેમના હાથથી કંઇ ભૂલ થઇ ગઇ હોય, અગર રમતમાં તેમની હાર થઇ હોય કે ગાડી ચુકયા હોય, એવી નજીવી અડચણ ઉપાધિ આવી પડતાં તેમનો હર્ષ નષ્ટ થઈ તેઓ ખેદ કરવા મંડી પડે છે. કોઇ વખત તો એવું નજીવું કારણ પણ ઉપસ્થિત થયું હોતું નથી, છતાં તેમનો જીવ બળ્યાં કરે છે. મન પણ શરીરની માફક કોઇ વખત માંદું પડી જાય છે, અને તેની પ્રકૃત્તિ બગડી જાય છે. તેવે વખતે તેને પણ ઔષધ આપવાની જરૂર ઉભી થાય છે. છતાં મન અને શરીરની વચ્ચે એ બાબતમાં એટલો તફાવત છે કે મનના વ્યાધિનું શમન એટલી સહેલાઇથી થતું નથી.

છુટક છુટક નાની મુશીબતોની સંખ્યા ગમે એવડી મોટી હોય, તો પણ આપણે જો મન દૃઢ રાખી તેમને એકત્ર થવા દઇએ નહિ, તો એની

જોડી તેમનો એક મોટો ડુંગર થઇ શકતો નથી. દરેક મુશીબત જેમ જેમ ઉપસ્થિત થતી જાય, તેમ તેમ તેનું નિવારણ કરતા જવાની ટેવ સ-ખવી. જીવનની ઉપાધિઓ 'ડોસો અને તેના દીકરાની વાત' માંની છુટક લાકડીઓ જેવી છે. પ્રત્યેકનું છુટક છુટક શમન સહેલાઇથી થઇ શકે પણ જો તેમને એકત્ર થઇ જવા દીધી તો તેમનું સામર્થ્ય એટલું બધું વધી જાય છે કે તે ઉલટો આપણો વિનાશ કરી શકે છે. માટે પ્રત્યેકને જુદા જુદા ખાનામાં પુરી રાખવી, અને પ્રત્યેકનો નિકાલ પણ છુટક છુટક કરવો.

આપણે જગતને સુખી કરવા બેસીએ, તો તે કદાચ આપણાથી ન બને એ સ્વાભાવિક છે; પણ જો આપણે યોગ્ય પગલાં ભરીએ તો આપણી જાતને સુખી કરી શકીએ, એ ચોકસ છે. દરેક માણસ ધારે તો પોતાના ચિત્તને એકંદર રીતે શાન્ત સંતોષી અને આનંદી રાખી શકે એમ છે; અર્થાત્ પોતાના ચિત્તને પ્રસન્ન રાખવાની ચાવી દરેક માણસના હાથ-માંજ છે. બીજા કોઇના ઉપર આધાર રાખવાથી તે બની શકે એમ નથી; બીજા બહુ તો આપણને થોડે ઘણે અંશે મદદ કરી શકે, પણ મુખ્ય આ-ધાર તો આપણી જાત ઉપરજ રહે છે.

રોસિફોકાલ્ડ કહે છે કે "જો તમારા અંતરમાં શાન્તિ નહિ હોય, તો બહાર તેની શોધ કરવાથી કંઇ વળવાનું નથી" ડેકર કહે છે:-'તું ગરીબ હોઉં, પણ જો તને શાન્ત નિંદ્રા આવતી હોય, તો તું સુખીજ છે' અને જો તું તવંગર હોઉં, પણ તારૂં ચિત્ત જો બ્યગ્ર રહેતું હોય તો એ તને ખરેખરી શિક્ષાજ છે."

ભર્તુહરિ કવિએ કહ્યું છે

**अकिंचनस्य दांतस्य । शांतस्य समचेतसः ॥**
**सदासंतुष्ट मनसः । सर्वाः सुखमयादिशः ॥ १ ॥**

**ભાવાર્થ**:—માણસ નિર્ધન હોય તો પણ જો તે જીતેન્દ્રિય, શાન્ત,

અને સમદર્શી હોય, અને તેનું મન હમેશાં સંતુષ્ટ રહેતું હોય, તો તેને દશે દિશાઓ સુખમયજ છે.

રાત્રીના અંધકારમાં સંસારનાં સંકટ આપણને વધારે ત્રાસ આપે છે. રાતના વખતમાં સર્વત્ર શાન્તિ પ્રસરેલી હોય છે, તેથી આપણાં દુઃખ આપણને સાંભરી આવે છે, આપણી ના મરજી છતાં આપણાં થાકી ગયેલાં અને કંટાળેલાં મગજ પોતાના વ્યાપારમાં મચ્યાંજ રહે છે; આપણી કલ્પના શક્તિ આપણી સમક્ષ નવી નવી મુશીબતો ખડી કરે છે; તેના નિવારણ ન થઇ શકે એવી ગુંચવણોમાં આપણને ગોથાં ખવરાવે છે; આપણે જેમને ભૂલી જવા માગતા હોઇએ છીએ, એવાં ભૂત આપણી દૃષ્ટિ આગળ ખડાં થઇ જાય છે; અને વિચાર વમળમાંથી આપણે બહાર નીકળી શકતા નથી. આવે વખતે ઉંઘને માટે આપણે ઘણાં તરફડીયાં મારીએ છીએ, છતાં તે રૂપણું લઇ બેઠી હોય તેમ આપણને દાદ જ દેતી નથી. હેન્રી રાજાની માફક આપણે પણ તેની વિનવણી કરીએ છીએ કે " ઓ નિંદ્રા ! ઓ કોમળ નિંદ્રા ! ઓ કુદરતની સુકોમળ ધાત્રી, મેં તારૂં શું બગાડયું છે કે તું મારાં પોપચાં ઉપર તારા કોમળ હાથ ફેરવતી નથી; અને મારી ઇંદ્રિયોને મોહિત કરી નાંખતી નથી ? "

ખરેખર ! આપણને બીજા હેરાન કરે છે, તે કરતાં આપણી મેળે આપણે વધારે હેરાન થઇએ છીએ. ખરેખરાં સંકટ કરતાં માની લીધેલાં અને ભાવી સંકટ વધારે ત્રાસ આપે છે. પ્રત્યક્ષ ગુજરતાં સંકટનું વાસ્તવિક સ્વરૂપ આપણે બરાબર સમજી શકીએ છીએ, અને તેથી તેમને લીધે આપણને જે દુઃખ થાય છે, તેની મર્યાદા પણ ચોક્કસ હોય છે; પણ કલ્પનાને કોઇ જાતની મર્યાદા હોતી નથી, તેથી જે સંકટ હવે પછી ગુજરવાનાં છે એવી આપણે ધારતી રાખતા હોઇએ; તેમનું સ્વરૂપ આપણે એટલું બધું ભયંકર કલ્પીએ છીએ કે આપણા દુઃખને સીમાજ રહેતી નથી. માટે આપણે એવાં ભાવી સંકટની કલ્પના કરવાને બદલે લોકોનાં દુઃખ ભાગવાના વિચારમાં નિમગ્ન રહીએ, તો તેથી આપણને વિશેષ સુખ થાય છે. આપણી

જાતના વિચાર કરવાનું છોડી દઇને પારકાનાં સંકટ ટાળવાના વિચારમાં આપણે જેમ જેમ વધારે નિમગ્ન રહીશું તેમ તેમ આપણે વધારે સુખી થતા જઇશું. શર્બુલિઝ કહે છે 'માણુસ પોતાની જાતને ભુલી જાય છે, ત્યારેજ તેને વિશ્રાન્તિ મળે છે,' આત્મ વિસ્મૃતિ સિવાય આત્મશાન્તિ મળતી નથી. આ રહસ્ય નહિ સમજનારા લોકો વિના કારણ દુઃખી થાય છે. સિસિરો કહે છે "જે સંકટ ભવિષ્યમાં ગુજરવાનાં છે, અને જે કદાચ ન પણ ગુજરે, એવાં સંકટના વિચાર કરીને આગમચથી દુઃખી થવું એ મોટામાં મોટી મૂર્ખાઇ છે. સંકટ જ્યારે પ્રત્યક્ષ ગુજરે છે, ત્યારે તે ઓછો ત્રાસ આપતું નથી; તો પછી 'અરેરે, મારા ઉપર કોઇ આફત આવી પડશે, મારૂં અમુક રીતે નુકશાન, એવી રીતે નિરંતર ચિંતાતુર રહેવું એ પોતાની મેળે જાણીજોઇને આફત વ્હોરી લેવા સમાન છે. જે માણુસ પોતાના મનમાં હમેશાં ભાવી સંકટનાં ભૂત ખડાં કર્યાં કરે છે; તે પાછળથી આફતમાં આવી પડે અગર ન આવી પડે તોપણ હેરાન ગતિ ભોગવ્યા કરે છે." લિયોનાર્ડો ડિ વિન્સી કહે છે 'પ્રત્યક્ષ મૃત્યું કરતાં મૃત્યુની બીક વધારે ત્રાસદાયક છે.' તેમ આફતના સંબંધમાં હાય વરાળ કરવાથી તેના ત્રાસમાં વધારો થાય છે, અને તે વધારે અસહ્ય થઇ પડે છે. આફતની સામે બાથ ભીડવાથી તેની તીવ્રતામાં ઘટાડો થાય છે, પણ તેનાથી હારી જઇ હાય વરાળ કરવાથી તે આપણા ઉપર ચઢી બેસે છે.

કોઇ દેશમાં એવી મતલબની એક કહેવત ચાલે છે કે 'જે માણુસ સંપત્તિના મંદિરમાં ભોગવિલાસની વાટે થઇ દાખલ થાય છે, તે પશ્ચાતાપના દ્વારે થઇ બહાર નીકળે છે.' સંપત્તિના સમયમાં જે માણુસ મોજશોખ અને ભોગવિલાસમાં રચ્યો પચ્યો રહે છે, તે આખરે વિપત્તિનો ભોગ થઇ પડયા વગર રહેતો નથી. દુર્વ્યસનના જેવી દુષ્ટ ગુલામગીરી બીજી એકે નથી. તે મનુષ્યનું સત્ત્વ અને કૌવત બન્ને હરી લે છે. તેને લીધે માણુસ એવું પરવશ અને અધમ થઇ જાય છે કે પોતાની જાતનો ઉદ્ધાર કરવાની તેનામાં બિલકુલ તાકાત રહેતી નથી.

બીજા લોકોનો આપણા વર્તનના સંબંધમાં કેવો અભિપ્રાય છે એ

બહુ મહત્ત્વનો પ્રશ્ન નથી, પણ આપણો અંતરાત્મા એ સંબંધમાં શું કહે છે, તે જાણવાની વધારે જરૂર છે.

આપણું ચાલે ત્યાંસુધી આપણે બીજાને આપણા ઉપર સત્તા ભોગવવા દેવી જોઇએ નહિ, કારણ પરાધીન માણુસ કોઇ દિવસ સુખ ભોગવી શકતો નથી. તો પછી આપણે આપણા મનોવિકારના દાસ શા માટે થવું જોઇએ? એ એક જાતની મૂર્ખાઇ જ છે. અને જે માણુસ મૂર્ખાઇ કરે છે તેને પાછળથી નીચું ઘાલવું પડે છે; તથા જે માણુસ ક્રોધ કરે છે, તેને પાછળથી પસ્તાવો કરવો પડે છે. ડૉકટર જૉનસનની સલાહ એવી છે કે ' કોઇ માણુસ ગમે એ કારણે પ્રેરાઇને તમારૂં અપમાન કરે, તો પણ તેના તરફ આડા કાન કરવા–તેની અપેક્ષા ન કરવી એજ ડહાપણ ભરેલું છે. કારણકે જો તેણે મૂર્ખાઇને લીધે તમારૂં અપમાન કર્યું હોય, તો તેના ઉપર ગુસ્સો કરવો નકામો છે; અને જો તેણે દ્વેષબુધ્ધિથી તેમ કર્યું હોય, તો તેના તરફ દ્દષ્ટિ પણ ન કરવી એ વેર લેવાનો સર્વોત્તમ ઉપાય છે. ભર્તૃહરિએ કહ્યું છે કે, સજ્જન પુરૂષો ક્ષમાવડેજ દુષ્ટ લોકોને ફીકા પાડે છે. આપણને ચીડાવવા અગર આપણી લાગણી દુઃખાવવી, એજ આપણા શત્રુનો ઉદ્દેશ હોય છે; માટે જો તેના વર્તનથી આપણે ચીડાઇએ અગર હેરાન થઇએ, તો આપણે તેનું ધાર્યું થવા દઇ તેનો વિજય સ્વીકારીએ છીએ; પણ આપણે જો તેને હસી કાઢીએ, અગર તેને તુચ્છકારી કાઢીએ, તો તેને પોતાનો પરાભવ થયેલો સમજાયા વગર રહેતો નથી.

ટોમસ એ કેમ્પિસ કહે છે " તમે જો લોકોની પંચાતમાં નહિ પડો તો લોકો પણ તમારી પંચાતમાં નહિ પડે. જેમાં આપણને કંઇ લેવા દેવા ન હોય, તેમાં જો આપણે માથું મારીએ નહિ, અને બીજાના કામકાજમાં વચ્ચે પડવા જઇએ નહિ, તો આપણે હમેશાં શાન્તિનું સુખ અનુભવ્યા કરીશું. જે માણુસ બીજાનાં દુઃખ પોતાને માથે વ્હોરી લે છે, અને પોતાનો ધંધો ચુકી વગર લેવે દેવે બીજાના કામકાજમાં માથાં મારે છે, તેને શાન્તિના સુખનો શી રીતે અનુભવ થાય ?

કામ ગમે તેવું હોય, પણ જો તે ખરા દીલથી અને ઉમંગથી કરવામાં આવે, તો તેથી તે કામના ગૌરવમાં વધારો થાય છે, અને તેની મારફતે આપણી પોતાની પ્રતિષ્ઠા પણ વધે છે; અમુક માણસ કેવી જાતનું કામ કરે છે, તે બહુ મુદ્દાની વાત નથી, પણ તે કેવા ભાવથી કરે છે તે ઉપરથી તે માણસની પરીક્ષા થાય છે. પોત પોતાની શક્તિ પ્રમાણે કરેલી સઘળી મહેનત પવિત્ર અને માનને પાત્ર છે. માટે પ્રત્યેક મનુષ્યે કામના સ્વરૂપની ચિકિત્સા નહિ કરતાં તે અવશ્ય કરવાનું છે એમ સમજી ખરા જીગરથી તે પાર પાડવા વળગી પડવું જોઇએ. ટર્નરને કોઇએ પૂછયું કે ચિત્રકળામાં તમને આટલી બધી નિપુણતા પ્રાપ્ત થવાનું રહસ્ય શું છે! ત્યારે તેણે જવાબ દીધો કે 'જીવતોડ મહેનત એજ મારા સાફલ્યનું રહસ્ય છે! સ્વકર્તવ્યપરાયણતા એ જેવી રીતે સુખનું સાધન છે તેવીજ રીતે પરોપકારપરાયણતા એ પણ સુખનું સાધન છે. જે માણસ પરોપકારનું એક પણ કામ કર્યા વગર પોતાનો દિવસ ખતમ થવા દેતો નથી, તે સુખી કેમ ન થાય?

ઇશ્વરી નિયમ એવો એ છે કે આ જગતમાં શ્રમ વગર કશું પ્રાપ્ત થતું નથી. કહેવત છે કે 'કરે ચાકરી, તો પામે ભાખરી.' શ્રમને અંગેજ સુખ અને મીઠાશની યોજના છે. નર્યો રસ પીવા કરતાં શેરડી ચુસીને ખાવામાં વિશેષ લહેજત પડે છે. આ સંસાર જો સરલ અને મુશીબતોથી મુક્ત હોત, તો જીવન આપણને નિરસ લાગત. શરતની રમતોમાં પણ જો સ્પર્ધા નથી હોતી અને અમુક ખેલાડીજ ઇનામ લઇ જશે એવી જો આગમચથી ખાત્રી થઇ ગઇ હોય છે, તો પછી તેમાં બરાબર ગમ્મત પડતી નથી. જે રમતમાં જીતનાર અને હારનાર બન્નેને લગભગ છેવટ સુધી ધરકદર રહે છે, તેમાં બન્નેને સરખી મઝા પડે છે. પ્રતિસ્પર્ધી પણ જો સમોવડીઓ નથી હોતો તો તે તેના ઉપર મેળવેલી જીત, જીતના લેખામાં ગણાતી નથી. આપણું જીવિત એ એક જાથુકની હરીફાઇવાળી પરીક્ષા સમાન છે.

'જે થાય તે સારાને માટે' એવી વૃત્તિ હમેશાં રાખવી જોઇએ. આ સંસારમાંનું કોઇ પણ સંકટ એવું નથી, કે જેમાંથી આપણે કોઇ પણ

લાભ ન લઈ શકીએ, કેટલીક મુશીબતો તો છુપા વેશમાં આવેલા આશિર્વાદ સમાન હોય છે. આપણા હાથથી અજાણે કંઇ ભૂલ થઇ જાય, તો તેથી પણ નિરાશ થવાનું કે મનમાં ખેદ કરવાનું કંઇ કારણ નથી. કેટલીક વખત તો એવી ચુકો જ આપણા શિક્ષકની ગરજ સારે છે. ઠોકર ખાઇ ખાઇને માણસ ઘડાતો અને સુધરતો જાય છે, અને નાની ચુકો કોઇ કોઇ વાર મોટી આફતમાં પડતા બચાવે છે. તે વખતે આપણે એમ કહી મનનું સમાધાન કરીએ છીએ કે 'ચાલો, શુળીનું વિઘ્ન સોયે ટળ્યું' વેપારમાં અનુભવની ખામીને લીધે ખોટ જાય છે, તો તેટલાથી અક્કલ વેચાતી લીધી એમ ગણીએ છીએ. રસાયણિક પ્રયોગો કરતાં કેટલીક વખત ભૂલમાંથી જ મોટી શોધો હાથ લાગી જાય છે; અગર તો બીજી વખત તેવી ભૂલ કોઇ ન કરે, એ એક લાભ જ મનાય છે; અને તેટલે દરજ્જે શોધખોળમાં આગળ વધ્યા અગર માર્ગમાંથી એક જાતની ભૂલ દૂર થઇ એમ વિદ્વાનો માને છે.

ધંધાપરત્વે જો આપણા મનમાં ઉચાટ રહેતો હોય, તો તેમાં એ ધંધાનો દોષ નથી, પણ આપણા મનનો જ દોષ છે. જે માણસ હમેશાં પૈસો પૈસો ઝંખ્યા કરે છે, તેને કોઇ દિવસ નિરાંત હોતી નથી. બાકી જે ધંધામાં પડવાથી મન હમેશાં ચિંતાગ્રસ્ત રહે તેવો ધંધો શાણા માણસે પસંદ જ કરવો નહિ. એવો ધંધો તે ધંધો નહિ પણ સટ્ટો છે; અને કિમિયા અને રસાયનશાસ્ત્રની વચ્ચે જેટલો તફાવત છે, તેટલોજ તફાવત ધંધા અને સટ્ટાની વચ્ચે છે. બેશક કેટલીક વખત સીધો સરલ જણાતો ધંધો પણ આગળ જતાં જોખમ ભરેલો નીવડે છે; નફાવાળા રોજગારમાં પણ કેટલીક વખત પૈસા અવળા થાય છે. ખરી રીતે જોતાં કોઇપણ રોજગાર એવો નથી કે જેમાં કોઇપણ વખત ચિંતાનો પ્રસંગ ન જ આવે. કામેલ ધંધાદારીઓ પણ કેટલીક વખત ગોથું ખાઇ જાય છે; અને કેટલાક ખુવાર પણ થઇ જાય છે. પણ એ ધંધાના સ્વાભાવિક નહિ, પણ અસાધારણ સંજોગો છે, હમેશાં કંઇ તેમ બનતું નથી. ખુવાર થનારા થોડા હોય છે, ન્યાલ થઇ જનારા ઘણા હોય છે. ખેતીનો ધંધો કરનારા લોકોને કોણ સટોરીયા કહી

શકે એમ છે? તેમ તેમને કોઇ જાતનું ખાસ જોખમ પણ ખેડવાનું હોતું નથી છતાં તેમને પણ અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિની દહેશત રહે છે. વાવેતરમાં રોગ પડવાથી પાક નિષ્ફળ ઉતરવાની ધાસ્તીને લીધે કે ભાવ ઉતરી જવાથી પૈસા બરાબર બંધ નહિ બેસવાની બીકને લીધે તેમના મનમાં નિરંતર ચિંતા રહે છે.

વસ્તુસ્થિતિ આવી છતાં એટલું કબુલ કરવું જોઇએ કે આપણું જીવન અત્યંત વ્યવસાયી હોય છતાં મનને નિર્લેપ અને આત્માને શાન્ત રાખવાનું કામ તદ્દન અશક્ય નથી. જેને એ કળા સાધ્ય ન હોય, તેણે વ્યવસાયમાંથી નિવૃત્ત થવું. ધંધા રોજગારની ખટપટમાંથી નીકળી જવું એજ બહેતર છે. દ્રવ્યોપાર્જનની ખાતર 'આત્મઘાત' કરવો એ ડહાપણ ભરેલું નથી. છતાં એ બધું દરેકની મનોવૃત્તિ પ્રમાણે થાય છે. કેટલાક કામકાજમાં ગુંથાયલા રહે, ત્યારે જ તેમના જીવને નિરાંત વળે છે; કામકાજ ન હોય, ત્યારે તેમના જીવને બીલકુલ ચેન પડતું નથી; અને કેટલાક એકાંતમાં બેસે, ત્યારે જ ઘણું કામ કરે છે. ગ્લેડસ્ટન અને નેપોલિયન પોતાની નજરમાં આવે તે વખતે ઉંઘ લઇ શકતા. લડાઇનો ખરો રંગ મચ્યો હોય તે વખતે પણ નેપોલિયન જરા દૂર ખસી વિશ્રાન્તિ લઇ લેતો. જે દિવસે 'હોમરૂલ' નું બીલ ગ્લેડસ્ટને પાર્લામેન્ટમાં દાખલ કર્યું, તેની આગલી રાતે તેણે સ્વસ્થ નિદ્રા લીધી હતી, અને પાર્લામેન્ટમાં કામકાજ ચાલતું હોય તે વખતે પણ તે વચ્ચે વચ્ચે થોડી વિશ્રાન્તિ લઇ શકતો. સંસારનો ત્યાગ કરી વાનપ્રસ્થ લેવાથી કે ધંધામાંથી ફારગ થઇ નિવૃત્તિ લેવાથી કંઇ ચિત્તની શાન્તિ પ્રાપ્ત કરી શકાતી નથી. જેમની વૃત્તિ ચંચળ અને અસ્થિર હોય છે, તેમની શાન્તિમાં વિક્ષેપ પાડવા માટે નાની અને ક્ષુદ્ર બાબતો પણ પુરતી છે. તેમના મનમાં ક્ષોભ ઉત્પન્ન કરવા માટે નજીવી બાબતો પણ રાજપ્રકરણ કે વેપારને લગતી ગુંચવણોના જેટલી જ ચિંતા ઉત્પન્ન કરનારી થઇ પડે છે. વૃત્તિ સંતુષ્ટ કે શાન્ત ન હોય, તો શાન્તિવાળી જગ્યામાં બેસવાથી કશો લાભ થતો નથી. કામકાજમાંથી નિવૃત્ત થઈ એકાંતનું સેવન કરીએ છીએ, તે વખત આપણો અંતરાત્મા મનનો જવાબ લેવા તત્પર થઇ જાય છે. ખરી

શાન્તિ મનની અંદર રહેલી છે, તેથી ચિત જો વ્યગ્ર હોય, તો એકાંતવાસ કરવો એ એક જાતની દુગ્ધામાંથી છુટી બીજી જાતની દુગ્ધામાં પડયા સમાન છે. ગ્લેડસ્ટન જે વખતે પ્રધાનપદ પર હતો, તે વખતે તેની પાસે કામની કેટલી બધી ગર્દી હોવી જોઇએ એની કલ્પના હરકોઇ માણસ કરી શકે એમ છે. છતાં એનો ચિત્તસંયમ એવો જબરદસ્ત હતો કે તે પાર્લામેન્ટમાંથી જ્યારે બહાર નીકળતો, ત્યારે આપણે જેમ શરીર ઉપરના ડગલો ઉતારી ખીંટીએ ભરવી દઇએ તેમ રાજ્યપ્રકરણને લગતી તમામ પ્રકારની ફિકર ચિંતાને તે પોતાની બેઠક ઉપર ફેંકી દેતો. ઘર આગળ તેનું જે અધ્યયનનું મકાન હતું, તેને તેણે 'શાન્તિ સદન' એવું નામ આપ્યું હતું, તે ત્યાં બેસતો. તે વખતે રાજ્ય પ્રકરણને લગતો કોઇ પણ વિચાર તેના મગજમાં ઘુસી જવા પામતો નહિ. જેને માથે મોટી જવાબદારીઓ રહેલી હતી એવો વ્યવસાઇ પુરૂષ જ્યારે ચિત્તસ્વાસ્થ્ય સંપાદન કરી શકતો, તો પછી સામાન્ય માણસને તે અલભ્ય હોવાનું કંઇ કારણ નથી.

કોઇપણ કુટુંબમાં સંપ અને શાન્તિ જળવાઇ રહેવાનો આધાર તે કુટુંબનાં માણસોના સ્વભાવ અને વર્તન ઉપર અવલંબેલો હોય છે; પણ પ્રત્યેક વ્યક્તિના ચિત્તની સ્વસ્થતાનો આધાર તેના પોતાના મનની વૃત્તિ ઉપર રહે છે.

જે માણસો ગામડાંના રોજગારમાં પડેલા હોય છે, તેમનો ઘણો ખરો વખત શાન્તિમાં પસાર થતો હોય છે, તેથી ઘેર આવ્યા પછી કોઇ કોઇ વખત શાન્તિનો ભંગ થાય એવા પ્રસંગ ઉપસ્થિત થતા હોય તો પણ તેમને ઝાઝી હરકત ન પડે એ સંભવિત છે. પણ જેમને આખો દિવસ પોતાનું મન હિસાબ વગેરેની કડાકુટમાં રોકાયલું રાખવું પડે છે, તેવા સ્થરી વેપારીઓ અને કારખાનાના માલીકોને કામમાંથી પરવારીને ઘેર આવ્યા પછી અવશ્ય શાન્તિ મળવીજ જોઇએ. આખો દિવસ તેમનાં મન રૂપિયા, આના, પાઇની ગણત્રી કરવામાં, વ્યાજના આંકડા તારવવામાં, તથા કમીશન અને નફો નક્કી કરવાના કામમાં રોકાયલાં રહે છે. તેથી તેમણે

પોતાની મનોવૃત્તિ એવી રાખવી જોઇએ કે ઓફીસ બંધ કરી બહાર નીકળતી વખતે રોજગારને લગતા વિચાર ચોપડામાંજ રહે, અને પાછળ પાછળ ઘેર આવે નહિ. એવી વૃત્તિ રાખે તોજ તેઓ પોતાના આત્માને શુદ્ધતર અને ઉચ્ચતર વાતાવરણનો પ્રવેશ કરાવી શકે. વળી જેઓ પોતાનું ચિત્ત સ્વસ્થ રાખી શકે છે, તેવા માણસોજ ધંધામાં દીપી નીકળે છે. ચિત્ત અને મગજ શાન્ત હોય તોજ નવી નવી હિકમતો અને યુક્તિઓ સુઝી આવે છે. ધીરજ અને ખંતથી મચ્યો રહેનાર માણસજ ધંધામા આગળ વધી શકે છે.

લોકો એમ માને છે કે જેની પાસે પૈસો છે તેને સઘળું સુલભ છે; પણ આરોગ્ય, સુખ અને શાન્તિ એ ત્રણ વાનાં પૈસા વડે સંપાદન કરી શકાતાં નથી. છતાં તેમની કિમ્મત પૈસામાં થઇ શકે એવી નથી, માટે તે અપ્રાપ્ય છે એમ પણ નથી. ઉલટાં તે અત્યંત સુલભ છે; યથાયોગ્ય વર્તન અને વૃત્તિ રાખવામાં આવે તો દરેક માણસ તે પ્રાપ્ત કરી શકે એમ છે. વળી એ ત્રણમાંથી બે વાનાં તો એવાં છે કે જે દ્રવ્ય વડે પ્રાપ્ત થઈ શકે એવાં નથી એટલુંજ નહિ, પણ ઘણી વખત દ્રવ્ય તેમના નાશનું કારણ થઇ પડે છે. પાસે પૈસા હોય, તો સારૂં સારૂં ખાવાનું મન થાય છે, અને તેથી આરોગ્યને હાનિ પહોંચે છે; તેમજ પૈસાના નાશની ભ્રાન્તિ ચિત્તની શાન્તિ ને ખલેલ પહોંચાડે છે. તેને લીધેજ રાજમહેલ કરતાં ઝુંપડીમાં સુખ અને અને શાન્તિ વિશેષ હોય છે

કેટલાકનું ધારવું એવું છે કે આ લોકમાં સુખ અને શાન્તિનો સંભવજ નથી. પણ આ વિચાર ભૂલ ભરેલો છે. જેની વૃત્તિ નિર્મળ છે, તેને સુખ અને શાન્તિની રેલછેલજ છે એમ સમજવું જોઇએ. વળી માર્કસ ઓરેલિયસ કહે છે તેમ 'સુખ શાન્તિની ઇચ્છા હોય તો ઇશ્વરની પાસે રહો! જે માણસ પ્રાપ્ત વસ્તુથી સંતુષ્ટ રહે છે, તથા પોતાના અંતરાત્મા તથા વિવેકબુદ્ધિને પૂછીનેજ ડગલું ભરે છે; તે હમેશાં ઇશ્વરની પાસેજ રહે છે, એમ સમજવું.' અર્થાત્ જેની વૃત્તિ તથા વર્તન નિર્મળ છે તેનાથી ઇશ્વર વેગળો નથી. માટે તેવા માણસને સુખનો કદી તોટો પડતો નથી. વળી જે માણસ હમેશાં ઇશ્વરની શુદ્ધ મનથી પ્રાર્થના કરે છે, તે પણ સુખી હોય છે.

सर्ववस्तुभयान्वितं भुविनृणांविष्णोः पदं निर्भयम् ॥

આ જગતમાં સર્વ વસ્તુમાં ભય રહેલા છે; ફક્ત ભગવાનના ચરણ-કમળનો આશ્રય લે છે, તે નિર્ભય છે.

આ પ્રમાણે સુખશાન્તિ સંપાદન કરવાનું કામ જો કે અશક્ય નથી. છતાં તે ધારીએ તેટલું સહેલું નથી; પણ દુ:ખ વ્હોરી લેવાનું કામ ઘણું સહેલું છે. ખાવા પીવામાં અનિયમિતપણું રાખો, અને ખુલ્લી હવામાં ફરવાનું કે કસરત કરવાનું બીલકુલ રાખશો નહિ, એટલે ટુંક મુદતમાં તમારી જઠરાગ્નિ મંદ પડી ગયા વગર રહેશે નહિ; અને તેમ થયું એટલે તમે તમારા કુટુંબ ઉપર ત્રાસ રૂપ થઇ પડશો એટલુંજ નહિ, પણ તમારૂં જીવન તમને પોતાનેજ બોજા રૂપ થઇ પડશે. તેજ પ્રમાણે આવક કરતાં વધારે ખર્ચ કરવાનો વહિવટ રાખી જુઓ, તથા દ્વેષિલો અને વહેમીલો સ્વભાવ રાખો તેમજ અપ્રમાણિકપણે અને સ્વાર્થ ઉપર દૃષ્ટિ રાખીનેજ વર્તો એટલે તમે દુ:ખી થયા વગર રહેશો નહિ, એ નક્કી સમજજો. અર્થાત્ દુ:ખી થવામાં બહુ મહેનતની જરૂર પડતી નથી. તેથી ઉલટું પોતે જાતે સુખી થવાનો, અને આજુબાજુના લોકોને આશિર્વાદ સમાન થઇ પડવાનો માર્ગ જો કે તેટલો સહેલો નથી છતાં તે પણ સર્વ કોઇથી બની શકે એવું છે.

જો તમે ફક્ત તમારા સ્વાર્થમાં જ રચ્યા પચ્યા રહેશો, તો જેમ જેમ તમારી ઉમ્મર વધતી જશે, અને તમારી તાકાત ઘટતી જશે, તેમ તેમ તમારી જાતના ઉપર કંટાળો ઉપજશે, અને તમને એમ લાગશે કે ' આ બધું મિથ્યા છે અને કશું સાથે બાંધી જવાનું નથી. '

મારૂં મારૂં કરીને મેળવ્યું જો,
તેમાં તારૂં નથી તલભાર, અંતકાળે સગું નહિ કોઇનું રે.
સુખ સ્વપ્ના જેવું સંસારનું રે,
તેને જાતાં ન લાગે વાર, અંતકાળે૦

પણ જો તમે પરોપકારવૃત્તિથી કામ કરશો, અને લોકોનાં જીવન

ઉજ્જવળ બનાવવા કોશીશ કરશો, તો વૃદ્ધાવસ્થામાં પાછલા જીવનનું દિગ્દર્શન કરતાં તમને સંતોષ થશે. તમને એમ લાગશે કે મારો ફેરો ફોકટ ગયો નથી, અને અમુક અમુક સદ્વર્તન તો મારી સાથે આવશે જ. જે માણસ બીજાનું ભલું કરવા મથે છે, તે જો તેમાં સફળ થાય છે, તો તેના આનંદનો પાર રહેતો નથી; પણ જો કદાચ તે નિષ્ફળ થાય છે, તોપણ તે પોતાના મનનું સમાધાન કરી શકે છે, કે મેં મારાથી બનતું કર્યું છે.

સ્ટિવન્સને કહ્યું છે કે જેને એક પણ મિત્ર હોય છે, તે નકામો ગણાતો નથી; પણ ખરી રીતે જોતાં કોઇ પણ માણસ નકામું નથી. જ્યાં સુધી દુનિયા ઉપર મદદ કરવા લાયક એક પણ પ્રાણી હોય, ત્યાં સુધી કોઇ પણ માણસે પોતાની જાતને નકામી ગણવી જોઇતી નથી. આ દૃષ્ટિથી જોતાં દરેક માણસ પરોપકાર કરી પોતાના જીવનનું સાર્થક કરી શકે એમ છે. દુનિયા ઉપર દુ:ખની કંઇ અછત નથી, તેથી માણસ જો ધારે તો તે હમેશાં પરોપકાર કરી શકે, વળી પરોપકાર કરવામાં દ્રવ્ય કે શરીરબળ કે બીજા કશાની જરૂર પડતી નથી. ક્ષુદ્ર પ્રાણી પણ મોટો પરોપકાર કરી શકે છે. નાનાસીકડા ઉંદરડાએ મોટા વનના રાજાનો જીવ કેવી રીતે ઉગાર્યો હતો, તે સર્વને માલમ હશે. મરણોન્મુખ થઇ પડેલા સિડ્નીએ પોતાને માટે આણેલું પાણી બીજા ઘાયલ થયેલા સૈનિકને અપાવી તેનો જીવ ઉગાર્યો હતો. વળી પરોપકાર કરવાની કોઇ પણ તક જવા દેવી નહિ. એક પરોપકારી પુરૂષ કહેતો કે 'આ જગતમાં એક સુખનો અને એક દુ:ખનો એવા બે ઢગલા હું જોઉં છું. તેમાં દુ:ખના ઢગલામાંથી એકનો હું એક કણ પણ ઓછો કરી શકું અગર સુખના ઢગલામાં એક કણ પણ જો હું ઉમેરી શકું તો, એક મોરચો જીત્યો એમ હું માનું છું. હું જો કોઇ રડતા બાળકનાં આંસુ લુંછી શકું, તોપણ કંઇક કર્યું એમ માની હું હર્ષિત થાઉં છું. બેશક પરોપકારનાં મોટાં કામ થઇ શકે તો ઘણું સારૂં, પણ નાનાં કામને પણ હું તુચ્છકારી કાઢતો નથી.' જે દિવસે કોઇ પણ સત્કર્મ ન કરાયું હોય, તે દિવસ નકામો ગુમાવ્યો એવી વૃત્તિથી જીવન ગાળવું જોઇએ. જૉન વૅસ્લીનો ઉપદેશ નીચે મુજબ હતો:—

Do all the good you can,
By all the means you can,
In all the ways you can,
In all the places you can,
At all the times you can,
To all the people you can,
As long as ever you can.

**ભાવાર્થઃ**—તમારાથી બની શકે તેટલું ભલું કરો,
તમારાથી બની શકે તેટલાં સાધનવડે ભલું કરો,
તમારાથી બની શકે તેટલી રીતે ભલું કરો;
તમારાથી બની શકે તેટલાં સ્થળમાં ભલું કરો.
તમારાથી બની શકે તેટલા વખત ભલું કરો,
તમારાથી બની શકે તેટલા લોકોનું ભલું કરો;
તમારાથી બની શકે ત્યાં સુધી ભલું કરો.

આપણે જે દુનિયા ઉપર વસીએ છીએ, તે પુષ્કળ ઉપયોગી અને સુંદર વસ્તુઓથી ભરપુર છે, પણ ઇશ્વરનો નિયમ એવો છે કે કોઇ પણ ચીજ શ્રમ કર્યા વગર પ્રાપ્ત થતી નથી. જે માણસ જલદીથી નિરાશ કે નિરૂત્સાહી થઇ જાય છે, તેને માટે આ દુનિયામાં જીવન સાફલ્યની બીલકુલ આશા નથી. સાફલ્યને માટે દૃઢ અવિશ્રાન્ત ખંતની ખાસ જરૂર છે. છતાં તેટલે અંશે આ દુનિયા ખામીવાળી છે, દોષપાત્ર છે, એમ પણ નથી. સખત મહેનત શરીરના નિરોગીપણા માટે જેટલી આવશ્યક છે તેટલી જ મનની શાન્તિને માટે પણ આવશ્યક છે. આગળ વધીને બોલીએ તો એ બેની વચ્ચે કાર્ય કારણ ભાવનો સંબંધ છે. મહેનત વગર શાન્તિ મળતી નથી.

નીતિના નિયમોનું પાલન કરવું એ આપણું કર્તવ્ય છે એટલું જ નહિ, પણ આપણો સ્વાર્થ પણ તેમાં જ રહેલો છે. એ નિયમોમાં ઘણું શાણપણ રહેલું છે. તે કૌટુમ્બિક તથા પ્રજાકીય જીવનના પાયા સમાન છે વળી તે સુખ અને શાન્તિને માટે આવશ્યક છે. અનીતિમાન વર્તન ચિત્તની શાન્તિનો

નાશ કરે છે. જેનું વર્તન શુદ્ધ અને પવિત્ર હોય છે, તેનું ચિત્ત હમેશાં સ્વસ્થ અને પ્રસન્ન રહે છે.

આપણને આપણું જીવન જો કંટાળાભરેલું, બોજા સમાન અને દુઃખમય લાગે તો તેમાં બીજા કશાનો દોષ નથી, પણ આપણો પોતાનો જ દોષ છે. જીવન દુઃખી કે ક્લેશમય નીવડવાનું કારણ બાહ્યસૃષ્ટિ નથી પણ આપણી અંતઃસૃષ્ટિ છે. દુનિયા જાતે દુઃખમય નથી; પણ આપણી પોતાની કૃતિ જ તેને દુઃખમય બનાવે છે. આપણા પોતાના દોષ જ હૃદયનાં શલ્ય ખડાં કરે છે. સંસારમાં શોક અને સંકટના જે અનેક પ્રસંગો ઉપસ્થિત થતા હોય છે તે ટાળવાનું સામર્થ્ય આપણામાં નથી, એ સત્ય છે, પણ આખરે જમે ઉધારનો સરવાળો કરતાં સુખનું ત્રાજવું નીચું ન નમે તો તેમાં આપણો પોતાનો જ દોષ હોવો જોઇએ. કારણ કે દુનિયા ઉપરનું કોઇ પણ કર્તવ્ય એવું નથી કે જેમાં આપણું કલ્યાણ ન રહેલું હોય; અર્થાત્ તેવું કોઇ પણ કૃત્ય કરવાની આપણી ફરજ હોતી નથી. સ્વાર્થની દૃષ્ટિથી જોતાં પણ સત્કર્મ કરવામાં શાણપણ રહેલું હોય છે, અને દુષ્કર્મ અથવા અવિહિત કે નિષિદ્ધ કાર્ય ડહાપણથી વેગળું અને આપણી જાતને નુકસાન કરનારૂં હોય છે. માટે સત્કર્મ કરવાથી સુખ મળે છે અને અયોગ્યકર્મ કરવાથી દુઃખી થવાય છે. જેનો સ્વભાવ ચીડીયો હોય છે, તે સામાના કરતાં પોતાની જાતને વધારે દુઃખી કરે છે. કૃપણ મનુષ્ય છતે પૈસે દુઃખ ભોગવે છે; ખાઉધરા અને છાકટા લોકો ખાવાપીવા જેવા સુખકર પદાર્થોને વિષમય બનાવી દુઃખ અને અવનતિ અનુભવે છે. ગજા ઉપરાંતનું કામ કરનારા અને વિશ્રાન્તિનો લાભ નહિ લેનારા મનુષ્યો ટ્રામના ઘોડાની માફક વહેલા નીકળી જાય છે. આળસુ અને અભણ માણસો આ વિશ્વના સૌંદર્યથી પ્રાપ્ત થતાં સુખથી બેનસીબ રહે છે, અને કળા, સાહિત્ય અને વિજ્ઞાન શાસ્ત્રના ઉજ્જ્વલ ભંડારોનો બીલકુલ ઉપભોગ કરી શકતા નથી. કઠોર હૃદયના અને એકલપેટા પુરૂષો, મિત્રો અને આપ્તજનોના સ્નેહ અને વિશ્વાસમાંથી ઉત્પન્ન થતાં સુખનો સ્વાદ લઇ શકતા નથી. દુર્વ્યસનમાં સપડાયલો મનુષ્ય દિવસે દિવસે અધોગતિને પામતો જાય છે, તેનાં શરીર અને મન નિર્બળ થતાં જાય છે, તેનાં સુખનાં સાધન

એક પછી એક કમી થતાં જાય છે, તેણે સુખરૂપ માની લીધેલાં વ્યસનું પણ તેને શલ્યની માફક ત્રાસ આપવા લાગે છે; અને જે માણસોને તે પોતાના-સ્નેહીઓ ગણતો હતો તેજ પોતાના દુશ્મન અને હિતશત્રુ છે એવી જ તેની ખાત્રી થતાં તેના દુઃખનો પાર રહેતો નથી. વળી પોતાના વિનાશનું કારણ પોતે જ છે એમ સમજાતાં એ બધાં દુઃખ તેને બેવડો ત્રાસ આપે છે; એને એ બધાની સાથે જ્યારે પોતાના ભાવી વિનાશના ભયંકર વિચાર જ્યારે તેના મનમાં ખડા થાય છે, ત્યારે તે હેરાન હેરાન થઇ જાય છે. તેથી ઉલટું સદ્વર્તનશાળી પુરૂષને પોતાનું જીવન વધારે અને વધારે સુખકર અને રમણીય લાગતું જાય છે; વિશુદ્ધ વર્તનને લીધે તેનું અંતઃકરણ શાન્ત હોય છે, તેના મનમાં સુંદર સ્મરણો અને સદ્વિચારોનો જમાવ થયેલો હોય છે; અને તેનું કૌટુમ્બિક જીવન પણ નમુનેદાર હોવાથી કૃતજ્ઞતા, સ્નેહ અને વિશ્વાસમાંથી ઉત્પન્ન થતા અમુલ્ય આનંદનો તે ભોક્તા થઇ શકે છે; વળી ભવિષ્યના તરફથી ભીતિ રાખવાનું તેને જરાપણ કારણ હોતું નથી; તેથી તેના દિવસ સુખ અને શાન્તિમાં પસાર થાય છે.

મનુષ્યે નીતિના માર્ગમાંથી જરાપણ સ્ખલિત થવું જોઇએ નહિ. ભતૃહરિ કવિએ કહ્યું છે કે ગમે તેવું કારણ હોય, તરતજ મરણ થવાનું હોય, તો પણ ધીર પુરૂષો ન્યાયના માર્ગમાંથી એક ઇંચ પણ ચલિત થતા નથી. આવા વર્તનને **असिधारा व्रत** એવું નામ એ કવિએ આપેલું છે. લખક કહે છે આપણે પોતે એ પ્રમાણે તરવારની ધાર ઉપર રહેવું જોઇએ, અને નીતિના માર્ગમાંથી જરાપણ સ્ખલિત ન થવાય એવી રીતની આપણા વર્તન ઉપર સખત દેખરેખ રાખવી જોઇએ. પણ સામાના વર્તનની પરીક્ષા કરત વખતે એવી સખતાઇ નહિ રાખતાં છુટ મુકીને કામ લેવું જોઇએ. અમુક વર્તન બદલ કોઇને ઠપકો આપતા પહેલાં તે કેવા સંજોગો વચ્ચે આવી પડયો હશે અને તે કેટલી લાલચોનો ભોગ થઇ પડયો હશે, એ બધાનો વિચાર કરવો જોઇએ. પણ તે પ્રસંગે એ કેટલે અંશે પરવશ થઇ પડયો હશે, અગર કેટલી લાલચોની સામે તેને બાથ ભીડવી પડી હશે, એ બધાની

આપણને સંપૂર્ણ માહિતી હોવાનો સંભવ નથી; આથી કરીને સામાના વર્તનની પરીક્ષા કરતી વખતે દયાની દૃષ્ટિથી જોવાની વધારે જરૂર છે. સબળ પુરાવા સિવાય મનમાં કોઇને માટે વહેમ લાવવો નહિ, તેમ બનતા સુધી કોઇને માટે ખોટો અભિપ્રાય બાંધી બેસવું નહિ સામા માણસે જે કંઇ કર્યું છે, તે તેણે સારા હેતુથી જ કર્યું છે, એમ માનીને ચાલવું જોઇએ. ખાત્રી રાખજો કે તમારૂં એ અનુમાન ઘણી ખરી વખત ખરૂં જ પડશે. વળી સખ્તાઇ વાપરવા કરતાં નરમાશથી વર્તવાથી જગત્ વધારે વશ થાય છે તેમજ કોઇ માણસનું વર્તન શકભરેલું જણાતું હોય, છતાં પણ જો તમે એના ઉપરનો તમારો વિશ્વાસ કાયમ છે એવું તેને બતાવશો, તો તે પોતાની ભૂલ સુધારી તમારી સાથે નિમકહલાલીથી વર્તવા લાગશે. વળી મૃત્યુનો સમય આવે છે, તે વખતે દુસ્મનો પણ મનમાંનો દંશ કાઢી નાખી એક બીજાને માફ કરે છે. માટે આપણે જો કોઇને વાણી અગર વર્તનથી માઠું લગાડયું હોય છે, તો મૃત્યુનો સમય નજીક આવે છે, તે વખતે આપણને પસ્તાવો થાય છે માટે આપણે બીજાઓની સાથે એવું વર્તન રાખવું જોઇએ કે જેથી કરીને આખરે પસ્તાવો ન કરવો પડે.

ધર્માચરણ એ પણ સુખશાન્તિનું એક મોટું સાધન છે. પણ લોકો સામાન્ય રીતે એમ માનતા હોય છે, કે અમારો ધર્મજ સાચો છે અને બીજા બધા ધર્મ ખોટા છે. આવી સમજને વશ થઇને કોઇ પણ ધર્મની નિંદા કરવી એ ડહાપણ ભરેલું નથી. બેશક દરેક ધર્મમાં વહેમનો અંશ થોડા ઘણા પ્રમાણમાં હોય છે ખરો, પણ દરેકમાં ગ્રાહ્યાંશ પુષ્કળ હોય છે. દરેક ધર્મમાં એક બે વાતો તો અવસ્ય સારી હોય છેજ. લબક કહે છે, મુસલમાની ધર્મ સાદો હોઇ મદ્યપાન નિષેધક છે. હિંદુ ધર્મ નિવૃત્તિ પર છે. યાહુદી ધર્મ કડક એકેશ્વરવાદી છે. બૌદ્ધ ધર્મ શાન્ત, દયા પ્રધાન અને પરોપકારરત છે. માટે માણસે કયો ધર્મ પાળવો એ બહુ મુદ્દાની વાત નથી; પણ જે ધર્મ પસંદ કર્યો હોય, તેની આજ્ઞાઓનું અડગ નિશ્ચયથી પાલન કરવું અને તેમને અનુરૂપ આચરણ રાખવું એજ ખાસ લક્ષમાં રાખવા યોગ્ય બનાવ છે.

આપણે ક્યાંથી આવ્યા અને કયાં જઇશું, કઈ વાત માનવા જેવી છે

અને કઇ વાત માનવા જેવી નથી; એ બધી બાબતોના સંબંધમાં આપણે અજ્ઞાન હોઇએ એ સંભવિત છે; પણ આ જગતમાં આપણે કેવી રીતે વર્તવું જોઇએ અને આપણે શું કરવાનું છે, એ બીના પ્રત્યેકને સ્પષ્ટ રીતે જ્ઞાત હોય છે, એમ આપણે કબુલ કરવું જોઇએ.

કેટલાક વિદ્વાનો પરમેશ્વરના અસ્તિત્વના સંબંધમાં તર્ક વિતર્ક કરીને ખોટો જંગ મચાવે છે; પણ પરમેશ્વર સત્ય સ્વરૂપ છે; તેને તર્કવિતર્ક માર-ફતે ઓળખાવવા બેસવું એ ડહાપણ ભરેલું નથી. એનું સ્વરૂપ કેવું છે એ નક્કી કરવાની જરૂર નથી. સત્યને શસ્ત્રની મદદની બીલકુલ જરૂર નથી. જુબર્ટ કહે છે 'સત્યના હાથમાં હથિયાર આપવાની આવશ્યકતા નથી. પણ તેના સૌંદર્યની બધાને પિછાણ આપો, એટલે તેના ઉપર કોઇના તરફથી હુમલો થવાની ધાસ્તી દૂર થશે. તેજ પ્રમાણે ઇશ્વર કેવો દયાળુ છે, તે આપણને કેટલા બધા ચાહે છે, તે આપણું કેવી રીતે કલ્યાણ કરે છે, એ બધું લોકોને સમજાવો એટલે લોકો તેના તરફ ખુશીથી આકર્ષાશે. સેંટ થેરેસાએ એક પ્રાર્થનામાં કહ્યું છે કે "ઓ પ્રભુ, તારો પ્રેમજ મને તારા તરફ ખેંચે છે; અને તે એટલે સુધી કે સ્વર્ગ પ્રાપ્તિ જેવું કંઇજ ના હોય તો પણ તારા ઉપરનો મારા સ્નેહ ઓછો થવાનો નથી, તેમ નરક જેવું કંઇજ ના હોય, તો પણ હું તારાથી ઓછો ડરૂં એમ નથી."

ઇશ્વરની ભક્તિ કરવી એ જ તેને ઓળખવાનો સહેલામાં સહેલો માર્ગ છે. તે માત્ર ભક્તિને વશ થાય છે, માટે ભક્તિ વડે તેને પોતાનો કરી લઇ સઘળો ભાર તેના ઉપર નાખી દઇ નિશ્ચંત રહેવું જોઇએ. સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, અને પરમ કૃપાળુ પ્રભુને શરણે જે જાય, તેને પછી કોઇ જાતનો ઉજાગરો રહેતો નથી. આથી જ ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે—

**तमेवशरणं गच्छ । सर्वभावेन भारत ॥**

**तत्प्रसादात्परंशान्ति । स्थानं प्राप्स्यासिशाश्वतं ॥ १ ॥**

**ભાવાર્થઃ**—હે અર્જુન, તું તે પરમકૃપાળુ પ્રભુને શરણે જા, અને અનન્ય ભાવથી તેની ભક્તિ કર, એટલે તેની કૃપાથી તને સર્વોત્તમ શાન્તિ

અને અચળ ધામ પ્રાપ્ત થશે.

સુખ શાન્તિને માટે મનુષ્ય ગમે તેટલી હિકમતો કરશે, પણ ઇશ્વરની ભક્તિ વગર ખરી શાન્તિ તેને કદી પ્રાપ્ત થનાર નથી. ઇશ્વરકૃપાનું ફળ લેખક એટલું જ માને છે. બાઇબલમાં કહેલું છે કે જે મારી પાસે આવશે, તેની સર્વ પીડા અને ઉપાધી હરી લઈ, હું તેને શાન્તિ આપીશ.' 'પણ દુષ્ટ માણસોને કોઇ દિવસ શાન્તિ મળવાનો નથી.' એ જ પાપની શિક્ષા છે. ફેનિલનનું વચન ટાંકી લેખક કહે છે કે "તમારા અંતરમાં વાસ કરી રહેલા પરમાત્માને ઓળખવાની કોશીશ કરો. તેને ઓળખશો એટલે તમને આનંદ અને શાન્તિ પ્રાપ્ત થશે.' આપણાં શાસ્ત્રો આથી પણ આગળ વધી જણાવે છે કે **ज्ञात्वादेवं सर्व पाशापहानिः ।** ઇશ્વરના સ્વરૂપનું જ્ઞાન થતા જીવ સર્વ પ્રકારનાં બંધનમાંથી મુક્ત થાય છે.



# પ્રકરણ ૧૭ મું.

## રાજ્યોની શાન્તિ.

'અપાર સંપત્તિ કે અખુટ શાસ્ત્રસંગ્રહ એ વડે કોઇ પણ રાજ્ય નિર્ભય થતું નથી, પણ બીજાં રાજ્યો સાથે સ્નેહ ભાવ રાખવાથી થાય છે.'

સેલસ્ટ.

લબક કહે છે યુરોપનાં રાજ્યોની વર્તમાન સ્થિતિ સર્વને ભયપ્રદ અને નીચું જોવડાવે તેવી છે. જંગલી લોકો પોતાના માંહોમાંહ્યના ટંટાનો નિર્ણય શસ્ત્રની મદદ વડે કરે, એ કેટલેક અંશે ક્ષંતવ્ય ગણાય; પણ સુધરેલાં ગણાતાં રાજ્યો પણ એજ માર્ગ ગ્રહણ કરે એ નીતિની દષ્ટિથી જોતાં તેમજ વ્યવહારિક દષ્ટિથી જોતાં અનુચિત છે. આજકાલ યુરોપનાં રાજ્યોના માત્ર શાન્તિના સમયની લશ્કરી સંખ્યા ચાલીસ લાખ માણસની છે, અને લડાઇના વખતના લશ્કરની સંખ્યા એક કરોડ કરતાં પણ વધારે માણસોની છે; અને હાલમાં જે વધારો થવા લાગ્યો છે, તેનો પુરેપુરો અમલ થશે ત્યારે એ સંખ્યા વધીને બે કરોડ જેટલી થશે. આવડાં મોટાં લશ્કર નભાવવા પાછળ જે ખર્ચ થાય છે, તેનો કાગળ ઉપર પ્રસિદ્ધ કરવામાં આવતો વાર્ષિક આંકડો પચીસ કરોડ પૌંડ જેટલો મોટો છે, પણ યુરોપખંડનાં કેટલાંક રાજ્યોમાં ફરજીયાત લશ્કરી નોકરીમાં દાખલ કરવાનો વહિવટ છે, તેથી વાસ્તવિક ખર્ચ તે કરતાં પણ ઘણું ભારે છે. વળી એ ચાલીસ લાખ માણસોને જો ઉપયોગી ધંધામાં કામે લગાડયા હોય, અને દરેક માસની વાર્ષિક પેદાશ ફક્ત ૫૦ પૌંડ જેટલી અટકળવામાં આવે તો ઉપરના ખર્ચના આંકડામાં આપણે ૨૦ કરોડ પૌંડ ઉમેરવા જોઇએ, એટલે યુરોપખંડમાં ખુશ્કીના અને દરિયાના લશ્કર પાછળ એકંદર રીતે ૪૫ કરોડ પૌંડ ખર્ચવામાં આવે છે એમ ગણવું જોઇએ.

દરેક દેશ બીજા દેશની સરખામણીમાં કેટલું લશ્કર રાખે છે અને તેની પાછળ કેટલો ખર્ચ કરેછે, એ ચોકસપણે કહી શકાય એમ નથી. કેમકે દેશની હિસાબ રાખવાની રીત જુદી જુદી હોય છે, અને સૈનિકોના પગારદાર અને વગર પગારદાર એવા વર્ગ પાડેલા હોય છે. છતાં આપણા હાલના કામ પુરતા અંદાજ આંકડા નીચે જણાવ્યા મુજબના છે.

| દેશનું નામ. | સૈનિકોની સંખ્યા. | વાર્ષિક ખર્ચ. પૌંડમાં. |
|---|---|---|
| સંયુક્ત રાજ્ય ( ઈંગ્લાંડ ) | ૪૨૦૦૦૦ | ૬૫૦૦૦૦૦૦ |
| રૂસિયા | ૧૧૫૦૦૦૦ | ૪૬૫૦૦૦૦૦ |
| જર્મની | ૬૬૧૦૦૦ | ૪૩૮૦૦૦૦૦ |
| ફ્રાન્સ | ૬૨૦૦૦૦ | ૪૧૦૦૦૦૦૦ |
| આસ્ટ્રિયા હંગરી | ૩૮૪૦૦૦ | ૧૯૪૦૦૦૦૦ |
| ઇટાલી | ૩૦૬૦૦૦ | ૧૭૦૦૦૦૦૦ |
| સ્પેન | ૧૦૦૦૦૦ | ૬૭૦૦૦૦૦ |
| સ્વિડન નાર્વે | ૧૭૩૦૦૦ | ૫૫૦૦૦૦૦ |
| તુર્કસ્તાન | ૩૧૦૦૦૦ | ૪૮૦૦૦૦૦ |
| હોલાંડ | ૩૫ ૦ | ૩૬૫૦૦૦૦ |
| બેલ્જિયમ | ૫૦૦૦૦ | ૨૫૦૦૦૦૦ |
| પોર્ટુગાલ | ૩૪૦૦૦ | ૨૬૦૦૦૦૦ |
| સ્વિટ્ઝર્લાંડ | ૧૪૮૦૦૦ | ૧૩૦૦૦૦૦ |
| ગ્રીસ | ૨૩૦૦૦ | ૧૨૦૦૦૦૦ |
| ડેન્માર્ક | ૧૪૦૦૦ | ૧૨૦૦૦૦૦ |
| બલ્ગેરિયા | ૪૩૦૦૦ | ૧૦૦૦૦૦૦ |
| યુનાઇટેડ સ્ટેટસ ( અમેરિકા ) | ૧૦૭૦૦૦ | ૪૦૦૦૦૦૦૦ |

આટલો ખર્ચ જાણે ઓછો પડતો હોય, અને આટલા માણસોનાં જીવન નકામાં થાય છે, તેથી જાણે સંતોષ ન થતો હોય, તેમ હજી પણ આ રાજ્યોની લોભ બુદ્ધિ તૃપ્ત થતી નથી, અને લશ્કરમાં તથા આરમારમાં વધારો કરવાની ધુમ ચાલુજ છે. હાલની લશ્કર અને આરમાર વધવાની યોજનાઓ જોઇને ગમે એવા દૃઢ મનના પુરૂષનું હૃદય પણ કંપી ઉઠયા વગર રહેતું નથી. એ દોડા દોડને લીધેજ કોઇ દિવસ મોટો વિગ્રહ સળગી ઉઠવાની ધાસ્તી છે; અને કદાચ તેમ નહિ બને તોપણ એટલું તો નક્કી છે કે આખરે બધાં રાજ્યો ખુવાર થયા વગર રહેવાનાં નથી. પ્રત્યેક રાજ્ય નવો પ્રદેશ જીતવાના લોભથી કે બીજા રાજ્યની બરાબરી કરવાની ઇચ્છાથી પોતાના લશ્કરમાં વધારો કરતું રહે છે, અને તેનું જોઇને બીજું રાજ્ય પણ એવીજ રાજનીતિ ગ્રહણ કરે છે. આ હરીફાઇનો કોઇ દિવસ અંત એ સંભવિત નથી. આથી કરીને યુરોપનાં મોટાં રાજ્યો દર સાલ દેવામાં વધારે અને વધારે ડુબતાં જાય છે. છેલ્લાં ત્રીસ વરસમાં ઇટાલીનું દેવું * ૪૮,૩૦,૦૯૦૦૦ પૌંડ ઉપરથી વધીને ૫૧,૬૦,૦૦૦,૦૦, પૌંડ જેટલું થયું છે; આસ્ટ્રિયાનું ૩૪,૦૦૦૦૦૦૦ પૌંડ ઉપરથી વધીને ૫૮,૦૦,૦૦૦૦૦ પૌંડ થયું છે; રૂશિયાનું ૩૪,૦૦,૦૦૦,૦૦ પૌંડ ઉપરથી વધીને ૭૫,૦૦,૦૦૦,૦૦ પૌંડ થયું છે; ફ્રાન્સનું ૫૦,૦૦,૦૦૦૦૦ પૌંડ ઉપરથી વધીને ૧,૩૦,૦૦,૦૦૦૦૦ પૌંડ થયું છે; અને આખી દુનિયાનું દેવું ૧૮૭૦ ની સાલમાં ૪,૦૦,૦૦,૦૦૦,૦૦ પૌંડ હતું તે હાલ ૬,૦૦,૦૦,૦૦૦૦૦ પૌંડ જેટલું થયું છે, અને હજુ તેમાં વધારો થયો જાય છે !

એક જાપાની મુત્સદીએ કહ્યું છે કે 'જ્યાં સુધી અમારા લોકો યુરોપમાં ફક્ત કળા કૌશલ્યના નમુનાની ચીજો મોકલતા હતા, ત્યાં સુધી યુરોપના લોકો અમને અર્ધા જંગલી ગણતા હતા; પણ જ્યારથી અમે હજારો રૂશિયનોનો કચ્ચરઘાણ વાળ્યો છે, ત્યારથી યુરોપનાં રાજ્યોએ અમને સુધ-

* તુર્કસ્તાનની સાથે ત્રિપોલીમાં જે વિગ્રહ ચાલે છે, તેને લીધે એમાં મોટો વધારો થયો છે.

દેવાં રાજ્યની પંક્તિમાં મુક્યા છે ! યંગ કવિએ કહ્યું છે કે એક મનુષ્યનો પ્રાણ લેનારને ખુની ઠરાવી ફાંસીને લાકડે લટકાવવામાં આવે છે, પણ રણસંગ્રામમાં હજારોનો જાન લેનાર સૈનિક વીર પુરૂષ તરીકે પૂજાય છે' અર્થાત્ નાનું દુષ્કૃત્ય નિંદ્ય અને નિષિદ્ધ ગણાય છે; પણ મોટું દુષ્કૃત્ય પ્રશંસનીય ગણાય છે ! એક વિગ્રહમાં એક ખ્રિસ્તી ધર્માધ્યક્ષ લડાઇ શરૂ થતી વખતે મોખરે આખરે આવીને ઉભો, અને પહેલો ગોળી બહાર થતાંની સાથે તેણે પ્રાર્થના કરી કે ' ઓ પ્રભુ, આ ખુનરેજીનો ભોગ થઈ પડનારાઓના આત્માને શાન્તિ આપજે ! ક્રિશ્ચિયન તરીકે પોતાને બીજા ધર્મવાળાઓ કરતાં વધારે ઉદાત્ત ગણાવવાની સેખી કરનારા સુધરેલા દેશનો ધર્મગુરૂ લડાઇને મોખરે આવી ખુનરેજીના કામને સંમતિ આપે, અને ઇશ્વરની સહાય્ય માગવા માટે દેવળોમાં બંદગી કરવામાં આવે, એથી વધારે અધોગતિ કેવી હોય !

લડાઇનો બચાવ કરનારો પક્ષ એમ કહે છે કે આત્મરક્ષણનો પ્રશ્ન સૌથી વિશેષ મહત્ત્વનો ગણાવો જોઇએ, માટે દેશના તથા દેશનાં હિતના રક્ષણને માટે લડાઇમાં ઉતરવુ પડે તો તે વખતે બીજા વિચારો તરફ દુર્લક્ષ કરવું ઘટે છે. પણ તેની સાથે એ પણ લક્ષમાં રાખવા જેવું છે કે દરેક દેશનું મોટામાં મોટું હિત શાન્તિમાં રહેલું છે. લશ્કરી ઠાઠ માઠ, પ્રોત્સાહક વાજીંત્ર અને રણવાદ્ય, સિપાઇઓના એક ઘાટના ફક્કડ અને અક્કડ પોષાક, તથા શમશેરોનો અને સંગીનોનો ચમકાટ, એટલામાંજ લડાઇની વ્યાખ્યાની સમાપ્તિ થતી નથી. લડાઇના વિચારને અનુમોદન આપતી વખતે ફક્ત ઉપરની મોહક બાબતોથી અંજાઈ નહિ જતાં તેને લીધે કેટલાં મનુષ્ય પ્રાણીનો ઘાણ વળી જવાનો છે, એનો પહેલો વિચાર કરવો જોઇએ. લડાઇનાં વર્ણન વાંચીને જેને કમકમાટ ન છૂટે એવો પાષાણ હૃદયી પુરૂષ કોઇ હશે ખરો ?

વળી શાન્ત ચિત્તે વિચાર કરીશું તો લડાઇમાં જીત મળે એ પણ એકંદર રીતે હાર સમાનજ છે. યુદ્ધમાં બન્ને પક્ષની ખુવારી થાય છે, સવાલ માત્ર એટલોજ રહે છે કે કયા પક્ષની ખુવારી વધારે થઇ છે ? વિજયી પક્ષ માત્ર

માથું ઉંચું રાખીને ફરી શકે છે એટલો જ તેને વિશેષ લાભ થાય છે. વેલિંગટનનો ડ્યુક કહેતો, કે 'લડાઇ જીતવી એના જેવી ખેદકારક બીના બીજી એકે નથી. માત્ર લડાઇમાં હાર થાય, એજ તેના કરતાં વધારે ખેદકારક બીના છે.' યુદ્ધના જેટલો અનર્થ બીજા કશાથી થતો નથી. જે સ્થળે લડાઇનો જંગ મચ્યો હોય છે, તે જગ્યા ગમે એટલી ફળદ્રુપ હોય છે, તો પણ બીજી સાલ તે કાંટાનું વન થઇને રહે છે, અને ત્યાં બીલકુલ પાક ઉતરતો નથી. આથી કરીને લડાઇની પાછળ દુકાળ લાગેલોજ હોય છે. યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થતાં યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણ ભગવાનને કહે છેઃ—

पराजयश्च मरणान्मन्ये नैव विशिष्यते ।
यस्य स्याद्विजयः कृष्ण । तस्याप्यपचयो ध्रुवम् ॥१॥
जयो वैरंप्रसृजति । दुःखमास्ते पराजितः ॥
सुखं प्रशान्तः स्वपिति । हित्वा जय पराजयौ ॥२॥

**ભાવાર્થ**:—હે ભગવાન, પરાજય એ મરણ તુલ્યજ છે અને વિજયમાં પણ પુષ્કળ હાનિ રહેલી છે. જય મળવાથી વેર વધે છે, અને પરાજયમાં દુઃખ રહેલું છે. પણ જે જય અને પરાજયની વાત છોડી દઇને શાન્તિનું સેવન કરે છે, તે નિરાંતે ઉંઘે છે.

આજ વિચારશ્રેણી આખા રાજ્યને પણ લાગુ પડે છે. વિકટર કઝિન કહે છે કે યુદ્ધ એ સુધારણાનું ભયાનક પણ આવશ્યક શસ્ત્ર છે. આ વચન વાસ્તવિક નથી. ઉલટું આપણે એમ કહેવું જોઇએ કે યુદ્ધ એ સુધારણાના માર્ગમાં અંતરાયરૂપ છે. સુખ શાન્તિના સમયમાં દુનિયા સુધારણાની બાબતમાં જેટલી આગળ વધતી હોય છે, તેટલી તે વિગ્રહના વખતમાં પાછી હઠે છે.

જીત એ વેશધારી હાર છે. મિલ્ટન કવિએ યથાર્થ કહ્યું છે કે બળાત્કાર કે બળની મદદ વડે કરેલો પરાભવ તે અર્ધો પરાભવ છે. પ્રસિદ્ધ જર્મન લેખક શિલરે પણ કહ્યું છે કે શત્રુનો પરાભવ કરી તેને નમાવીશું

તો તે કોઇ દિવસ પણ ફરીથી પોતાની ડોક ઉંચી કરશે, પણ જો તેની સાથે સંધી કરીશું, અને તેના મનનું સમાધાન કરીશું, તો તેના તરફની ધાસ્તી હમેશને માટે નાબુદ થશે. "વળી વારા ફેરા બધાના આવે છે." 'ફરતા ફરતી છે છાયડી, અહંકાર નવ આણીએ,' હમેશાં કંઇ એકજ પક્ષની જીત થતી નથી. આજ જેની જીત થઇ હોય છે, તે બીજી વખત હારે છે; અને સામાની પાસેથી લઇ લીધેલું બધું ગુમાવે છે એટલુંજ નહિ, પણ પોતાનું પણ ખોઇ બેસે છે. અર્જુન જેવો સમર્થ અને પરાક્રમી વીર પુરૂષ કાબાને હાથે લુંટાયો હતો. મોટા મોટા ચક્રવર્તી રાજાઓનું પણ જડમૂળ ગયું છે, એની ઇતિહાસ સાખ પુરે છે દુનિયા ઉપર કેટલીએની ઉથલપાથલ થઇ ગઇ છે! જાહોજલાલીની ટોચે પહોંચેલાં રાજ્યો કયાં અને કેવી રીતે ઉપડી ગયાં તેનો પત્તો પણ લાગતો નથી.

વળી મનુષ્ય જીવનને અંગે રહેલ દુઃખ અને સંકટ શું ઓછાં છે કે આપણે યુદ્ધ મારફતે નવાં સંકટ જાણી બુજીને ઉત્પન્ન કરવાં? દુનિયા ઉપર નિર્ધન અને કંગાલ માણસોનો તો ટોટોજ નથી; વરસાદની ખામી અને બીજાં કારણોને લીધે પાક કમી ઉતરવાના એતો આપણે માની લેવાનુજ છે; નવા નવા રોગોના સપાટામાં સપડાઇને, ખાણોમાં ડટાઇને, તથા આગબોટોનું ડૂબી જવું વગેરે અનેક પ્રકારની હોનારતોમાં હજારો માણસોના જાનની ખુવારી થયાંજ જાય છે; વળી નવી નવી શોધો થવાને લીધે, વેપારની અસ્થિરતા અને ભાવમાં વધ ઘટ થવાને લીધે, તેમજ ફેશનની ધિશિયારીને લીધે પણ, હજારો માણસો ખુવાર થતા જ જાય છે. એ પ્રમાણે દુનિયા ઉપર જયાં ત્યાં સંકટ, સંકટ, ને સંકટજ નજરે પડે છે; તેમાં વળી જાણી બુજીને વધારો કરવો એના જેવી મૂર્ખાઇ બીજી કઇ હોય! જુબર્ટ કહે છે "લોકોને જાણે સંકટ વહાલાં લાગતાં હોય એવો પ્રકાર સંસારમાં નજરે પડે છે; અને તેથી જો તેમની અછત હોય, તો લોકો પોતાની મેળે બીજાં ઉત્પન્ન કરે છે!"

લખક કહે છે કે સદ્‌ભાગ્યે યુરોપના મુત્સદી વર્ગના વિચારોમાં થોડી

મુદતથી ફેરફાર થવા લાગ્યો હોય, એવાં ચિન્હ દૃષ્ટિએ પડે છે. જુદા જુદા દેશો વચ્ચેનો સંબંધ વધારે એખલાસ ભરેલો થાય, એવી કોશિશ ચોમેરથી થવા લાગી છે. માત્ર દયાની લાગણીથી પ્રેરાઇને જુની રાજનીતિમાં ફેરફાર કરવા જેવો છે એમ પણ નથી. પ્રજા ઉપર કરજનો બોજો એટલો બધો વધી પડયો છે કે વધારે બોજો લાધ લાધ કરવાથી આખરે કમર ભાગી ગયા વિના રહેવાની નથી; આ પ્રમાણે અત્યાર સુધી અખ્તયાર કરવામાં આવેલી રાજનીતિને વહેલી મોડી છોડી દીધા સિવાય છુટકો નથી, માટે તેને જેમ બને તેમ વહેલી છોડી દેવામાંજ લાભ છે.

વળી ખરી રીતે જોતાં એક રાજ્યનું હિત બીજા રાજ્યના હિતથી વિરૂદ્ધ નથી. આજ કાલ તમામ મોટાં રાજ્યો વેપાર વગેરેના સંબંધથી એક બીજાની સાથે એવા ગાઢ સંબંધથી ગુંથાયલાં છે કે એકનો લાભ તે બીજાનો લાભ અને એકની હાનિ તે બીજાની હાનિ છે.

યુરોપખંડની મુડી દુનિયા ઉપરના તમામ દેશોમાં રોકાયલી છે. ખાસ કરીને ઇંગ્લાંડના વેપારીઓએ તમામ દેશોમાં પગપેસારો કરેલો છે. ઇંગ્લાંડના વેપારીઓએ દુનિયા ઉપરના એકે એક દેશમાં રેલવેઓ બાંધી છે, તથા કારખાનાં ઉઘાડયાં છે. તેથી તે તે દેશના વેપાર રોજગારને જેટલો ધક્કો પહોંચે, તેનો પડઘો ઇંગ્લાંડમાં પડયા વગર રહેતો નથી, સાન્ફ્રાન્સિસ્કોમાં અગ્નિ પ્રલય થયો, તેને લીધે ઇંગ્લાંડની આગનો વીમો ઉતારનારી કંપનીઓને ૧,૪૦,૦૦૦૦૦ પૌંડનું નુકસાન થયું હતું! મતલબ કે હાલના સમયમાં 'પરરાજ્ય' કોને કહેવું એ એક મોટો ગુંચવણ ભરેલો પ્રશ્ન થઇ પડે છે.

લખક કહે છે કે બીજા દેશોની સમૃદ્ધિમાં આપણું કેટલું બધું હિત રહેલું છે તે ઇંગ્લાંડના લોકો સ્પષ્ટ રીતે સમજતા હોય એમ લાગતું નથી. 'બીજા દેશના લોકોની આર્થિક સ્થિતિ સાથે પોતાને જરાપણ લેવા દેવા ન હોય, એમ લોકો સમજે છે. પણ ખરી રીતે જોતાં તેમની સ્થિતિ સારી હોય તેમાં આપણને ઘણો લાભ છે. પ્રથમ તો એ લોકો પૈસે ટકે સુખી હશે તો આપણો માલ વધારે ખરીદશે, અને તેથી આપણા વેપારીઓને

લાભ થશે. તેમજ બીજા દેશોમાં પાક સારો ઉતર્યો હશે તો આપણા દેશમાં અનાજ સસ્તું મળશે. આસ્ટ્રેલિયામાં સારો વરસાદ પડે તો, ઉનનાં કપડાં સસ્તાં મળે."

ક્રિમિયાના વિગ્રહમાં ઇંગ્રેજી બારકસોએ રૂશિયાનો પુષ્કળ માલ બાળી નાખ્યો. આ માલ રૂશિયામાં બન્યો હતો. માટે રૂશિયાનો મનાયો. પણ ખરી રીતે તે અંગ્રેજ વેપારીઓની માલકીનો હતો, અને ઘણા માલનો ઇંગ્લાંડની વીમા કંપનીઓએ વીમો ઉતારેલો હતો. આ પ્રમાણે ઇંગ્લાંડના કૃત્યથી ઇંગ્લાંડનેજ નુકસાન થયું. તેવીજ રીતે અલાબામાની ચઢાઇનો દાખલો લો. અંગ્રેજોએ ત્યાં લુંટ ચલાવીને ઘણો બગાડ કર્યો. તેને લીધે અમેરિકાના વાવટા નીચે પસાર થતાં વહાણોમાં લઇ જવામાં આવતા માલને નુકસાન કરવા બદલ અમેરિકાને ૩૦ લાખ પૌંડ બદલા તરીકે આપવા પડયા. હવે બન્યું એવું કે આ વહાણોમાંના ઘણા ખરા માલનો ઇંગ્લાંડની વીમા કંપનીઓમાં વીમો ઉતારવામાં આવેલો હતો. તેથી ખરી રીતે જોતાં ઇંગ્લાંડની વીમા કંપનીઓને નુકસાન થયું, અને આ નુકસાનીનો બદલો અમેરિકાને મળ્યો !

લોર્ડ ડર્બીએ એક વખત એક ભાષણમાં કહ્યું હતું કે ઇંગ્લાડનું મોટામાં મોટું હિત સલાહશાન્તિમાં રહેલું છે. આ વચન સર્વાંશે સત્ય છે. લેખક કહે છે. ઇંગ્લાંડ બીજા દેશો સાથે સંપસંપીને ચાલે એટલુંજ નહિ, પણ બીજા દેશો પણ એક બીજાની સાથે સંપસંપીને ચાલે અને ટંટાબખેડાથી મુક્ત રહે, એમાંજ ઇંગ્લાંડનું મોટામાં મોટું હિત રહેલું છે. ઇંગ્લાંડ એકલાનુંજ નહિ, પણ પ્રત્યેક દેશનું હિત શાન્તિમાંજ રહેલું છે.

પણ વસ્તુસ્થિતિ જુદાજ પ્રકારની છે. પારિસ ખાતે ઇંગ્લાંડનો એલચી રહે છે, તેણે એક ભાષણમાં કહ્યું હતું, તેમ યુરોપનાં રાજ્યોને એક બીજાને સળી કરવાની ટેવ પડી ગઇ છે. એક પણ રાજ્ય બીજાને નુકસાન કરવાનો કે બીજાની મુસ્કેલીનો લાભ લેવાનો, દાવ ચુકતું નથી. આવા વર્તનનું પરિણામ કેવું આવે એ સ્પષ્ટ છે. છતાં બધા દેશો વચ્ચે સારો એખલાસ

ઉત્પન્ન કરવાનું કામ તદન અશક્ય નથી. દ્રષ્ટાંત તરીકે, ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે થોડાં વર્ષ ઉપર પાકો વિરોધ ચાલતો હતો; અને મુખ્યત્વે કરીને વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતાં લખાણોને લીધે બન્ને દેશો વચ્ચેની લાગણી અત્યંત કડવાશ ભરેલી થઇ પડી હતી. પણ સદ્ભાગ્યે શાણા પુરૂષોએ વચ્ચે પડી બન્ને દેશો વચ્ચે ચાલતી ગેર સમજુતી દૂર કરી છે, તેથી બન્ને વચ્ચે કાયમની દોસ્તી બંધાય એવો સંભવ જણાય છે. ઇંગ્લાંડ અને જર્મની વચ્ચેનો સંબંધ પણ જોઇએ તેવો નહોતો. કેટલાંક કારણોને લીધે એ બે દેશો વચ્ચે લાંબી મુદતથી ઘસાતું ચાલતું હતું. એક બીજાના વર્તન માટે બન્નેના મનમાં અવિશ્વાસની લાગણી પેદા થઈ હતી. પણ ઉભી થવા પામેલી ગેર સમજુતીઓ થોડે ઘણે અંશ દૂર થવા પામી છે. વળી બન્ને દેશોના મુત્સદી વર્ગની ખાત્રી થઈ છે કે એની વચ્ચે જો લડાઇ જાગી તો તેનું છેવટનું પરિણામ ગમે તે આવે, છતાં બન્નેની ખરાબી થયા વગર રહેવાની નહિ. માટે લડાઇનાં વાદળ વિખેરી નાખવામાંજ બન્નેનો સ્વાર્થ રહેલો છે. આથી કરીને એ બે દેશો વચ્ચે પણ દોસ્તી બંધાય એવાં ચિન્હ જણાવા લાગ્યાં છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી લસ્કરમાં ઘટાડો કરવા માટે હાલનો સમય ઘણો અનુકૂળ છે. નૌકા સૈન્યનો દાખલો લો. લોર્ડ એવર્સ્લીએ ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મનીના કાફલાનું સામર્થ્ય બતાવનારા નિચેના આંકડા પ્રસિદ્ધ કર્યા છે. આ આંકડા બારકસોમાં કેટલા ટનનું વજન ભરી શકાય એ બતાવે છે.

| જાત. | ઇંગ્લાંડ. | ફ્રાન્સ. | જર્મની. |
|---|---|---|---|
| લડાયક બારકસ | ૭૬૯૯૦૦ | ૨૪૯૫૦૦ | ૨૩૦૦૦૦ |
| સશસ્ત્ર ક્રુઝરો | ૨૮૦૬૦૦ | ૧૪૮૧૦૦ | ૫૫૭૦૦ |
| | ૧૦૫૦૫૦૦ | ૩૯૭૬૦૦ | ૨૮૫૭૦૦ |

આ કાફલામાં વધારો કરવાની શરૂઆત થઇ ચુકેલી છે, અને જ્યારે પુરે પુરો વધારો થઇ રહેશે, ત્યારે ત્રણે દેશોના સામર્થ્યનું પ્રમાણ નિચે મુજબનું થશે.

| જાત. | ઇંગ્લાંડ | ફ્રાન્સ | જર્મની |
|---|---|---|---|
| રક્ષક બારકસ | ૧૧૧૯૦૦૦ | ૩૮૪૦૦૦ | ૫૨૩૦૦૦ |
| સશસ્ત્ર ક્રુઝરો | ૮૦૯૦૦૦ | ૩૯૫૦૦૦ | ૨૨૧૦૦૦ |
| | ૧૯૨૮૦૦૦ | ૭૭૯૦૦૦ | ૭૪૪૦૦૦ |

આ ઉપરથી સમજાશે કે કાફલામાં વધારો કરવા પાછળ મોટો ખર્ચ કરવામાં આવશે, છતાં પરસ્પરના સામર્થ્યનું પ્રમાણ તો લગભગ એનું એજ રહેશે. આમાં શું શાણપણ છે ? તેને બદલે ત્રણે રાજ્યો સંપીને પ્રત્યેકના કાફલાની છેવટની હદ નક્કી કરી રાખે, એ શું ડહાપણ ભરેલું નથી ?

અલબત કોઇ પોતાના હક ગુમાવવા તત્પર હોતું નથી, તેથી બીજાને તેમ કરવા કહેવું એ મૂર્ખાઇ ભરેલું છે, તેમ કહે માટે કોઇ માને પણ નહિ માટે એટલીજ સૂચના યોગ્ય ગણાય કે બે રાજ્યો વચ્ચે જો કોઈ ગુચવણ ભરેલો પ્રશ્ન ઉપસ્થિત થાય તો તેનું નિરાકરણ કરવા માટે એકદમ લડાઈમાં નહિ ઝંપલાવતાં નિખાલસ મનથી વર્તી સમાધાનીથી નિવેડો લાવવાની કોશીશ કરી જોવી, છતાં જો તે અશક્ય લાગે, તો બીજાં રાજ્યોને પંચ નીમી લવાદીથી નિકાલ લાવવો. ટુંકામાં યુરોપનાં રાજ્યોએ એક બીજાની સાથે લુંટારા કે ચાંચીયાની માફક નહિ વર્તતાં સ્નેહીઓ અને સારા પાડોશીઓની માફક વર્તવું જોઇએ. બધાં રાજ્યો જો આવા ભાવથી વર્તે તો લશ્કરમાં સહેલાઇથી મોટો ઘટાડો કરી શકાય.

કેટલાકનો અભિપ્રાય એવો છે કે જો તમારી પાસે યુદ્ધની સામગ્રી તૈયાર હશે, તોજ તમે સુલેહ જાળવી શકશો. તમારામાં તમારા હકનું રક્ષણ કરવાનું સામર્થ્ય છે એવી જો સામાની ખાત્રી થશે, તોજ તે તમને હેરાન કરવાનો વિચાર નહિ કરે. પણ જો તે તમને પોચા દેખશે તો તે તમને સતાવ્યા કરશે, અને તેથી આખરે તમારે લડાઇમાં ઝંપલાવું પડશે. એકાદ છુટક રાજ્ય પરત્વે આ સિદ્ધાંત ખરો લાગે એમ છે ખરૂં, પણ યુરોપનાં તમામ રાજ્યો એકત્ર થઇને જો ઠરાવ કરે, તો યુદ્ધની તૈયારી કરી રાખ્યા વગર પણ સુલેહ જાળવી

શકાય એમ છે, કેમકે એ ઠરાવની વિરૂદ્ધ વર્તનારૂં રાજ્ય બાકીનાં બધાં રાજ્યોનું અપરાધી ગણાય, અને બધાં રાજ્યોની સામે થવાનું કોઇને પાલવે નહિ,—એ સ્પષ્ટ છે. બાકી યુરોપનાં બધાં રાજ્યો બદ્ધ કરી લડાઇને માટે સજ્જ રહે એ યુદ્ધને નોતરૂં દીધા સમાન છે.

શાન્તિમાં કેટલું સુખ છે અને વેરમાં કેટલું નુકશાન છે એ આટલાંટિક મહાસાગરના એ કિનારા તરફ નજર પહોંચાડવાથી સમજાશે. આ મહાસાગરનો એક કાંઠા પર અમેરિકાનાં સંયુક્ત રાજ્ય ( યુનાઇટેડસ્ટેટ્સ ) આવેલાં છે અને બીજા કાંઠાપર યુરોપખંડનાં વિભક્ત રાજ્ય આવેલાં છે. યુનાઇટેડ સ્ટેટસની વસ્તી ૮ કરોડ મનુષ્યોની છે, અને યુરોપખંડની વસ્તી ૩૫ કરોડ મનુષ્યોની છે. યુનાઇટેડસ્ટેટસનું લશ્કર ૧૦૭૦૦૦ માણસોનું છે અને તેનું વાર્ષિક ખર્ચ ૪ કરોડ પૌંડનું છે; યુરોપ ખંડનું લશ્કર ૪૦ લાખ માણસનું છે અને તેનું વાર્ષિક ખર્ચ ૨૫ કરોડ પૌંડનું છે. અર્થાત્ યુરોપ ખંડની વસ્તી યુનાઇટેડસ્ટેટ્સ કરતાં ચાર ગણી હોવા છતાં ત્યાંનું લશ્કર યુનાઇટેડસ્ટેટસના લશ્કર કરતાં ચાળીસગણું છે. આનું કારણ એક બીજા ઉપર અવિશ્વાસ અને વેરભાવ એજ છે. યુરોપનાં રાજ્યોમાં પરસ્પર દ્વેષભાવ, ઇર્ષ્યા, અવિશ્વાસ, અને અહિતબુદ્ધિ હોવાથી તેમને નિરંતર લડાઇને માટે સજ્જ રહેવું પડે છે. પોતાના દેશની કીર્ત્તિ ઝાંખી નહિ થવા દેવી અને તેનું ગૌરવ જાળવવું એ એક સદ્ગુણ છે, પરંતુ સર્વેની સાથે સમભાવ રાખવો એ તેના કરતાં પણ મોટો સદ્ગુણ છે. બીજાં રાજ્યો તરફ વેરભાવ રાખવો, એનું નામ સ્વદેશ પ્રીતિ નથી.

અમેરિકાના લોકો ઉપર કરનો બોજો ઓછો હોવાથી વેપારમાં રોકવા માટે તેમની પાસે વધારે મુડી રહી શકે છે. અને તેટલા પ્રમાણમાં યુરોપ ખંડના લોકોના ઉપર તેઓ સરસાઇ ભોગવી શકે છે. માટે યુરોપ ખંડના લોકોએ અત્યારથીજ ચેતીને ચાલવાનું છે; નહિતો દુનિયાનો બધો વેપાર અમેરિકાના વેપારીઓના હાથમાં થઇ પડે એ અસંભવિત નથી. વળી યુરોપ ખંડને માથે બીજી એક ધાસ્તી રહેલી છે. યુરોપખંડમાં પડતર જમીન

બીલકુલ નથી. ત્યાંનો કોયલાનો જથ્થો ખુટી પડે એવો સંભવ હજી સુધી જણાતો નથી, પણ તે અખુટ તો નથીજ, અને દિવસે દિવસે તેને માટે ખાણોમાં ઉંડા ઉતરવું પડે છે, તેથી ખર્ચમાં વધારો થતો જાય છે. જસત તો ખુટીજ ગયું છે, તાંબાની એજ દશા થવા આવી છે, અને લોઢું પણ અખુટ તો નથીજ. આથી કરીને ભવિષ્યનો વિચાર કરીને અમેરિકાની સાથેની સ્પર્દ્ધામાં ટકી શકાય, એવા ઉપાય અત્યારથીજ લેવા ઘટે છે. તેને બદલે બધાં રાજ્યો પોત પોતાના લશ્કરી ખર્ચમાં વધારો કરી લોકોને કરના બોજા નીચે કચરી નાખે છે, અને તેમ કરી સ્પર્દ્ધામાં ટકી રહેવા માટે જે સામર્થ્ય ની જરૂર છે તેમાં ઘટાડો કરે છે. વધારામાં, લોકો પોતાની સ્થિતિ અસંતુષ્ટ છે, સમાજ તાન્ત્રિકો ( Socialists ) નો પક્ષ સબળ થતો જાય છે; સત્તા વિરોધી પક્ષ ( Anarchists ) ઉભો થવા લાગ્યો છે; અને હડતાળોનો પવન વધારે જોરમાં વાવા લાગ્યો છે, એ બધા ઉપરથી અધિકારી મંડળે સમજી જવાનુ છે કે મજુર વર્ગની સ્થિતિ દિવસે દિવસે અસહ્ય થતી જાય છે; માટે જો એ ધુંધવાટ શાન્ત પાડવો હોય, તો એવા ઉપાય યોજવા જોઇએ કે જેથી મજુરોને મહેનતાણું વધારે મળે, તેમના કામ કરવાના વખતમાં ઘટાડો થાય, અને જીવનનિર્વાહની ચીજો વધારે સોંઘી મળે. લશ્કરી ખર્ચમાં જો ઘટાડો કરવામાં આવે, તો આ ઉદ્દેશ સહેલાઇથી સિદ્ધ કરી શકાય એમ છે.

એ ખર્ચને લીધે વેપાર રોજગાર ઉપર જે પ્રત્યક્ષ અસર થાય છે, તે ઉપરાંત જે પરોક્ષ અસર થાય છે તે પણ લક્ષમાં લેવા જેવી છે. નિર્ધન અને સત્તા વિરોધી લોકોના તરફની ધાસ્તીને લીધે, વેપારી લોકોનું ચિત્ત ધંધા ઉપર બરાબર ચોંટતું નથી, અને વધારામાં જે દેશમાં કરનો બોજો ઓછો હોય છે, ત્યાંના વેપારીઓ વધારે નફો કરી શકે છે, તેથી સેંકડો વેપારીઓ યુરોપખંડ છોડી સંસ્થાનો તરફ જવા લાગ્યા છે. કારણકે સંસ્થાનોમાં કરનો બોજો ઓછો હોય છે, અને મજુર વર્ગ તરફનો કે સત્તા વિરોધી વર્ગ તરફનો ત્રાસ હોતો નથી. આ પ્રમાણે યુરોપનો મામલો ઘણો ચિંતાજનક થઇ પડેલો છે. જ્યાં સુધી લશ્કરી ખર્ચમાં ઘટાડો થઇ શકશે

નહિ, ત્યાં સુધી યુરોપખંડની સ્થિતિ જ્વાળામુખી પર્વતના શિખરપર હવા ખાવા ફરનારા મુસાફરના જેવી છે. ધુંધવાઇ રહેલા અગ્નિમાંથી ભભુકો નીકળતાં કેટલી વાર લાગશે એની કોઇને ખબર નથી ! મજુર વર્ગનો અસંતોષ દિવસે દિવસે વધતો જાય છે, અને તે જુદા જુદા સ્વરૂપમાં વ્યક્ત પણ થતો જાય છે, છતાં તેના તરફ આંખમીંચામણાં કરવાં એમાં કંઇ હાંસલ નથી. આ જમાનામાં નહિ તો બીજા જમાનામાં, પણ એ જ્વાળામુખી ફાટી નીકળ્યા વગર રહેવાનો નથી અને તે વખતે એવો જબરો ધડાકો થશે કે જે પ્રથમ કદી કોઇએ સાંભળ્યો નહિ હોય ! યુરોપના રાજ્ય કર્તાઓએ જો પોતાની ગાદી સલામત રાખવી હોય, અને યુરોપમાં શાન્તિ કાયમ રહે, એવી સર્વની ઇચ્છા હોય તો કુશળ રાજ્યદ્વારીઓએ એકઠા મળી જુદાં જુદાં રાજ્યો વચ્ચે એખલાસ વધે, અને ઉદ્યોગની વૃદ્ધિને અટકાવનારા કરના બોજામાં ઘટાડો થાય, એવા ઉપાય સત્વર શોધી કાઢવા જોઇએ.

વળી કેટલાંક રાજ્યો પોતાની જકાતી રાજનીતિ વડે બીજાં રાજ્યોને દુશ્મન બનાવે છે. કુદરતે જુદાં જુદાં રાજ્યો વચ્ચે સમુદ્ર, પર્વત વગેરેના જે અંતરાય નાખેલા છે, તે કરતાં માણસોએ જાતે ઉભા કરેલા જકાતી અને મહેસુલી અંતરાય વિશેષ હાનિકારક છે. ઈંગ્લાંડ, હોલાંડ અને સ્વિત્ઝર્લાંડ એ ત્રણ સિવાયનાં યુરોપખંડનાં બાકીનાં રાજ્યોએ પારકા માલ ઉપર જકાત નાખી પોતાની સામે કૃત્રિમ અંતરાય ઉભા કરેલા છે. અમેરિકાનાં રાજ્યોએ આપસ આપસમાં અનિયંત્રિત વ્યાપાર પદ્ધતિ અખ્તયાર કરી છે, પણ પરદેશી માલ સામે સંરક્ષક પદ્ધતિ સ્વીકારેલી છે. આવી રાજનીતિ કયા ધોરણે અંગીકાર કરવામાં આવેલી હોય છે તે સમજાતું નથી. મેસેચ્યુસેટસથી કાલિફોર્નિયા સુધી અબાધિત વ્યાપારનું ધોરણ અંગીકાર કર્યાથી જો ફાયદો થતો હોય તો એ હદ લંડન સુધી લંબાવવાથી શાથી ગેરફાયદો થતો હશે તે સમજાતું નથી. તેવીજ રીતે જર્મની અને ફ્રાન્સવાળા પણ પોતાના મુલકની સરહદ સુધીના વેપારને માટે સંપૂર્ણ છુટ આપે છે, અને તેનાથી ફાયદો માને છે તો પછી એ સરહદમાં લંડન આવી જાય છે, એવું માનવાથી ગેરફાયદો શી રીતે થઇ જતો હશે તે સમજાતું નથી.

પરદેશી માલ ઉપર જે જકાત નાખવામાં આવે છે તે મહેસુલના કારણે નાખવામાં આવતી નથી. કારણ કે જે દેશમાં વેપારના છુટાપણાનો નિયમ સ્વીકારવામાં આવેલો હોય છે, ત્યાં પણ રાહદારી દાણ લેવામાં બાધ ગણાતો નથી. મહેસુલના કારણે કસ્ટમ જકાત નાખવામાં આવે તેથી અનિયંત્રિત વ્યાપાર પદ્ધતિને બાધ નડતો નથી. પણ પરદેશી માલ ઉપર એટલી બધી ભારે જકાત નાખવી કે તેથી તે માલ પોતાના દેશમાં પેસીજ ન શકે, એ ડહાપણ ભરેલો માર્ગ હોય એમ જણાતું નથી. યુનાઇટેડ સ્ટેટ્સ જેવા મોટા વિસ્તારવાળા મુલકમાં વેપારના છુટાપણાનો નિયમ સ્વીકારવામાં આવવાથી લાભ થાય છે.* તો પછી યુરોપમાં તેટલા વિસ્તારમાં આવી જતાં રાજ્યોમાં અરસપરસ એવી રાજનીતિ સ્વીકારવાથી નુકસાન થવાનો સંભવ હોય તેમ જણાતું નથી. ઉલટું તેને લીધે એક બીજાની વચ્ચે વૈમનસ્ય રહે છે, અને સુધારાના માર્ગમાં અંતરાય ઉભા થાય છે.

યુરોપનાં બધાં રાજ્યો વચ્ચે સુલેહ કરાવવાનું કામ તદ્દન અશક્ય છે એમ પણ નથી. કૉન્ઝર્વેટીવ પક્ષ પ્રધાનપદ ઉપર હતો, તે વખતે તેમના અગ્રણી માર્કિવસ ઓફ સાલ્ઝબરીએ પોતાના એક ભાષણમાં નીચે મુજબના વિચાર પ્રસિદ્ધ કર્યા હતાઃ—"આપણી જે તરફ દૃષ્ટિ નાખીશું તે તરફ પ્રાણનાશક સામગ્રીની જમાવટ થતી નજરે પડે છે. સામર્થ્યનું કેંદ્રીકરણ ઝપાટાબંધ થતું જાય છે. દરસાલ અધિકાધિક ભયંકર અને સત્વર પ્રાણનો ઘાત કરે એવાં શસ્ત્રાસ્ત્ર તૈયાર થતાં જાય છે, અને તેમાં સુધારો વધારો થતો રહે છે. આથી કરીને કંઇ નહિ તો પોતાની સલામતીની

---

*ઇંગ્લાંડના અર્થ શાસ્ત્રીઓ અને બીજા દેશોના અર્થ શાસ્ત્રીઓ આ બાબતમાં એકમત નથી. પરદેશો સાથેની સ્પર્દ્ધાથી પોતાના દેશના હુન્નર પડી ભાગે, અગર નવા હુન્નર પગભર થતા અટકે એને ઇંગ્લાંડ સિવાયના બીજા દેશના અર્થશાસ્ત્રીઓ ઇષ્ટ ગણતા નથી. આથીજ તેમણે સંરક્ષક પદ્ધતિ સ્વીકારેલી છે. તેઓ કહે છે કે ઇંગ્લાંડને ઘણા પ્રકારની અનુકૂળતા હોવાથી ત્યાં અનિયત્રિંત વ્યાપાર પદ્ધતિથી લાભ થાય એ સંભવિત છે. છતાં ત્યાં પણ હવે વિચારમાં જરા ફેરફાર થવા લાગ્યો છે.

ખાતર પણ દરેક રાજ્યને આ હરીફાઇમાં તણાવું પડે છે. આ હરિફાઇને પરિણામે જે જાદવાસ્થળી જાગવાનો સંભવ છે, તે અટકાવવાનો ફક્ત એકજ માર્ગ જણાય છે કે અને તે એ છે કે બધાં રાજ્યોએ દ્વેષભાવ અને અવિશ્વાસ છોડી દઇને સ્નેહભાવ અને વિશ્વાસથી વર્તવું અને મતભેદ ઉભો થવાનો પ્રસંગ આવતાં સલાહસંપથી નિવેડો લાવવો. અને આપણે બધાં રાજ્યોએ એકત્ર થઇ એક મોટા સામ્રાજ્ય કે સંયુક્ત સંસ્થાન જેવી રાજ-વ્યવસ્થા સ્વીકારવી. આમ થશે તો આખી દુનિયામાં કાયમની સુલેહ શાન્તિ પથરાશે અને તેની આબાદીમાં મોટો વધારો થતો જશે."

લીબરલ પક્ષના અગ્રણી સર હેન્રી કેમ્પબેલ બેનરમેને પણ એવાજ વિચાર પ્રદર્શિત કર્યા છે:—"મારો મત એવો છે કે લડાયક સામગ્રીમાં જે વધારો થતો ચાલ્યો છે, તેથી દુનિયાની શાન્તિને મોટો ધોકો પહોંચે છે. એ રાજનીતિનો અર્થ એટલોજ થાય છે કે મોટાં રાજ્યો વચ્ચેના તકરારોનો નિકાલ લાવવાનો માર્ગ ફક્ત એકજ છે અને તે 'બળ' છે. એ રાજનીતિ જુના ઘાને તાજા કરે છે અને નવા ઘા પેદા કરે છે. માટે હું ધારૂં છું કે લવાદીથી તકરાર હોલવવાનો માર્ગ જો લોકપ્રિય થતો જશે, તો લશ્કરી ખર્ચમાં મોટો ઘટાડો કરી શકાશે. એવા શાન્તિમંડળનું અગ્રણીપણું ઇંગ્લાંડને પ્રાપ્ત થાય, એના જેવું બીજું કયું યોગ્ય પદ આ મહાન દેશને માટે ઉચિત ગણાય ?"

યુદ્ધ લાલસા દુનિયાના વેપારને તથા સુધારાને કેટલી બધી હાનિકારક છે એ દૃષ્ટિથી આપણે અત્યાર સુધી એ પ્રશ્નનું નિરૂપણ કર્યું છે. વધારામાં યુરોપનાં રાજ્યો પોતે 'ક્રિશ્ચીયન' ધર્માનુયાયી હોવાનો દાવો કરે છે તે પણ ભૂલી જવું જોઇતું નથી. પણ એ રાજ્યો જો પોતાનું વર્તન ખ્રિસ્તી ધર્મની આજ્ઞાઓને અનુરૂપ રાખે તો કોઇ દિવસ વિગ્રહ ઉભા થવા પામેજ નહિ. યુદ્ધ લાલસા પોતાને ક્રિશ્ચિયન કહેવરાવનારા યુરોપી રાજ્યોની ધર્મભાવનાને લજ્જાસ્પદ છે. ક્ષમા અને ભૂત દયા એ ખ્રિસ્તિ ધર્મનાં મુખ્ય તત્ત્વ છે. છતાં પાર્લામેન્ટના મેમ્બરોમાં અને વર્તમાન પત્રકારોમાં કેટલાક એવા પણ છે કે જેઓ

રાજ્યોમાં પરસ્પર કલહ અને અવિશ્વાસનાં બીજ રોપવાનો અને દુષ્ટ મનોવિકારોને પ્રજ્વલિત કરવાનો ધંધો લઈ બેઠા છે. આવા પુરૂષોની દુષ્ટ પ્રવૃત્તિને લીધેજ ઇતિહાસમાં આટલો બધો રક્તપ્રવાહ નજરે પડે છે એવા લોકો પણ શાન્ત મને વિચાર કરશે તો તેમને જણાશે કે હાલમાં બધાં રાજ્યો એક બીજાની સાથે એવા નિકટના સંબંધથી ગુંથાયલાં છે કે એકના અહિતમાં બીજાનું અહિત, અને એકના હિતમાં બીજાનું હિત રહેલું છે. એક એક રાજ્ય મુશ્કેલીમાં આવે તો તેથી પ્રત્યેક રાજ્યને થોડી ઘણી લાપંડ વળ્યા વગર રહેતી નથી.

પ્રાચીન કાળમાં દરેક માણસ પોતાનો ન્યાય પોતાની મેળે કરતો. કોઇ પોતાને નુકશાન કરી જાય, તો કાયદો પોતાના હાથમાં લઇ પોતાના વેરનો બદલો પોતેજ લેતો. હાલ આ પ્રમાણે થવા દેવામાં આવતું નથી. ઉલટું જે માણસ તેવા કારણે બીજાને શિક્ષા કરે, તેને કાયદો ગુન્હેગાર ગણે છે. અર્થાત્ ખાનગી તકરારોનો ન્યાય લેવા માટે આપણને સ્થાપિત રાજ્યસત્તા પાસે જવું પડે છે. ન્યાય મેળવવા માટે આપણને કોર્ટનો આશ્રય લેવો પડે છે. અને યોગ્ય સત્તાધીશોને અરજ ગુજારવી પડે છે. ન્યાયની આવી પદ્ધતિ વ્યક્તિઓની માફક રાજ્યોને પણ લાગુ પાડવાનો વખત શું હવે નથી આવી લાગ્યો ? તેઓ પણ પોતાના ન્યાયધીશ પોતેજ બને, અને જંગલી માણસોની માફક કાયદો પોતાના હાથમાં લઇ ખાનગી વેરનો બદલો પોતેજ લે એ શી રીતે ઇષ્ટ ગણાય? એક વ્યક્તિ જેમ પોતાનો ન્યાયાધીશ પોતેજ થવા માટે નાલાયક ગણાય છે, તેવીજ રીતે એક રાજ્ય પણ પોતાનો ન્યાયાધીશ પોતેજ થવાને માટે નાલાયક ગણાવું જોઇએ, તેણે પણ પોતાનો મુકદ્દમો લવાદી કોર્ટની આગળ રજુ કરી રીતસર ન્યાય માગવો જોઇએ; તેમ નહિ કરતાં જે રાજ્ય બીજાના રાજ્ય ઉપર ચઢાઇ લઇ જાય તેને દુનિયાની શાન્તિનો શત્રુ લેખી બધાં રાજ્યોએ યોગ્ય નસીયત આપવી જોઇએ.

આ પ્રમાણે સર્વ બાજુનો વિચાર કરી જોતાં બધાં રાજ્યો વેરભાવ ભૂલી સંપ સંપીને રહે, એવા ઉપાય યોજવા એ આપણું મુખ્ય કર્તવ્ય થઇ

પડે છે. લશ્કરી ખર્ચમાં ઘટાડો કરવાથી આખી દુનિયાને અને ખાસ કરીને યુરોપખંડને અત્યંત લાભ થવાનો મોટો સંભવ છે. અરે, તેમ થશે તોજ યુરોપ મોટા જબરદસ્ત ધડાકામાંથી બચવા પામશે. લશ્કરી ખર્ચમાં ઘટાડો કરવાથી કરમાં ઘટાડો કરી શકાશે, કામ કરવાના વખતમાં ઘટાડો કરી શકાશે, મજુરોને મળતા મહેનતાણામાં વધારો કરી શકાશે, અને જીવન નિર્વાહની આવશ્યક ચીજોના ભાવ સસ્તા કરી શકાશે. આથી કરીને લશ્કરમાં ઘટાડો કરવાની સુચના કરવાની એક પણ તક આપણે જવા દેવી જોઇએ નહિ. આપણી સુચના ઉપર લક્ષ નહિ આપવામાં આવે, એ બનવા જોગ છે; તોપણ આપણે આપણી ફરજ બજાવી છુટયા છીએ, એવી રીતે આપણે આપણા મનનું સમાધાન કરી શકીશું.

આપણી હાર થશે, પણ એ હારથી ઉલટો આપણી પ્રતિષ્ઠામાં વધારો થશે. પણ લખક કહે છે કે 'મને તેવો ધાસ્તી નથી લાગતી. યુરોપની વિવેક બુદ્ધિ ઉપર મને મોટો વિશ્વાસ છે. આપણી માગણી હાલ માન્યતા રાખવામાં નહિ આવે, તોપણ ફિકર નહીં. થોડી મુદત પછી આપણે તેનો સ્વીકાર થયા સિવાય રહેવાનો નથી. આપણે જે રાજનીતિની હિમાયત કરીએ છીએ, તેનો સ્વીકાર થવાથી જો ઉડાઉપણા ઉપર અંકુશ મુકાશે, તથા ઇર્ષ્યા અને અવિશ્વાસ ને સાથે સદ્ભાવ અને શાન્તિનું સામ્રાજ્ય થશે, તો તેથી એકલા યુરોપનેજ નહિ, પણ આખી દુનિયાને અત્યંત લાભ થશે; એવી રાજનીતિ અખ્તીયાર કરવામાં આવશે, તોજ યુરોપનું ભવિષ્ય ચળકતું છે એવી આપણી ખાત્રી થશે. દુનિયા ઉપર શાન્તિ અને મનુષ્યમાં ભ્રાતૃભાવ ફેલાવવાના ઉમદા કાર્યમાં આગેવાની લેવી, એના જેવી બીજી કઇ ઉમદા મહત્ત્વાકાંક્ષા કોઇ રાજ્યને માટે હોઇ શકે ? સર્વ રાજ્યો પરસ્પરનો વિરોધ છોડી દઇ એક બીજા તરફ સ્નેહભાવ ધારણ કરે, અને પોતે સુખ શાન્તિનો અનુભવ કરી અખિલ વિશ્વને તેનો લાભ આપે, એટલીજ તેમને સવિનય સુચના છે; તે સ્વીકારવાની સદ્બુદ્ધિ તેમને આપો. !

संगच्छध्वं संवदध्वं संवो मनांसिजानताम् ।
देवाभागंयथापूर्वे संजानाना उपासते ॥

ऋग्वेद.

**ભાવાર્થ:**—હે લોકો, તમે બધા એક બીજા સાથે હળી મળીને ચાલો, અને ટંટાબખેડા છોડી દઇને એક બીજાની સાથે નિખાલસ મનથી બોલો, તથા તમારાં મનને સંસ્કારી કરો અને પહેલાંના જ્ઞાની પુરૂષો જેવી રીતે ઇશ્વરની ઉપાસના કરતા આવ્યા છે, તેવીજ રીતે તમે પણ કરો.

समानो मंत्रःसमितिः समानीसमानं मनःसहचित्तमेषाम् ।
समानं मन्यमभिमंत्रयेवः समानेनवोहविषाजुहोमि ॥

ऋग्वेद.

ભાવાર્થ;—તમે વિષમ વિચાર કરતા નહિ, તમારી સામાજીક વ્યવસ્થા સમતાના તત્વ ઉપર ચલાવો; તમારા સંકલ્પ વિકલ્પ પણ ધ્યેયમાં એક જાતના હોવા દો, ( ઇશ્વર કહે છે ) હું તમો સર્વને સમતાનોજ ઉપદેશ કરૂં છું અને તમે પણ જો મારા ઉપદેશ પ્રમાણે ચાલશો તો હું તમને સરખું ફલ આપીશ. તથાસ્તુ.

